**૧૧૩ વિષયો પર ૫૫૪ હદીષો**
**અને ૪૭૪ મસાઈલનો મુસ્તનદ ખજાનો....**

# અન્વારુલ હદીષ

લેખક : હઝરત અલ્લામા મૌલાના મુફ્તી
જલાલુદ્દીન અહમદ અમજદી ( عَلَيهِ الرَّحمَةُ وَ الرِّضوَان )

અનુવાદક : પટેલ શબ્બીર અલી રઝવી દયાદરવી
*તંત્રી : બરકાતે ખ્વાજા (માસિક)*


**પ્રકાશક**
**અંજુમને રઝાએ મુસ્તફા-દયાદરા**
GRWB/059/Bharuch/02 C/o. ફયઝાને રઝા મંઝિલ,
મુા.પો. દયાદરા, તા. જિ. ભરૂચ
પિન : ૩૯૨૦૨૦ ફોન : ૦૨૬૪૨-૨૮૨૭૯૨
મો. ૯૪૨૭૪ ૬૪૪૧૧ Email ID : islamic@sancharnet.in

**કિંમત : રૂા. ૬૦/-**

પ્રકાશન નં. : ૧૩૦ આવૃત્તિ-૧ પ્રત : ૩૧૦૦
૧૫-શા'બાનુલ મોઅઝ્ઝમ હિ.સ. ૧૪૨૬ સપ્ટેમ્બર-૨૦૦૫

**નૂરાની આર્ટ-દયાદરા**
ફોન : (૦૨૬૪૨) ૨૮૨૭૯૨, મો. ૯૪૨૭૪ ૬૪૪૧૧


## અનુક્રમણિકા

## અનુક્રમણિકા





## અનુક્રમણિકા

## અનુક્રમણિકા





## અનુક્રમણિકા

# પ્રકાશકના બે બોલ...

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

## ★ માણસનો સાચો મિત્ર ઈલ્મ ★

પ્યારા દીની ભાઈઓ ! તથા બહેનો ! તમારો કોઈ દુનિયવી દોસ્ત તમને આખેરતમાં કામ આવશે નહીં, દુનિયામાં પણ મિત્ર કઈ ઘડીએ ધોકો આપી જાય તે નક્કી નથી ! પણ ઈલ્મે દીનને તમે જો મિત્ર બનાવો તો તે એક એવો મિત્ર છે કે યકીનન ! દુનિયામાં પણ તમને ચૈન તથા રાહત આપશે અને તમારી આખેરત પણ એની મિત્રતાના સબબે સંવરી જશે.

જો આજે વિ□ના તમામ મુસલમાનો દુનિયાની સાથે સાથે ઈલ્મે દીનનો અભ્યાસ કરતા રહે અને તેના પર અમલ કરતા રહે તો યકીનન ! આખા જગતમાં તેમનું જ ચલણ હોય. પણ અફસોસ ! કે આજના માનવીને જાણે દીની ઈલ્મથી સુગ હોય તેમ (મઆઝલ્લાહ !) ટી.વી. જોઈ જોઈને તેની તા'લીમથી માઈન્ડ ગંદુ કરીને એવો બની ગયો છે કે **યૂરોપ અમેરિકાની રવિશ પર ચાલવા તથા તેમની તા'લીમ તથા રીતભાતને અપનાવવાને ફખ્ર સમજે છે અને દીની ઈલ્મની મેહફિલમાં જો આવી જાય તો થોડીકવારમાં અકળામણ અનુભવવા લાગે છે !** ૨૪ કલાક અને બારે માસ મોટા ભાગનો સમય દુનિયાની જિંદગીને સમારવા પાછળ જ મોટા ભાગના લોકો ખર્ચે છે. એટલે કે દુનિયા જ તેમના મન મુખ્ય છે અને દીન જાણે કે ગૌણ ચીજ છે ! જો કે એવું ન હોવું જોઈએ, **મુસલમાન માટે તો આખેરત જ સર્વ કાંઈ છે અને દુનિયા તો તેના માટે પરીક્ષાખંડ સમાન છે.** જેથી દુનિયાની સાથોસાથ હરપળે દીનનો ખયાલ તથા દીનનું જ્ઞાન મેળવતા રહેવું **અનિવાર્ય** છે. જેવી રીતે દુનિયાવી જ્ઞાનથી ગફલતમાં રહેનાર



દુનિયામાં ઠોકરો ખાય છે તેમ દીની જ્ઞાનથી ગફલતમાં રહેનાર આખેરતમાં ઠોકરે ચઢી શકે છે અને દુનિયામાં પણ ઈત્મિનાનનું જીવન નથી પામી શક્તો.

## ★ ઈલ્મની ફઝીલત કુર્આન તથા હદીષમાં ★

રબ ફર્માવે છે :– وَقُلْ رَّبِّ زِدْنِیْ عِلْمًا

**"અને તમે અર્ઝ કરો કે, હે મારા રબ ! મને "અધિક ઈલ્મ આપ."** *(પારા, ૧૬, રુકૂઅ–૧૪)*

હઝરત અલ્લામા ઈબ્ને હજર અસ્કલાની رحمۃ اللہ علیہ લખે છે કે, "આ આયતે કરીમાથી ઈલ્મની ફઝીલત સ્પષ્ટપણે સાબિત થાય છે **એટલા માટે ખુદા તઆલાએ પોતાના પ્યારા મુસ્તફા** صلی اللہ علیہ وسلم **ને ઈલ્મ સિવાય કોઈ અન્ય ચીજની અધિકતા પામવા માટેનો હુકમ નથી ફર્માવ્યો."** *(ફત્હુલ બારી શરહે બુખારી, ભાગ–૧, પેજ–૧૩૦)*

હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે કે :–

**"ઈલ્મથી ઈસ્લામની જિંદગી છે અને દીનનો સ્તંભ છે."** *(કન્ઝુલ ઈમ્માલ, ભાગ–૧૦, પેજ–૭૬)*

હઝરત ઓબાદા رضی اللہ عنہ થી રિવાયત છે :–

**"ઈલ્મ ઈબાદતથી બેહતર છે."** *(હવાલો ઉપર મુજબ)*

હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે :–

**"રાતમાં એક ઘડી ઈલ્મ પઢવો આખી રાત જાગવા કરતાં બેહતર છે."** *(મિશ્કાત શરીફ, પેજ–૩૬)*

હઝરત મુલ્લા અલી કારી رحمۃ اللہ علیہ ફર્માવે છે :–

"આ હદીષ શરીફનો મતલબ એ છે કે એક કલામ આપસમાં લ્મની તકરાર (ચર્ચા) કરવી, ઉસ્તાદથી પઢવું, શાગિર્દને પઢાવવું, કિતાબ અથવા એનો અભ્યાસ કરવો એ **રાતભરની ઈબાદતથી બેહતર** છે."

હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما ની રિવાયત છે કે :–

"ઈલ્મને અનિવાર્યપણે પકડો ! એટલા માટે કે **ઈલ્મ મો'મિનનો ગાઢ મિત્ર** છે." *(કન્ઝુલ ઉમ્માલ, ભાગ–૧૦, પેજ–૮૮)*

સારાંશ કે **ઈલ્મ** અતિ મહત્વની ચીજ છે. પણ અફસોસ કે આજે લોકો ઈલ્મથી એટલા દૂર ભાગે છે કે **કેટલાક તો નાની સરખી કિતાબ મફત આપીએ તોય હાથમાં આપીએ ત્યારે જાણે વિંછી હાથમાં આવી ગયો હોય એમ ગભરાઈને પાછી આપી દે છે ! કે ટાઈમ જ કોની પાસે છે ! અફસોસ ! મુસલમાન અફસોસ ! તારું અસલ જૌહર ત્યજીને તું દુનિયાના શૈતાની કારખાના પાછળ એવો ડૂબી ગયો કે તને આખેરત માટે જાણવા કે કરવા કશાયની ફુરસદ જ નથી !** હે ભાઈ ! જો તારું ભલું ચાહતો હોય તો પલ્ટી આવ ! દીન તરફ પલ્ટી આવ ! નહીં તો દુનિયામાં તારી ફજેતી હજી વધારે થશે ! અને આખેરતની પરીક્ષા તો બહું જ કઠીન છે.

ઈલ્મ પ્રાપ્તિની ફઝીલતમાં એ જ હઝરત ઈબ્ને અબ્બાસ رَضِیَ اللّٰهُ عَنْهُمَا થી રિવાયત છે કે :–

**"એક ક્ષણ ઈલ્મ હાંસલ કરવો રાતભરની ઈબાદતથી બેહતર છે અને એક દિવસ ઈલ્મ હાંસલ કરવો ત્રણ મહીનાના રોઝાથી બેહતર છે."** *(કન્ઝુલ ઉમ્માલ, પેજ–૭૫, ભાગ–૧૦)*

આપણે ખૂદ જોઈએ છીએ કેટલાય ૫૦–૬૦–૭૦ વરસના ભાઈઓ–વડીલો નમાઝના તો પાંબદ છે પણ તિલાવત તેમની સહીહ નથી, ન તો રુકૂઅ સિજદા સહીહ રીતે તેઓ કરે છે. હવે પાંચેવ ટાઈમ પાબંદીથી નમાઝ પઢે છે, નફ્લો પણ પઢે છે... પણ પરિણામ શું ?! નમાઝના નિયમાનુસાર નમાઝ નથી પઢતા જેથી એ નમાઝ કબૂલ થવાની નથી ! જો ઈલ્મ શીખે અને સહીહ નમાઝ પઢે તો તેમની ઈબાદત કબૂલ થશે. એવા જ લોકો વિશે આ હદીષ વાંચો અને બોધ મેળવો :–

હઝરત અબૂ હુરૈરહ્ رَضِیَ اللّٰهُ عَنْهُ થી રિવાયત છે કે :–

"માણસ ૬૦ વરસો સુધી નમાઝ પઢતો રહે છે, પરંતુ તેની કોઈ



નમાઝ રબની બારગાહમાં કબૂલ નથી થતી. કેમ કે તે માણસ રુકૂઅ તથા સિજદા સંપૂર્ણપણે અદા નથી કરતો." *(ઝવાજિર)*

એટલા જ માટે કહેવામાં આવ્યું છે કે :–

**"આલિમનું રાતભર સૂવું જાહિલની રાતભરની ઈબાદતથી અફઝલ છે."**

તેમ જ હઝરત ઈબ્ને અબ્બાસ رَضِیَ اللّٰهُ عَنْهُمَا ની રિવાયત છે કે :–

**"આલિમની સાથે બેસવું ઈબાદત છે."** *(કન્ઝુલ ઉમ્માલ, ભાગ–૧૦, પેજ–૮૪)*

આપણી આ કિતાબ પણ એવા જ એક મહાન બાઅમલ આલિમે દીન ફકીહે અસ્ર અલ્લામા મુફતી જલાલુદ્દીન અમજદી عَلَیْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ ની મહેનતોનું પરિણામ છે. **ઘણા લોકો હદીષની કિતાબો માંગતા હોય છે કે અમને ગુજરાતીમાં બુખારી શરીફ, મુસ્લિમ શરીફ જોઈએ છે !** પણ હદીષની એ કિતાબો **સુન્ની આલિમની શરહ (ખુલાસા) વિના સામાન્ય લોકોએ વાંચવી ન જોઈએ, નહીં તો અમુક હદીષોના જાહેરી અર્થો વાંચીને પોતે ગુમરાહીમાં પડી શકે છે.** અને એટલે આપણા ઉલમાએ હદીષોની શરહો લખેલી છે. ઉર્દૂમાં પણ બુખારી શરીફની શરહ **નુઝહતુલ કારી શરહે બુખારી** (લેખક : મુફતી શરફુલ હક્ક عَلَیْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ) એ ખૂબ જ સાદી સરળ ભાષામાં નવ ભાગમાં મળે છે. અલ્લાહ તૌફીક આપશે તો એનો અનુવાદ ગુજરાતી ભાષામાં આવતા વરસ સુધીમાં મળતો થશે. (ઈન્શાઅલ્લાહ !)

અત્યારે આ **અન્વારુલ હદીષ** કિતાબ પણ ચુનંદા હદીષો રજૂ કરતી એવી જ જરૂરી શરહો (ખુલાસાઓ) સાથે આપની સમક્ષ હાજર છે. આવી કિતાબો પાછળ ઉલમા કેટલો પરસેવો પાડે છે તેને લેખકની જ ઝબાની સાંભળો અને કિતાબોની કિંમત સમજો ! હઝરત મુફતી જલાલુદ્દીન અમજદી عَلَیْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ ખૂદ ફર્માવે છે :–

"આ કિતાબ કેટલો પરિશ્રમ તથા પસીનો પાડયા બાદ તૈયાર થઈ છે તેનો અંદાજો તેના અભ્યાસ બાદ જ થઈ શકે છે. **૧૧૩ વિષયો** પર મેં

૫૫૪ **હદીષો**ની પસંદગી કરી છે, પહેલા કોલમમાં અસલ અરબી લખાણોને પબ્લિકની સરળતા માટે ઝેર–ઝબર–પેશ વગેરે સાથે લખ્યા છે અને બીજા કોલમમાં તર્જુમો સરળ ઉર્દૂ ભાષામાં રજૂ કર્યો છે. દરેક હદીષનો માખઝ (ક્યાંથી લીધી તે) દર્શાવી આપેલ છે અને અમુક હદીષને કાંઈક મસ્લેહતથી ભાગ તથા પેજના હવાલા સાથે નકલ કરવામાં આવેલ છે. હદીષોના અર્થોની સ્પષ્ટતા માટે ઠેકઠેકાણે હદીષની શરહ કરનારાઓનાં કથનો તર્જુમા સાથે લખવામાં આવ્યા છે અને દરેક વિષયની અનુરૂપતા પ્રમાણે સૂચનોના મથાળા સાથે ઘણા મહત્વના મસાઈલ સનદધારી કિતાબોના ભાગ, પેજ નંબરોના હવાલા સાથે લખેલ છે. શક્ય ત્યાં સુધી કિતાબત તથા પ્રુફ રીડીંગમાં કરેકશનની કાળજી રાખી છે. છતાં પણ અહલે ઈલ્મ હઝરાતને વિનંતિ છે કે જો કોઈ ખામી જોવા મળે અને માહિતગાર કરશો તો અમે આભારી થાશું.'' *(અન્વારુલ હદીષ, ઉર્દૂ બે બોલ, અઝ : લેખક)*

ગુજરાતીમાં હદીષોનો કેવળ તર્જુમો જ લીધો છે. ઉમ્મીદ છે મુસલમાનો આ કિતાબથી ખૂબ લાભ ઉઠાવશે.

**–લિ. પટેલ શબ્બીર અલી રઝવી દયાદરવી**

દયાદરા (તા. જિ. ભરૂચ) તા. ૨૭ રજબ ૧૪૨૬ (તા. ૨–૯–૦૫)

---

یا صاحب الجمال و یا سید البشر
من وجهک المنیر لقد نور القمر
لا یمکن الثناء کما کان حقه
بعد از خدا بزرگ توئی قصہ مختصر

**(અર્થ)** : અય પૈકરે હુસ્ન ! યકીનન ચૌદહ્વીંકા ચાંદ આપ હી કે નૂરી ચેહરેસે તાબાં (ચમકતા) હે (પૂરી ઈન્સાનિયત) આપ કે અવસાફ ઔર કમાલાત બયાન કર પાએ ? યે મુમ્કિન હી નહીં ! મુખ્તસર યે હે કે ખુદાકે બાદ આપ હી કી ઝાત બુઝુર્ગ વ બરતર હે.



# હુઝૂર દિલ મેં સમાએ, હુઝૂર આંખો મેં.........

[અઝ : હુઝૂર મુફતીએ આ'ઝમે હિંદ મુસ્તફા રઝખાં ''નૂરી'' (علیہ الرحمۃ والرضوان)]

જો ખ્વાબ મેં કભી આએં હુઝૂર આંખોં મેં
સુરૂર દિલ મેં હો પૈદા નૂર આંખોં મેં

હટા દેં આપ અગર રૂખ સે ઈક ઝરા પર્દા,
ચમક ન જાએ અભી બર્કે તૂર આંખોં મેં

ખુલે હંય દીદએ ઉશ્શાક કબ્ર મેં યોં હી
હય ઈન્તઝાર કિસી કા ઝરૂર આંખોં મેં

ખુદા હે તૂ ન ખુદા સે જુદા હય અય મૌલા
તેરે ઝહૂર સે રબ કા ઝહૂર આંખોં મેં

ખુદા સે તુમ કો જુદા દેખતે હંય જો ઝાલિમ
હય ઝૈગ કલ્બ મેં ઉન્કે, ફુતૂર આંખો મેં

ઉમંડ કે આહ નહીં આએ અશ્ક હાએ ખૂં
યે આ રહા હય દિલે ના સબૂર આંખોં મેં

હુઝૂર આંખોં મેં આએં, હુઝૂર દિલ મેં સમાએં
હુઝૂર દિલમેં સમાએં હુઝૂર આંખોં મેં

નઝર નઝીર ન આયા નઝર કો કોઈ કહીં
જચે ન ગિલ્માં નઝર મેં ન હૂર આંખોં મેં

મએ મહબ્બતે મહબૂબ સે યે હંય સર સબ્ઝ
ભરી હૂઈ હય શરાબે તહૂર આંખોં મેં

હુવા હય ખાતિમા ઈમાન પર તેરા **''નૂરી''**
જભી હંય ખુલ્દ કે હૂરો કુસૂર આંખોં મેં

بسم الله الرحمن الرحیم

# પ્રસ્તાવના..

અઝ : રઈસુલ કલમ હઝરત અલ્લામા અર્શદુલ કાદરી

( عَلَيهِ الرَّحمَةُ وَ الرِّضوَانُ )

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

الحمد لله هو المعين — اياه نعبد و نستعين

معترفاً له بالاختصاص — ما حوته سورة الاخلاص

سلطانه في الارض والسماء — رب الجلال وعلى العلاء

ثم صلاته على من اسيدا — باحسن الحديث اعنى احمدا

قطب الوجود وكذا اسلام — لم يكتنيه لكنهه الانام

ويدخل الال بذا اهل الشرف — وصحبه ومن تلا من السلف

એક લાંબા અરસાથી એ બાબતની જરૂરત મેહસૂસ કરવામાં આવી રહી હતી કે એહલે સુન્નતની સામાન્ય પબ્લિક માટે ઉર્દૂ ભાષામાં પવિત્ર હદીષોનો એક સ્ટાન્ડર્ડ સંગ્રહ સંપાદિત કરવામાં આવે. પરંતુ કોઈપણ ભાષાના મતલબો તથા ભાવાર્થોને બીજી ભાષામાં તબદીલ કરવા એ કેટલુ મુશ્કેલ કામ છે તે ઈલ્મ તથા દષ્ટિવાળાથી છુપુ નથી. ખાસ કરીને નબવી હદીષોનો ઉર્દૂ અનુવાદ તો આ લેહાઝથી ઔર મુશ્કેલ છે કે ઈમાન તથા ઈસ્લામની તફસીલો તથા શરીઅતના હુકમોનો તે અસ્લ માખઝ પણ છે એટલા માટે મતલબો તથા ભાવાર્થોની તાબીરમાં શબ્દો તથા વર્ણનની જરા પણ ભૂલ થઈ ગઈ તો ન કેવળ ઈસ્લામના શારેહ ﷺ નો હેતુ તથા મકસદ અદા થવાથી રહી જશે બલ્કે ઈસ્લામી દસ્તૂરની તે રૂહ ડિસ્ટર્બ થઈ જશે જે અમલી જિંદગીના અસંખ્ય પાસાંઓ પર પ્રભુત્વ ધરાવે છે.



એટલા માટે હદીષોના તર્જુમાના સંબંધે કેવળ ભાષાનું જ્ઞાન પૂરતુ નથી બલ્કે મતલબો તથા ભાવાર્થોની ખરી તાબીર પર કુદરતની સાથોસાથ હદીષ ફહમી (હદીષની સમજ)ની ફિક્હી બસીરત, શરહો તથા તાવીલોનો ઊંડો અભ્યાસ, પૂર્વજ બુઝુર્ગોના દીની ચિંતનમય મિજાઝ અને નબી કરીમ ﷺ ની હસ્તી સાથે અતિશય કક્ષાનો ઈશ્ક તથા અકીદત અને તા'ઝીમ તથા એહતેરામનો દીવાનગીભર્યો જઝબો અત્યંત જરૂરી છે.

ખુદાનો શુક્ર છે કે ફાઝિલે જલીલ હઝરત મૌલાના મુફ્તી જલાલુદ્દીન અહમદ સાહબ અમજદી ઝૈદ મજદહુમ આ મહાન ખિદમતને અંજામ આપવાના માટે તૈયાર થઈ ગયા અને વરસોની મહેનત તથા પસીનો પાડયા બાદ તેમણે મુસ્તનદ હદીષોનો એક ઉર્દૂ સંગ્રહ સંપાદિત કરીને કૌમની સમક્ષ રજૂ કર્યો જે અત્યારે આપણી રૂબરૂ હાજર છે.

હું મારા ઈલ્મ તથા યકીનની હદ સુધી કહી શકુ છું કે મૌલાના મૌસૂફ પોતાના ઈલ્મ તથા તકવા, બસીરત તથા તીવ્ર સમજશક્તિ અને ઈશ્ક તથા જાણકારીની લતાફતો, તહારતો તથા સઆદતોના એતબારથી ખરેખર આ ખિદમતને પાત્ર છે અને કશીય શંકા વિના તેમની આ ખિદમત માનની તથા વિ□ાસની દષ્ટિએ જોવાને પાત્ર છે.

હું દુઆ કરું છું કે મૌલા તઆલા અહલે હક્કની તરફથી તેમને આ અતિ મૂલ્યવાન ખિદમત માટે મહાન તથા અજોડ બદલો અતા ફર્માવે, અને સહીહ હદીષોનો આ ઉર્દૂ સંગ્રહ બારગાહે રિસાલત ﷺ માં કબૂલિયતની સનદથી સરફરાઝ કરે.

સમયની રસમ પ્રમાણે અઝીઝ મૌસૂફે પોતાના મૂલ્યવાન સંગ્રહના બે બોલ લખવાને માટે મારી જેવા અયોગ્ય પાત્રને એટલીવાર મજબૂર કર્યો કે હવે લાચારી દર્શાવવાની પણ ગુંઝાઈશ બાકી નથી રહી. જો કે એ વાસ્તવિક હકીકત છે કે આ મહાન પદને પાત્ર હું નથી પરંતુ કેવળ એ લાલચમાં કલમ ઉઠાવી રહ્યો છું કે કદાચ મહશરના મેદાનમાં આ જ થોડીક લીટીઓ મારા આમાલનામાની ઉચ્ચતાના બે બોલ બની જાય.

નબવી હદીષોના પ્રચાર તથા પ્રસારની ખિદમત ખરેખર બંને જહાનની સૌથી મહાન સન્માનપાત્ર ચીજ છે પરંતુ ક્ષણિક જીવનની અમુક

પળોને ખર્ચવાનું આ કામ પણ કાંઈ ઓછું ગર્વને પાત્ર નથી કે હક્કના દુશ્મનોની તરફથી પવિત્ર હદીષોની હુર્મત તથા નામૂસ (પવિત્રતા તથા ઈજ્જત) પર કરવામાં આવેલા હુમ્લાઓનો સામનો કરીને દિલોના અંધકારમય વિરાનાઓમાં હકીકત તથા યકીનનું અજવાળુ ફેલાવવામાં આવે.

એ જ ભાવના હેઠળ મેં મારા પ્રાસ્તવિક બે બોલમાં હદીષની હૈષિયત, હદીષના સંપાદનની ઈલ્મી તથા ઐતિહાસિક અજોડતા અને હદીષના ઈન્કારનો ફિત્નો તથા તેના સબબો તથા પ્રવૃત્તિઓ પર તદ્દન નિખાલસપણે ચર્ચા કરીને ઘણી બધી હકીકતો જાહેર કરી છે જેના પર હજી સુધી પડદો પડેલો છે.

ખુદા કરે કે મારા કલમની આ કોશિશ ઈલ્મવાળાઓની બારગાહોથી પ્રતિષ્ઠા તથા વિ□ાસની સનદ હાંસલ કરે અને સામાન્ય મુસ્લિમો ઈસ્લામના દુશ્મનોની એ સાઝિશોથી બાખબર થઈ જાય જે હદીષના ઈન્કારની પાછળ પ્રવૃત્ત છે.

## ★ હદીષની વ્યાખ્યા અને તેના પ્રકાર ★

જમહૂર મુહદ્દિષોની ઈસ્તેલાહમાં હદીષની વ્યાખ્યા આ પ્રમાણે કરવામાં આવી છે :–

**(અર્થ)** : હદીષ હુઝૂર ﷺ ના કૌલ (કથાન)ને કહે છે તે સ્પષ્ટપણે હોય કે હુકમની રીતે હોય, અને હુઝૂર ﷺ ના કાર્યને અને હુઝૂર ﷺ ની "તકરીર"ને. તકરીરનો મતલબ એ છે કે હુઝૂર ﷺ ની રૂબરૂ કોઈ કોઈ કામ કરવામાં આવ્યું અને હુઝૂર ﷺ એ તેને મના ન કર્યું. અથવા સહાબા رضوان الله تعالى عليهم اجمعين માંથી કોઈએ કોઈ વાત કહી અને હુઝૂર ﷺ એ તેને રદ ન કરી, બલ્કે ખામોશ રહ્યા અને અમલી રીતે તેને સાબિત કરી આપ્યું. *(અન્નખ્બતુન્નબહાનિયહ્)*

ત્યારબાદ ફર્માવે છે :–

**(અર્થ)** : અને આ રીતે હદીષનો શબ્દ સહાબા رضوان الله تعالى عليهم اجمعين ની વાણી તથા વર્તન અને તકરીર માટે પણ બોલવામાં આવે છે. અને "સહાબી" તે મોહતરમ હસ્તીને કહેવામાં આવે છે જેને ઈમાનની



હાલતમાં હુઝૂર ﷺ ની સોહબત નસીબ થઈ અને ઈમાન પર જ ખાત્મો થયો. *(હવાલો ઉપર મુજબ)*

ત્યાર બાદ ફર્માવે છે :–

**(અર્થ)** : અને એ પ્રમાણે હદીષનો શબ્દ તાબઈનની વાણી તથા વર્તન તથા તેમની તકરીરના માટે પણ બોલવામાં આવે છે, અને "તાબઈ" કહે છે તે મહાન હસ્તીને જેણે ઈમાનની હાલતમાં સહાબી સાથે મુલાકાત કરી અને ઈમાન પર તેનો ખાત્મો થયો. *(હવાલો ઉપર મુજબ)*

## ★ હદીષના પાયાના પ્રકારો ★

આ લેહાઝથી હદીષના ત્રણ પ્રકારો થઈ ગયા જેની સ્પષ્ટતા હઝરત શૈખ મુહક્કિક સૈયદી શાહ અબ્દુલ હક્ક મુહદ્દિષ رضی الله عنه એ આ પ્રમાણે કરી છે :–

૧. જે હદીષની રિવાયતનો ક્રમ નબી અકરમ ﷺ સુધી પહોંચે છે તેને **"મરફૂઅ હદીષ"** કહે છે.
૨. અને જે હદીષની રિવાયતનો ક્રમ સહાબી સુધી પહોંચે છે તેને **"મૌકૂફ હદીષ"** કહે છે.
૩. અને જે હદીષની રિવાયતનો ક્રમ તાબઈ સુધી પહોંચે તેને **"મક્તૂઅ હદીષ"** કહે છે.

## ★ હદીષની દીની હૈસિયત ★

એ બાબત વર્ણનની મોહતાજ નથી કે અહકામે શરીઅતનું પ્રથમ ઉદ્ભવ સ્થાન (મૂળ) કુર્આને અઝીમ છે તે ખુદાની કિતાબ છે અને કુર્આનની જ સ્પષ્ટતા તથા હિદાયતના આધારે રસૂલે ખુદા ﷺ ની ઈતાઅત (આજ્ઞાપાલન) તથા ઈત્તેબાઅ (અનુસરણ) પણ દરેક મુસલમાનના માટે લાઝિમ તથા જરૂરી છે કે એના વિના અહકામે ઈલાહીની વિગતોને જાણવું અને કુર્આની આયતોનો મકસદ તથા હેતુ સમજવો શક્ય નથી, એટલા માટે આપોઆપ હદીષ પણ આ લેહાઝથી શરીઅતના હુકમોનો માખઝ ઠરી કે તે રસૂલે ખુદાનાં હુકમો તથા ફર્માનો,

તેમના અમલો, કાર્યો કુર્આની આયતોની સ્પષ્ટતા તથા હેતુઓથી બાખબર થવાનો એક જ ઝરીયો છે.

હવે નીચેના લખાણમાં કુર્આન મુબીનની તે આયતોનો અભ્યાસ કરો જેમાં ખૂબ જ સ્પષ્ટપણે તથા ખુલાસાવાર વારંવાર રસૂલે અન્વર ﷺ ની ઈતાઅત તથા આજ્ઞાપાલન તથા ઈત્તેબાઅ (અનુસરણ) તથા પયરવીનો હુકમ આપવામાં આવ્યો છે.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا أَطِيعُوا اللَّهَ وَرَسُولَهُ وَلَا تَوَلَّوْا عَنْهُ ۔

"હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને તેના રસૂલની ઈતાઅત (આજ્ઞાપાલન) કરો અને રસૂલથી વિમુખ ન થાવ." *(પારા–૯, રુકૂઅ–૧૭)*

أَطِيعُوا اللَّهَ وَرَسُولَهُ وَلَا تَنَازَعُوا فَتَفْشَلُوا ۔

"અલ્લાહ અને તેના રસૂલની ઈતાઅત કરો અને આપસમાં ન ઝઘડો કે વિખેરાઈને કમજોર થઈ જશો." *(પારા–૧૦, રુકૂઅ–૨)*

وَمَا أَرْسَلْنَا مِنْ رَسُولٍ إِلَّا لِيُطَاعَ بِإِذْنِ اللَّهِ

"અને અમે કોઈ રસૂલ નથી મોકલ્યા પણ એ હોદ્દાની સાથે કે અલ્લાહના હુકમથી તેનું આજ્ઞાપાલન કરવામાં આવે." *(પારા–૫, રુકૂઅ–૬)*

قُلْ إِنْ كُنْتُمْ تُحِبُّونَ اللَّهَ فَاتَّبِعُونِي يُحْبِبْكُمُ اللَّهُ

"હે રસૂલ ! આપ લોકોને ફર્માવી દો કે જો તમે ખુદાથી દોસ્તીનો દમ ભરો છો તો મારી પયરવી (અનુસરણ) કરો ! ખુદા તમને પોતાનો દોસ્ત બનાવી લેશે." *(પારા–૩, રુકૂઅ–૧૨)*

فَلَا وَرَبِّكَ لَا يُؤْمِنُونَ حَتَّىٰ يُحَكِّمُوكَ فِيمَا شَجَرَ بَيْنَهُمْ ۔

"તમારા રબની કસમ ! તેઓ કદાપિ મુસલમાન નથી થઈ શક્તા જ્યાં સુધી કે પોતાના તે મામલાઓમાં તમને પોતાના હાકિમ ન માની લે જેનામાં તેમનો આપસમાં ઝઘડો છે." *(પારા–૫, રુકૂઅ–૬)*

أَطِيعُوا اللَّهَ وَأَطِيعُوا الرَّسُولَ وَأُولِي الْأَمْرِ مِنْكُمْ
فَإِنْ تَنَازَعْتُمْ فِي شَيْءٍ فَرُدُّوهُ إِلَى اللَّهِ وَالرَّسُولِ ۔



"અલ્લાહ અને રસૂલની ઈતાઅત (આજ્ઞાપાલન) કરો અને તેમનું આજ્ઞાપાલન કરો જેઓ તમારામાં હુકૂમતવાળા છે. વળી જો તમારામાં કોઈ વાતનો ઝઘડો ઉભો થાય તો અલ્લાહ અને રસૂલની પ્રતિ રજૂ કરો." *(પારા–૫, રુકૂઅ–૫)*

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا أَطِيعُوا اللَّهَ وَأَطِيعُوا الرَّسُولَ وَلَا تُبْطِلُوا أَعْمَالَكُمْ ۔

"હે ઈમાનવાળાઓ ! અલ્લાહની ઈતાઅત (આજ્ઞાપાલન) કરો અને રસૂલની ઈતાઅત કરો અને તમારા અમલને બાતિલ (બેકાર) ન કરો." *(પારા–૨૬, રુકૂઅ–૮)*

مَنْ يُطِعِ الرَّسُولَ فَقَدْ أَطَاعَ اللَّهَ

"જેણે રસૂલની ઈતાઅત (હુકમપાલન) કરી તો બેશક ! તેણે અલ્લાહની ફર્માબરદારી કરી." *(પારા–૫, રુકૂઅ–૮)*

قُلْ أَطِيعُوا اللَّهَ وَالرَّسُولَ فَإِنْ تَوَلَّوْا فَإِنَّ اللَّهَ لَا يُحِبُّ الْكَافِرِينَ ۔

"હે રસૂલ ! તમે ફર્માવી દો કે અલ્લાહ અને રસૂલની ઈતાઅત કરો, પછી જો તેઓ મુખ ફેરવે તો અલ્લાહ કાફિરોને પસંદ નથી કરતો." *(પારા–૩, રુકૂઅ–૧૨)*

مَا آتَاكُمُ الرَّسُولُ فَخُذُوهُ وَمَا نَهَاكُمْ عَنْهُ فَانْتَهُوا وَاتَّقُوا اللَّهَ إِنَّ اللَّهَ شَدِيدُ الْعِقَابِ

"જે કાંઈ રસૂલ તમને અતા ફર્માવે તેને લઈ લો અને જેનાથી મના કરે તેનાથી દૂર રહો, અને અલ્લાહથી ડરો." *(પારા–૨૮, રુકૂઅ–૪)*

لَقَدْ كَانَ لَكُمْ فِي رَسُولِ اللَّهِ أُسْوَةٌ حَسَنَةٌ

"બેશક ! અલ્લાહનો અઝાબ સખ્ત છે. બેશક ! તમારે માટે રસૂલુલ્લાહની પયરવી બેહતર છે." *(પારા–૨૧, રુકૂઅ–૧૯)*

ઉપરોક્ત કુર્આની આયતોની રૂએ મુસલમાનોના માટે રસૂલે અકરમ ﷺ ની પવિત્ર જાત આજ્ઞાપાલન માટેનું કેન્દ્ર તથા અનુસરણ માટે રજૂ થવાના સ્થાને હોવું સ્પષ્ટપણે સાબિત થઈ ગયું. જેથી આ એતબારથી હવે રસૂલે ખુદા ﷺ નો દરેક હુકમ આપણા માટે એ જ પ્રમાણે આજ્ઞાપાલન માટે વાજિબ છે જેવી રીતે કુર્આનના થકી આપણા સુધી પહોંચનાર ખુદાનો કોઈ હુકમ આપણા માટે આજ્ઞાપાલન માટે

વાજિબ છે, કેમ કે રસૂલનો હુકમ પણ વાસ્તાથી ખુદાનો હુકમ છે.

## ★ એક પાયાનો પ્રશ્ન ★

એ વાત દિમાગમાં બેસાડયા પછી હવે એક પાયાના પ્રશ્ન પર વિચાર કરીએ, અને તે એ છે કે ઉપરોક્ત આયતોમાં રસૂલે ખુદા ﷺ ની ઈતાઅત (આજ્ઞાપાલન) તથા ઈત્તેબાઅ (પયરવી, અનુસરણ)નો જે વારંવાર હુકમ આપવામાં આવ્યો છે તો શું આ હુકમ રસૂલે પાક ﷺ ની કેવળ જાહેરી હયાત સુધી છે અથવા કિયામત સુધીના માટે છે ?

જો મઆઝલ્લાહ ! આ અલ્લાહના હુકમને કેવળ રસૂલની જાહેરી જિંદગી સાથે ખાસ કરી દેવામાં આવે તો બીજા શબ્દોમાં એનો સાફ તથા ઉઘાડો મતલબ એ થશે કે કુર્આન તથા ઈસ્લામ પર અમલ કરવાનો જમાનો પણ રસૂલે ખુદા ﷺ ની જાહેરી હયાત સુધી જ સીમિત છે ! એટલા માટે કે રસૂલે ખુદા ﷺ ના ફર્માનોનું પાલન અને એ અમલોનું અનુસરણ એટલા માટે જ લાઝિમ હતું કે તેમના વિના કુર્આન તથા ઈસ્લામની વિગતોને સમજવું અને એના પર અમલ કરવો અશક્ય જ હતું. પરંતુ જ્યારે કુર્આન તથા ઈસ્લામ પર અમલ કરવાનો હુકમ કયામત સુધીના માટે છે, તો સાબિત થયું કે રસૂલે ખુદા ﷺ ની ઈતાઅત (આજ્ઞાપાલન) તથા ઈત્તેબાઅ (અનુસરણ)નો હુકમ પણ કયામત સુધીના માટે છે.

## ★ હદીષનું દલીલ હોવા બાબતે એક મહાન પુરાવો ★

જ્યારે એ વાત નિશ્ચિત થઈ ગઈ કે કુર્આન તથા ઈસ્લામ પર અમલ કરતા રહેવાનો હુકમ કયામત સુધીના માટે છે અને એ પણ સિદ્ધ થઈ ગયું કે કુર્આન તથા ઈસ્લામની વિગતવાર તફસીલનો ઈલ્મ અને એના પર અમલ કરતા રહેવું રસૂલની ઈતાઅત (ફર્માંબરદારી, આજ્ઞાપાલન) વિના શક્ય નથી તો એના અનુસંધાનમાં બીજો એક પાયાનો પ્રશ્ન એ છે કે લુગત (શબ્દકોશ) તથા પ્રણાલિ અને શરીઅત તથા બુદ્ધિની દષ્ટિએ આજ્ઞાપાલન હમેશાં અહકામ (હુકમો)નું કરવામાં આવે છે, તો પ્રશ્ન



એ છે કે આજે રસૂલે ખુદાના તે હુકમો ક્યાં છે જેની આજ્ઞાપાલનની માંગણી કુર્આન આપણી પાસે કરે છે, કેમ કે હુકમોના વિના આજ્ઞાપાલનની માંગણી સરાસર બુદ્ધિ તથા શરીઅતની વિરૂધ્ધ છે. તો જો આજે પણ કુર્આન આપણાથી રસૂલની ઈતાઅત (આજ્ઞાપાલન)ની માંગણી કરે છે તો અનિવાર્યપણે આજે આપણી સમક્ષ રસૂલના હુકમોનું હોવું પણ જરૂરી છે અને જાહેર છે કે રસૂલે ખુદાના હુકમોથી તે હુકમો હરગિઝ મુરાદ નથી લેવામાં આવી શક્તા જે ખુદા તરફથી કુર્આનમાં આવેલા છે, કેમ કે ખુદાના હુકમો હોવાની હૈસિયતથી તેનું આજ્ઞાપાલન માટે વાજિબ હોવું અમારા માટે પૂરતુ છે. એટલા માટે અનાયાસે માનવું પડશે કે રસૂલે ખુદા ﷺ ના જે હુકમોના પાલનની માંગણી આપણાથી કરવામાં આવી રહી છે તે કુર્આન મજીદમાં આવેલા ખુદાના હુકમોના સિવાયના છે.

આટલી પ્રસ્તાવના પછી એ બતાવવાની જરાય જરૂરત નથી કે રસૂલે પાક ﷺ ના અહકામ તથા આદેશો અને કુર્આન તથા ઈસ્લામની સ્પષ્ટતા તથા વિગતવાર ખુલાસાના સંગ્રહનું નામ હદીષો છે. અહીંથી હદીષની દીની જરૂરત અને તેની ઈસ્લામી હૈસિયત સારી રીતે સ્પષ્ટ થઈ ગઈ. હદીષની દીની મહત્વતાથી તે જ વ્યક્તિ ઈન્કાર કરી શકે છે જે તદ્દન રસૂલની ઈતાઅત (આજ્ઞાપાલન)નો મુન્કિર હોય.

## ★ નકલ તથા રિવાયતની જરૂરતના પુરાવા ★

મુસલમાન કૌમની જે પવિત્ર હસ્તીઓએ રસૂલે અન્વર ﷺ ના વર્તનો તથા વાણીને પોતાની આંખો વડે જોવાનો તથા તેમના હુકમો તથા ઈર્શાદોને પોતાના કાનો વડે સાંભળવાનો સુનેહરો અવસર હાંસલ થયો તેઓને એ બાબતથી બાખબર થવા માટે નકલ કે રિવાયતના વાસ્તાઓની તદ્દન જરૂરત ન હતી. પરંતુ બાદમાં આવનાર જે લોકોને ડાયરેક્ટ એ મોકો હાંસલ ન થયો તેમને પોતાના રસૂલ ﷺ ની વાણી તથા વર્તનોથી બાખબર થવાના માટે નકલ તથા રિવાયત સિવાય કોઈ ચારો ન હતો.

અહીંથી જ સવાલ પણ હલ થયો કે સરકાર ﷺ ની વાણી તથા અને હાલતો તથા કૈફિયતોથી આવનારી ઉમ્મતને માહિતગાર કરવા માટે

નકલ તથા રિવાયતની જરૂરત શા માટે ઉભી થઈ.

તેમજ આ ઉમ્મતના જે શ્રેષ્ઠ તબકાએ સરકારે રિસાલત મઆબ ﷺ ને ખૂદ જાતે પોતે પોતાની આંખો વડે જોયા અને ડાયરેક્ટ પોતાના કાનો વડે સાંભળ્યા તે તબકો **"સહાબા"**ના નામથી ઓળખાયો અને સરવરે કૌનેનના વિસાલ શરીફ બાદ સહાબાએ કિરામે જે લોકો સુધી રસૂલે પાક ﷺ ના વિશે પોતાના અનુભવો, પોતે સાંભળેલ વાતો તથા નિયમિત કામો (રસમો)નો ખજાનો પહોંચાડયો તેઓ **તાબઈન** કહેવાયા. અને આ માનપાત્ર તબકાએ સહાબાએ કિરામના થકી હાંસલ થનારા અનુભવો તથા નિયમિત કાર્યોનો ખજાનો જે લોકો સુધી પહોંચાડયો તેઓ **તબઅ તાબઈન**ના લબકથી ઓળખાયા. પછી એ તબકાએ તાબઈને કિરામ થકી હાંસલ કરેલા વડે પોતાના સમયના લોકોને માહિતગાર કર્યા એટલે સુધી કે એક સીનાથી બીજા સીના, સફીના દર સફીના, વંશ પરંપરાગત અને જમાઅત દર જમાઅત નકલ તથા રિવાયતનો આ પવિત્ર ક્રમ આગળ વધતો રહ્યો જેથી રસૂલે પાક ﷺ નાં વાણી તથા વર્તનો, હાલતો તથા કૈફિયતો, ઈર્શાદો તથા કાર્યોનો મુકદ્દસ સંગ્રહ હદીષોની મોટી મોટી કિતાબોમાં સુરક્ષિત થઈને આપણે ૧૪૦૦ વરસ બાદ પેદા થનારા ઉમ્મતના માણસો સુધી પહોંચાડયો.

હદીષના રાવીઓના એ મુકદ્દસ ગિરોહ પર રહમત તથા નૂરની મૂશળધાર વર્ષા વરસે જેમના ઈખ્લાસ તથા કુર્બાનીઓ, મેહનત તથા કોશિશો, જાંનિસારી તથા જિગર સોઝી, સતત સફરો, દીવાનાવાર કોશિશો તથા સતત કુર્બાનીઓ તથા સતત પ્રયત્નો થકી આકાએ કૌનેન ﷺ ની નૂરાની જિંદગીનો સુગંધીદાર સાફ આઈનો આપણને મયસ્સર થયો.

એટલો સાફ આઈનો કે અકીદતની આંખો ખોલતાં જ તે ખુશ્નુમા યુગમાં પહોંચી જાવ ! જ્યાં કદમ કદમ પર જિબ્રઈલે અમીનનો અવાજ સંભળાય છે. બપોરે ચમકતા સૂર્યની વાત શું કરીએ કે રાત્રે પણ જલ્વાઓનો સવેરો છે, ચોતરફ ફરિશ્તાઓનો ડેરો છે, આસમાનનાં પટ ખુલ્યાં અને બંધ થયાં, આકાશવાળાઓના નૂરાની કાફલા ઉતર્યા અને ચાલ્યા ગયા. અર્શથી ફર્શ સુધી અન્વાર તથા તજલ્લીઓનો ક્રમ જારી છે, જલ્વાઓની વર્ષાથી તયબાહની જમીન એટલી નરમ થઈ ગઈ છે કે



નીચોવીએ તો કૌષરની ધારા ફૂટી પડે, કિશ્વરે રિસાલતના સુલ્તાને આ'ઝમ ક્યારેક મસ્જિદના સહેનમાં છે તો ક્યારેક આઈશા رضی اللہ عنہا ના હુજરામાં, ક્યારેક પોતાના સરફરોશ દીવાનાઓના કાફલા સાથે વાદીઓ, પહાડીઓ અને રણોથી પસાર થઈ રહ્યા છે અને ક્યારેક આજીજીપૂર્વક રૂદન તથા મુનાજાત (દુઆ) માટે એકાંતોમાં ઉમ્મતની ભલાઈનું મુકદ્દર સંવારી રહ્યા છે, ક્યારેક ગમના આવેશમાં આંખો અશ્રુમય થઈ ગઈ અને ક્યારેક જાન નવાઝ સ્મિત વડે ગુન્ચા ખીલવી દીધા. ગુલિસ્તાનોની પ્રતિ નીકળી પડયા તો નાઝભર્યી ચાલની ખુશ્બુઓથી રસ્તાઓ મહેકી ઉઠયા અને હવે જો કાશાનાએ રહમતમાં જલ્વો ફર્માવી રહ્યા છે તો ચો તરફ ખૂબસૂરત ચહેરાપાકનું અજવાળુ છે. હમણા આશિકોની બઝમમાં હકીકતો તથા મઅરેફતોનાં મોતીઓ લૂટાવી રહ્યા છે અને હવે જુઓ તો મારધાડની જંગમાં જાંનિસારોને હમેશાંના એશની બશારત આપી રહ્યા છે.

સારાંશ કે હદીષની કિતાબોનું જે પાનું ઉલ્ટાવશો તો લખાણ તથા હરફોના આઈનામાં સરકાર ﷺ ની જિંદગીની એક એક બારીક બારીક હરકત જોવા મળે છે. જે નામુરાદોનાં દિલો ઈશ્કે રિસાલતની મહાન નેઅમતથી મેહરૂમ કરી દેવામાં આવ્યાં તેઓ મહબૂબના જલ્વાના આ જમાલ તથા કમાલના આઈનાને તોડી પણ નાખે તો તેમને એનો રંજ પણ શો ? કેમ કે સીનામાં મહોબ્બત પીછાણતુ દિલ જ નથી ! પરંતુ એ ઈશ્કના દર્દમંદો અને ઈશ્કમાં દીવાના થયેલાઓને પૂછો જેઓ ખાકે તયબહને કેવળ એ મહોબ્બતના જઝબા હેઠળ આંખોએ લગાડે છે કે કદાચ હબીબના ચરણોને એ સ્પર્શી હોય ! કે હદીષોની કિતાબોમાં તેમની આંખોની ઠંડક તથા તસ્કીનની શું શું સામ્રગી રહેલી છે ?!

## ★ ઈશ્કની દાસ્તાનનો પ્રારંભ અને તેનો પ્રબંધ ★

હદીષની રિવાયતનો આ સઘળો ક્રમ જે હઝરાત પર આધારિત હોય છે તે સહાબાએ કિરામ رِضْوَانُ اللهِ تَعَالٰی عَلَيْهِمْ اَجْمَعِيْن નો મુકદ્દસ તબકો છે, કેમ કે રિસાલત મઆબ ﷺ ની હયાતે પાક (પવિત્ર જીવન)ના તેઓ જ હકીકી મુશાહિદ (અનુભવ કરનારા સાક્ષી, દાર્શનિક પૂરાવા) પ્રથમ

નકલ કરનારા અને રાત દિવસ આપ ﷺ ની પાસે હાજર રહેનારા છે. જો તે બુઝુર્ગોએ પોતાની માલૂમાત તથા અનુભવોનો ઝખીરો બીજાઓ સુધી ન પહોંચાડયો હોત તો હદીષની રિવાયતના એક મહાન વિષયનો પાયો જ કેમ કરીને નંખાત ! બઝ્મે શૌક (ઈશ્કવાળાઓની) આ રસમય દાસ્તાનથી ૧૪૦૦ વરસની દુનિયા તો શું માહિતગાર થતી બલ્કે નરગિસની ચશ્મે મહરમને પણ જલ્વાની ભાળ ન મળત, મઅરેફતો તથા તજલ્લીઓનો ફૈઝ વેરતો ચશ્મો જ્યાંથી નીકળ્યો હતો ત્યાં જ દબાઈને રહી જાત. છેવટે એક યુગની વાત બીજા યુગમાં કઈ રીતે પહોંચી ? જો સાંભળનારા તથા જોનારાઓએ પહોંચાડવાનો પ્રબંધ ન કર્યો હોત ! આ માર્ગે સહાબાએ કિરામની આતુરતાની ભાવનાની વિગત જાણ્યા પછી મામૂલી બુદ્ધિ ધરાવતો માણસ પણ એ પરિણામે પહોંચ્યા વિના નથી રહી શક્તો કે તેઓ આ કામને દીનનું પાયાનુ કામ સમજતા હતા જેમ કે જોનારાઓનું બયાન છે કે જ્યાં સુધી આ જગતને સરકારે પુર અન્વાર ﷺ ના જાહેરી વજૂદની બરકતોનો શરફ હાંસલ રહ્યો ત્યાં સુધી પરવાનાંઓનાં ટોળાંઓ ડગલે ને પગલે હુઝૂર ﷺના દરબારમાં આતુર તથા સતર્ક રહ્યા કરતા હતા કે ક્યારે તે જાન નવાઝ હોટો અને પવિત્ર આદેશોનાં નૂરાની ફૂલો દિલની અંજુમનને મોઅત્તર કરી આપે ! અને એટલું જ નહીં બલ્કે હાજર રહેનારાઓ પાસેથી એનું પણ વચન લેવામાં આવી રહ્યું હતું કે તેઓ ગેરહાજર રહેનારાઓ સુધી દરબારે નબુવ્વતની સર્વ ચર્ચા પહોંચાડી આપે.

જેમ કે હાકિમુલ હદીષ હઝરત હાફિઝ નિશાપૂરી رضی اللہ عنہ હઝરત બરાઅ ઈબ્ને આઝિબ رضی اللہ عنہ થી એના અનુસંધાનમાં એક હદીષ રિવાયત કરે છે. એ સહાબીના શબ્દો આ પ્રમાણે છે :—

**(અર્થ)** : અમને લોકોને હુઝૂર ﷺ ની તમામ હદીષો સાંભળવાનું મળતુ ન હતું, અમે લોકો ઊંટોની દેખભાળમાં પણ મશ્ગૂલ રહેતા હતા અને સહાબાએ કિરામ رِضْوَانُ اللهِ تَعَالَىٰ عَلَيْهِمْ أَجْمَعِيْنَ ને હુઝૂર ﷺ થી જે હદીષ સાંભળવાની રહી જતી હતી તેને પોતાના સમકાલિનો અને અધિક યાદ રાખનારાઓ પાસેથી સાંભળી લીધા કરતા હતા. *(મઅરિફતિ ઉલૂમિલ હદીષ, પેજ—૧૪)*



# ✪ સહાબાના યુગમાં હદીષના રાવીઓના મોકાઓ ✪

દીનને તેની વિગત તથા વિસ્તાર સાથે મુસલમાનો સુધી પહોંચાડવાના માટે સહાબાએ કિરામની વચ્ચે હદીષોની નકલ તથા રિવાયતનો રાત દિવસનો એ નિયમ તો હતો જ એ ઉપરાંત પણ ઘણા મોકાઓ એ રીતના ઉપસ્થિત થતા હતા જ્યારે કે કોઈ ખાસ મસ્અલામાં કુર્આનનો કોઈ સ્પષ્ટ હુકમ ન મળતો તો સહાબીઓના મજમાને પૂછવામાં આવતુ કે આ મસ્અલાના વિશે સરકાર રિસાલત મઆબ ﷺ ની કોઈ હદીષ જાણમાં હોય તો બતાવો.

જેમ કે એ જ હાફિઝ નિશાપૂરી હઝરત કબીસા ઈબ્ને ઝવીબ رضی اللہ عنہ થી એક હદીષ નકલ કરે છે :—

**(અર્થ)** : તેમણે વર્ણન કર્યુ કે હઝરત અબૂબક્ર સિદ્દીક رضی اللہ عنہ ના ખિલાફતકાળમાં એક દાદી તેમની સેવામાં હાજર થયાં. તે ચાહતાં હતાં કે તેને પૌત્રાના વારસામાંથી કાંઈક હિસ્સો આપવામાં આવે. હઝરત અબૂબક્ર رضی اللہ عنہ એ ઈર્શાદ ફર્માવ્યું કે કુર્આન મજીદમાં તારો કોઈ હિસ્સો નથી જોવા મળતો અને મને એ પણ જાણમાં નથી કે હુઝૂરે અકરમ ﷺ એ તારા બારામાં કાંઈ ફર્માવ્યું છે. જ્યારે તેણીએ આગ્રહ કર્યો તો ફર્માવ્યું કે, સારું ! ઉભા રહો. હું સાંજે લોકોને આ બાબતે પૂછીશ. જ્યારે ઝહોરની નમાઝથી પરવાર્યા તો લોકોને એના બારામાં પૂછયું. તો હઝરત મુગ઼ીરા ઈબ્ને શઅબા ઉભા થયા અને ફર્માવ્યું કે હુઝૂરે અકરમ ﷺ થી મેં સાંભળ્યું છે કે તે દાદીનો છઠ્ઠો હિસ્સો આપતા હતા. *(હવાલો : ઉપર મુજબ)*

## ★ બનાવની ચકાસણીનો એક મહાન મુદ્દો ★

વાત આટલે જ પૂરી નથી થઈ ગઈ, રાવી કહે છે કે હઝરત મુગીરા ઈબ્ને શઅબા હદીષ વર્ણન કરીને જ્યારે બેસી ગયા તો હઝરત અબૂબક્ર સિદ્દીક رضی اللہ عنہ ફરીથી ઉભા થયા. હવે બનાવનો બાકીનો હિસ્સો રાવીની જીભેથી સાંભળો :—

"હઝરત અબૂબક્ર رضی اللہ عنہ એ ફર્માવ્યું, આ વાત તમારી સાથે અન્ય

કોઈએ પણ સાંભળી છે ? આ સવાલ પર મુહમ્મદ ઈબ્ને મુસ્લમા ઉભા થયા અને તેમણે વર્ણન કર્યું કે, મેં પણ રસૂલુલ્લાહ ﷺ થી સાંભળ્યું છે કે તેઓ દાદીને છટ્ઠો હિસ્સો આપતા હતા. *(હવાલો : ઉપર મુજબ)*

અલ્લાહુ અકબર ! જાણો છો હઝરત અબૂબક્રનો આ સવાલ કે ''આ વાત તમારી સાથે કોઈ બીજાએ પણ સાંભળી છે ?'' કોને છે ? આ હઝરત મુગ઼ીરા ઈબ્ને શઅબા رضي الله عنه છે જેમની ગણના મહાન સહાબામાંથી છે ! અને જેમની પ્રમાણિક્તા તથા તકવો અને અમાનત તથા સચ્ચાઈની કસમ ખાઈ શકાય છે, પરંતુ અહીંથી એ હકીકત સ્પષ્ટ થઈ જાય છે કે હદીષે રસૂલ દીનના માટે હુજ્જત (દલીલ) અને અહકામના વાજિબ થવા માટે અસરકર્તા ન હોત તો હદીષના સમર્થનના માટે આટલો પ્રબંધ શા માટે કરવામાં આવતો ? અને અહીંથી એ વાત પણ સ્પષ્ટ થઈ ગઈ કે બયાન કરનારા એકના બદલે બે થઈ જાય તો વાતની સાબિતી ઔર મજબૂત થઈ જાય છે.

કોઈ પ્રસંગની ખબર એક જ માણસના થકી સાંભળવામાં આવે અને એ જ ખબર વિવિધ માણસો થકી મળે, તો બંનેમાં યકીન તથા વિ□ાસની સ્થિતિનો જે તફાવત છે તે વર્ણન કરવો જરૂરી નથી. હુઝૂર સરવરે આલમ ﷺ ની હદીષ શરીફના વિશે પોતાના ઈલ્મ તથા યકીન અને નકલ તથા રિવાયતના વિ□ાસને કમાલના સ્થાને પહોંચાડવાના માટે સહાબાએ કિરામને ત્યાં આ પ્રકારની કાળજી આપણને ડગલેને પગલે જોવા મળે છે.

## ★ એક ઈમાન અફરોઝ બનાવ ★

હાફિઝુલ હદીષ હઝરત હાફિઝ નીશાપૂરી رضي الله عنه એ મશ્હૂર સહાબીએ રસૂલ હઝરત અબૂ ઐયૂબ અન્સારી رضي الله عنه ના વિશે એક અતિશય હૈરતનાક પ્રસંગ વર્ણન કર્યો છે. ફર્માવે છે કે હુઝૂરે અકરમ ﷺ થી એક હદીષ તેમણે સાંભળી હતી અને આકસ્મિક વાત એ છે કે એ હદીષને સાંભળનારાઓમાં મશ્હૂર સહાબી ઉકબા ઈબ્ને આમિર رضي الله عنه પણ હતા. હુઝૂર ﷺ ના વિસાલ શરીફ પછી જ્યારે વિજયોનું વર્તુળ વિસ્તર્યું અને મિસર તથા સીરિયા (શામ) અને રોમ તથા ઈરાન પર ઈસ્લામી સત્તાનો ઝંડો લહેરાવા લાગ્યો તો ઘણા સહાબીઓ હિજાઝ



મુકદ્દસથી જીતેલા પ્રદેશોમાં જતા રહ્યા. એવા લોકોમાં હઝરત ઉકબા ઈબ્ને આમિર પણ હતા જેઓ મિસર ગયા અને ત્યાં જ વસવાટ કર્યો.

હઝરત અબૂ ઐયૂબ અન્સારીને ક્રમે ક્રમે કોઈક રીતે એ જાણ થઈ ગઈ કે જે હદીષ મેં હુઝૂરે પાક ﷺ થી સાંભળી છે તેને સાંભળનારાઓમાં હઝરત ઉકબા ઈબ્ને આમિર પણ છે. તો કેવળ એ વાતની આતુરતામય ભાવના શોખભેર તેમને મદીનાથી મિસર લઈ ગઈ કે હઝરત ઉકબા ઈબ્ને આમિરથી એ વાતનું સમર્થન કરાવીને પોતે એવું કહી શકે કે આ હદીષના બે રાવીઓ છે, એક હું અને બીજા ઉકબા ઈબ્ને આમિર છે.

તેમની આ દીવાનભગીભર્યી સફરનો હાલ પણ જોવા લાયક છે. ફર્માવે છે કે આ શોખની ભાવનાના તરંગમાં પહાડીઓ, વાદીઓ અને નદીઓને પાર કરતા કરતા તેઓ મિસર પહોંચ્યા. વૃદ્ધાવસ્થાનો આલમ, મુશ્કેલીભર્યી સફર પરંતું દીવાનગીભર્યા ઉમંગની બેખૂદીમાં ન વૃદ્ધાવસ્થાની કમજોરી મેહસૂસ થઈ ન માર્ગની તકલીફો આડે આવી ! રાત દિવસ ચાલતા રહ્યા. મહીનાઓની સફર કાપીને જ્યારે મિસર પહોંચ્યા તો સીધા મિસરના ગવર્નર હઝરત મુસ્લમા ઈબ્ને મુખ્લદ અન્સારીના નિવાસ સ્થાને પહોંચ્યા. મિસરના અમીરે આગતા સ્વાગતા બાદ પૂછયું કે, અબૂ ઐયૂબ ! કયા હેતુસર આવવાનું થયું ? જવાબમાં ઈર્શાદ ફર્માવ્યો, રસૂલે પાક ﷺ થી મેં એક હદીષ સાંભળી છે અને આકસ્મિક વાત એ છે કે એ હદીષને સાંભળનારાઓમાં મારા અને ઉકબા ઈબ્ને આમિરના સિવાય હવે કોઈ આ જગતમાં મૌજૂદ નથી. તો મારી સાથે એક એવો માણસ કરી દો જે મને તેમના ઘર સુધી પહોંચાડી આપે. *(હવાલો : ઉપર મુજબ)*

એટલે કે મતલબ એ છે કે તમારી પાસે હું એટલા માટે નથી આવ્યો કે તમારી મુલાકાતનો હેતુ હતો બલ્કે કેવળ એટલા માટે આવ્યો છું કે હઝરત ઉકબા ઈબ્ને આમિરના ઘર સુધી મને પહોંચાડવાની વ્યવસ્થા કરી આપો.

ઈશ્કના એક દીવાનાની જરા બેપરવાહીની શાન તો જુઓ ! કે ગવર્નરના દરવાજે ગયા પણ એક શબ્દ પર તેના વિશે નથી કહેતા !

રાવીનું બયાન છે કે મિસરના ગવર્નરે એક જાણકાર માણસ સાથે કરી આપ્યો જે તેમને હઝરત ઉકબા ઈબ્ને આમિરના ઘર સુધી લઈ ગયો. ગળે મળ્યા પછી તેમણે પણ પ્રથમ સવાલ એ જ કર્યો કે કયા હેતુસર આવ્યા અબૂ ઐયૂબ ?! જવાબમાં ફર્માવ્યું :–

**(અર્થ)** : "એક હદીષ મેં રસૂલુલ્લાહ ﷺ થી સાંભળી છે અને તેને સાંભળનાર મારા અને તમારા સિવાય હવે કોઈ દુનિયામાં મૌજૂદ નથી, અને તે હદીષ મોમિનની પર્દાપોશીના બારામાં છે. હઝરત ઉકબાએ જવાબ આપ્યો કે, હા ! હુઝૂર ﷺ થી મેં આ હદીષ સાંભળી છે કે,

**જે કોઈ બેઈજ્જતીની વાત પર મુસલમાનની પર્દાપોશી કરે છે (અયબ છુપાવે છે) તો કાલે કયામતના દિવસે અલ્લાહ તઆલા તેની પર્દાપોશી ફર્માવશે. હઝરત અબૂ ઐયૂબે કહ્યું કે તમે સાચુ ફર્માવ્યું ! આ જ મેં પણ સાંભળ્યું છે."**

ત્યારબાદ બયાન કરે છે :–

"આટલું સાંભળીને અબૂ ઐયૂબ પોતાની સવારીની પાસે આવ્યા, સવાર થયા અને મદીનાની તરફ પાછા વળી ગયા."

એટલે કે મિસર સુધીના દૂર દરાઝ સફરનો મસકદ એ સિવાય અન્ય કોઈ ન હતો કે પોતાના કાન વડે સાંભળેલી વાત બીજાની જીભેથી સાંભળી લે. હદીષની ચાહતની લિજ્જત પહેચાનવાનો આ જ શોખભર્યો જઝબો હતો જેણે મઝહબે ઈસ્લામને મઝહબે ઈશ્ક બનાવી દીધો. હઝરત ઈમામ હાફિઝ નીશાપૂરીએ પ્રસંગના અંતમાં લાગણીમાં ડૂબેલા શબ્દો વડે પોતાના પ્રતિભાવને આ પ્રમાણે રજૂ કર્યો છે :–

"આ અબૂ ઐયૂબ અન્સારી છે જેઓ સહાબિયતમાં અગ્રસ્થાને અને હુઝૂર ﷺ થી પુષ્કળ રિવાયત કરનારા હોવા છતાં કેવળ એક હદીષના માટે પોતાના સમકાલિનને મળવા ગયા અને દૂર દરાઝની સફર ખેડી." *(હવાલો : ઉપર મુજબ)*

## ★ એક ઔર ઈશ્કના દીવાનાનો પ્રસંગ ★

એ જ પ્રમાણે એક ઔર પ્રસંગ હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ



رضي الله عنه ના બારામાં ઈમામ નીશાપૂરીએ નકલ કર્યો છે.

વાત ત્યાંથી ચાલી છે કે પોતાના સમયના એક મહાન મુહદ્દિષ હઝરત અમ્ર ઈબ્ને અબી સલ્મા, ઈમામુલ હદીષ હઝરત ઈમામ અવઝાઈ رضي الله عنه ની ખિદમતમાં ચાર સાલ રહ્યા. અને લાંબા અરસામાં તેમણે કેવળ ત્રીસ હદીષો તેમની પાસેથી સાંભળી. એક દિવસે તેઓ હઝરત ઈમામ અવઝાઈને ઘણા ખેદપૂર્વક કહેવા લાગ્યા :–

"આપની સેવામાં રહેતાં મને ચાર વરસો ગુજરી ગયાં પરંતુ આ લાંબા અરસામાં કેવળ ત્રીસ હદીષો આપનાથી મેળવી શક્યો."

ઈમામ અવઝાઈએ જવાબમાં ફર્માવ્યું :–

"ચાર વરસની મુદ્દતમાં ત્રીસ હદીષોનો ઝખીરો તમે ઓછો સમજો છો ! જ્યારે હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહએ કેવળ એક હદીષના માટે મિસરની સફર ખેડી, સવારી ખરીદી અને તેના પર સવાર થઈને મિસર ગયા અને હઝરત ઉકબા ઈબ્ને આમિરથી મુલાકાત કરીને મદીના પાછા ફરી ગયા." *(હવાલો : ઉપર મુજબ, પેજ–૯)*

મતલબ એ છે ચાર સાલની મુદ્દતમાં ત્રીસ હદીષો સાંભળવાને પણ ગનીમત જાણો કે એક મહાન નેઅમત તમને ઓછામાં ઓછી મુદ્દતમાં હાંસલ થઈ ગઈ, નહીં તો સહાબાના યુગમાં તો કેવળ એક હદીષના માટે લોકો દૂર દૂરના દેશોમાં સફર કરતા હતા. તો એક હદીષ પર બે મહીનાની મુદ્દત પણ જો ખર્ચાતી તો તમે હિસાલ લગાડો કે ત્રીસ હદીષના માટે કેટલી મુદ્દતની જરૂર પડત ?!

બલ્કે હાફિઝ નીશાપૂરીના ખુલાસા પ્રમાણે સહાબાના યુગમાં હદીષની તલાશના માટે સફર કરવી એટલી અનિવાર્ય હતી કે હઝરત ઈબ્ને ઉમર رضي الله عنهما ફર્માવ્યા કરતા હતા કે :–

**"તાલિબે ઈલ્મે જોઈએ કે તે પોતાના માટે લોખંડના બુટ બનાવડાવે જેથી કરીને કશીય તકલીફ વિના તે આખા જીવન પર્યંત હદીષની ખોજમાં સફર કરતો રહે."** (હવાલો : ઉપર મુજબ, પેજ–૯)

## ★ રિવાયતના ક્રમની મજબૂતીના સબબો ★

સહાબાના યુગમાં રિવાયતના ક્રમની મજબૂતીના માટે જેવી રીતે રાવીઓની અધિક સંખ્યાને મહત્વ આપવામાં આવે છે એવી જ રીતે નકલ રિવાયતની સેહત (ખરાપણુ) ચકાસવા તથા તેને યકીનની હદ સુધી પહોંચાડવાના માટે અન્ય તરીકાઓ પણ પ્રચલિત છે. દા.ત. હઝરત મૌલાએ કાઈનાત અલી મુર્તઝા کرم اللہ وجہہ الکریم ના બારામાં નકલ થયેલ છે :–

"જ્યારે તેમને કોઈ હદીષ હુઝૂર ﷺ થી સાંભળવાની રહી જતી તો અન્ય રાવીથી હદીષને સાંભળી લેતા, પરંતુ તેની પાસે કસમ લેતા રહેતા હતા." *(હવાલો : ઉપર મુજબ, પેજ–૯)*

આ વર્ણન કર્યા પછી હઝરત હાફિઝ નીશાપૂરી લખે છે :–

એ જ હાલ સહાબા, તાબઈન, તબએ તાબઈન અને અઈમ્માએ મુસ્લિમીન (ઈમામો)નો હતો કે તેઓ હદીષના બારામાં તેઓ બહષ તથા છાનબીન કર્યા કરતા હતા એટલે સુધી કે તેમને હદીષની સચ્ચાઈનું યકીન થઈ જતું." *(પેજ–૧૫)*

હદીષની રિવાયતનો વિષય પોતાની જે મહાન વિશિષ્ટતાના કારણે આખા વિ□માં અજોડ છે તે એ છે કે કોઈ પ્રસંગના નકલ કરવા તથા રિવાયત કરવાના માટે કેવળ એટલું જ પૂરતુ નથી કે મૂળ પ્રસંગ વર્ણવી દેવામાં આવે, બલ્કે પ્રસંગ વર્ણવતાં પહેલાં નકલ કરનારના માટે એ જાહેર કરવું જરૂરી છે કે એ પ્રસંગની જાણ તેને કઈ રીતે થઈ ? કેટલા વાસ્તાઓથી તે વાત એના સુધી પહોંચી છે ? અને તે કોણ લોકો છે ? તેમનાં નામો તથા નિશાનીઓ શું છે ? તેમની ઉમરો કેટલી છે ? તેઓ ક્યાંના રહેવાસી છે ? પ્રમાણિક્તા, તકવા, સત્યબોલી, સાચા અકીદા, યાદશક્તિ, બુદ્ધિ તથા સમજશક્તિ અને ચિંતન તથા દૃષ્ટિના એતબારથી તેમની શી સ્થિતિ છે ? એને હદીષની બોલી (ઈસ્તેલાહ)માં "અસ્નાદ" કહે છે.

એ જ કારણે અસ્હાબે હદીષને ત્યાં "અસ્નાદ" એટલી જરૂરી ચીજ છે કે એમના વિના અહીં કોઈ વાત વિ□ાસને પાત્ર નથી હોતી.



એટલે સુધી કે હઝરત હાફિઝ નીશાપૂરીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક رضی اللہ عنہ નો આ કૌલ નકલ કર્યો છે :–

"અસ્નાદ દીનનો હિસ્સો છે જો "અસ્નાદ" ન હોત તો જેના દિલમાં જે આવત તે કહેત."

એના અનુસંધાનમાં હાફિઝ નીશાપૂરીએ આ પ્રસંગ નકલ કર્યો છે કે એકવાર ઈબ્ને અબૂ ફરવહ નામના કોઈ શખ્સે હઝરત ઈમામ ઝહરી رضی اللہ عنہ થી કશીય અસ્નાદ વિના હુઝૂર ﷺ ની એક હદીષ વર્ણન કરી. તેના લીધે હઝરત ઈમામ ઝહરીએ ખેદ સાથે ફર્માવ્યું :–

"હે અબૂ ફરદા ! તને અલ્લાહ તબાહ કરે ! તને કઈ ચીજે અલ્લાહ પર નીડર કરી દીધો છે કે તારી હદીષની કોઈ સનદ નથી ?! તું અમારી પાસે એવી હદીષો વર્ણન કરે છે જેના માટે ન કોઈ નકેલ (નાથ) છે ન લગામ ! *(પેજ–૬)*

## ★ હદીષ નકલ કરવાનો ઉસૂલ ★

એના અનુસંધાનમાં હાકિમુલ હદીષ હઝરત ઈમામ નીશાપુરીએ હદીષોની સેહત (ખરાપણા)ને પરખવાના માટે જે ઉસૂલ નકલ કર્યો છે તે અભ્યાસને પાત્ર છે. એનાથી સારી પેઠે અંદાજો થઈ જશે કે હદીષોને ગલતીઓની ભેળસેળથી મેહફૂઝ રાખવાના માટે કેવી કેવી આયોજનપૂર્વકની તદબીરો અમલમાં લાવવામાં આવે છે.

ફર્માવે છે :–

**(અર્થ)** : આપણા જમાનામાં એક હદીષના તાલિબના માટે જરૂરી છે કે પ્રથમ તે મોહદ્દિષની હાલતોની છાનબીન કરે કે શું તે તૌહીદના બારામાં શરીઅતનો મોઅતકિદ છે ? અને શું અંબિયાએ કિરામ علیہم السلام ની ઈતાઅત પોતાના માટે લાઝિમ જાણે છે ? પછી તેની હાલત પર વિચારણા કરે કે તે બદ્‌મઝહબ તો નથી કે લોકોને પોતાની બદ્‌મઝહબી પ્રતિ દા'વત આપી રહ્યો હોય ? કેમ કે બિદઅતની પ્રતિ બોલાવનારથી કોઈ હદીષ લેવામાં નહીં આવે. પછી તે મોહદ્દિષની ઉમર માલૂમ કરીને તેનું સાંભળવું તે મશાઈખથી શક્ય છે કે જેમનાથી તે હદીષ બયાન કરી રહ્યો છે. પછી તેના ઉસૂલ પર વિચારણા કરે. *(હવાલો : ઉપર મુજબ, પેજ–૧૬)*

# ✪ હદીષ સંપાદનનો ઈતિહાસ ✪

હદીષના વિષયની ખૂબીઓ તથા ફઝીલતો અને તેના અનુસંધાનો તથા સબબો પર કલમ ઉઠાવતાં પહેલાં એ જણાવી આપવું અત્યંત જરૂરી છે કે સહાબાના યુગથી લઈને આજ સુધી હદીષોના સંપાદન તથા સંકલન અને ગોઠવણીનો કાર્યક્રમ કઈ રીતે અમલમાં આવ્યો ?

આ વિગત એ પ્રમાણે છે કે સરકાર રિસાલત મઆબ ﷺ નો પુરનૂર યુગ જે કુર્આનના ઉતરાણનો જમાનો છે. એ પવિત્ર યુગમાં કુર્આની આયતોની રક્ષાનું કામ સૌથી મહત્વનું હતું એટલા માટે હુઝૂરે પાક ﷺ એ સહાબાએ કિરામ رِضْوَانُ اللهِ تَعَالٰی عَلَيْهِمْ اَجْمَعِيْنَ ને તાકીદ ફર્માવી હતી કે કેવળ કુર્આની આયતોને લખતા રહો. હદીષોને લખાણમાં ન લાવો જેથી કુર્આની આયતો સાથે કોઈ પ્રકારની ભેળસેળ ન થાય. જો કે એ વાતની ઈજાઝત હતી કે મૌખિક રીતે હદીષોની રિવાયત તથા નકલમાં કાંઈ વાંધો નથી.

જેમ કે હઝરત ઈમામ મુસ્લિમ رضي الله عنه હઝરત અબૂ સઈદ ખુદરી رضي الله عنه થી નકલ કરે છે. હદીષના શબ્દો આ પ્રમાણે છે :–

**(અર્થ)** : "હઝરત અબૂ સઈદ ખુદરી رضي الله عنه એ કહ્યું કે, "રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે કોઈ શખ્સ મારી હદીષ ન લખે અને જેણે કુર્આનના સિવાય કાંઈ લખ્યું હોય તે તેને મિટાવી દે. અને મારી હદીષો મૌખિક વર્ણન કરે એમાં કોઈ વાંધો નથી. અને જેણે મારી પ્રતિ કોઈ જૂઠી વાત સંબંધિત કરી તો તેણે જોઈએ કે પોતાનું ઠેકાણુ જહન્નમમાં બનાવી લે." *(મુસ્લિમ શરીફ)*

પરંતુ સાથોસાથ અમુક તે સહાબીઓ જેમને પોતાના પર વિ□ાસ હતો કે તેઓ કુર્આની આયતોની સાથે હદીષોને મિશ્ર થવા નહીં દે તેઓ પોતાની રીતે હદીષો પણ લખી લીધા કરતા હતા. જેમ કે હઝરત ઈમામ બુખારી رضي الله عنه એ હઝરત અબૂ હુરૈરહ્ رضي الله عنه થી નકલ કર્યું છે :–

**(અર્થ)** : "હઝરત અબૂ હુરૈરહ્ رضي الله عنه એ ફર્માવ્યું કે નબી કરીમ ﷺ ના સહાબીઓમાં કોઈ મારાથી અધિક હદીષ વર્ણન કરનાર ન હતો,



પણ અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર. કેમ કે તે લખતા હતા અને હું ન લખતો હતો." *(બુખારી શરીફ)*

જ્યારે કાગળના ટુકડાઓ, હરણનાં ચામડાંઓ, ખજૂરનાં પાંડદાંઓ અને દિલોની સ્લેટોમાં વિખેરાયેલી કુર્આન મજીદની આયતો ફારૂકી યુગથી લઈને ઉષ્માની યુગ સુધી કિતાબી સ્વરૂપે એક સ્થાને એકત્ર કરી દેવામાં આવી અને આખા વિ□માં તેના નુસ્ખા (કોપીઓ) ફેલાવી દેવામાં આવ્યા અને હદીષોની સાથે કુર્આની આયતોના મિશ્રણનો કોઈ ભય ન રહ્યો તો હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ رضي الله عنه ના ખિલાફતકાળમાં તેમના આદેશથી હદીષોના સંપાદન તથા લેખન કાર્યનું કામ કાયદેસર રીતે શરૂ થયું.

જેમ કે ઈમામ સિયૂતી عَلَيْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ ની શરહે અલ્ફિયામાં પ્રસ્તાવના લેખકે આ શબ્દોમાં લખ્યું છે :–

"હિ.સ. ૯૯માં જ્યારે હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ رضي الله عنه એ ખિલાફતની જિમ્મેદારીઓ સંભાળી લીધી તો આપે અબૂબક્ર ઈબ્ને હઝમને લખ્યું જે મુઅમ્મર, લૈષ, અવઝાઈ, માલિક, ઈબ્ને ઈસ્હાક તથા ઈબ્ને અબૂ ઝઅબના શૈખ હતા. અને મદીના મુનવ્વરામાં ન્યાયાલય કચેરીમાં ખલીફાના નાયબ હતા. તેમને હઝરત ઉમર ઈબ્ને અબ્દુલઅઝીઝે ફર્માવ્યું કે જે હદીષ પણ હુઝૂરની મળે તેને લખી લો, એટલા માટે કે ઈલ્મ નષ્ટ થવા અને ઉલમાના ચાલ્યા જવાનો ડર છે." *(પ્રસ્તાવના શરહે અલ્ફિયા, પેજ–૫)*

એટલું જ નહીં બલ્કે હઝરત ઉમર ઈબ્ને અબ્દુલઅઝીઝ رضي الله عنه ના વિશે એટલે સુધી નકલ કરવામાં આવ્યું છે કે :–

"તેમણે આસપાસના વિસ્તારોમાં લખ્યું કે હુઝૂર ﷺ ની કોઈ હદીષ મળે તો તેને જમા કરી લો." *(તારીખે અસ્ફહાન લાબિન્નુઐમ)*

હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ رضي الله عنه ની ચળવળ પર હદીષના વિષયમાં સૌ પ્રથમ કિતાબ હઝરત ઈબ્ને હઝમ رضي الله عنه એ લખી. ત્યાર બાદ હદીષની કિતાબોના લેખન તથા સંપાદનનો ક્રમ અને એકત્રીકરણ તથા સંપાદનનો એક લાંબો ક્રમ શરૂ થઈ ગયો. વિવિધ શહેરોમાં વિવિધ

બુઝુર્ગોએ હદીષના વિષયમાં ઘણી કિતાબો લખી.

શરહે અલ્ફિયાના લેખકે ખૂબ જ વિસ્તારપૂર્વક સ્થળો સાથે તે બુઝુર્ગોનાં નામો લખ્યાં છે :–

''એઓમાં ઈબ્ને જરીહ મક્કામાં, ઈબ્ને ઈસ્હાક અને માલિક મદીનામાં, રબીઅ ઈબ્ને સબીહ, સઈદ ઈબ્ને ઉરવા અને હમ્માદ ઈબ્ને સલ્મા બસરામાં સુફયાન ષૌરી કૂફામાં, અવઝાઈ શામમાં, હેશામ વાસ્તામાં, મુઅમ્મર યમનમાં, જરીર ઈબ્ને અબ્દુલ્લાહ રેયમાં અને ઈબ્ને મુબારક ખુરાસાનમાં હતા.'' (رِضْوَانُ اللّٰہِ تَعَالٰی عَلَیْہِمْ اَجْمَعِیْنَ) *(પ્રસ્તાવના શરહે અલ્ફિયા)*

ત્યારબાદ લખે છે :–

''આ સર્વે એક જ જમાનામાં એક જ તબકાના હતા અને તેમનામાંના મોટાભાગના હઝરત અબૂબક્ર હઝમ તથા ઈબ્ને શહાબ ઝહરીના શાગિર્દ હતા.'' *(મુકદ્દમા શરહે અલ્ફિયા)*

ત્યારબાદ લેખ તથા સંપાદન અને વિવિધ દર્સના હલકાઓ થકી હદીષોના પ્રચાર તથા ફેલાવાનો ક્રમ આગળ વધતો ગયો. રિવાયતોના કબૂલ તથા રદના નિયમો, રાવીઓના ગુણધર્મો (સિફતો) તથા શરતો અને એ વિષયના નિયમો તથા અનિવાર્યતાઓ માટે બંધારણ તથા કલમો ઘડવામાં આવી અને ઉસૂલે હદીષના નામથી ઈલ્મ તથા ચિંતનની દુનિયામાં એક નવા વિષયની શરૂઆત થઈ.

ઉસૂલ તથા શરતોના સખ્તથી સખ્ત માપદંડ પર હદીષોની નવી નવી કિતાબો લખવામાં આવી, એટલે સુધી કે આજે એ વિષયે સર્વ કિતાબોમાં સહીહ બુખારી, સહીહ, મુસ્લિમ, જામેઅ તિર્મિઝી, સુનને અબૂ દાઊદ, સુનને ઈબ્ને માજહ તથા સુનને નિસાઈ ઘણી જ મશહૂર તથા લોકપ્રિય છે.

ઉપરોક્ત લખાણમાં હદીષની દીની જરૂરત, તેની અમલી તથા ફન્ની વિ□વસનીયતા અને તેનું ઐતિહાસિક મહત્વ તથા વિશિષ્ટતા પર ખાસ્સી રોશની નાખવામાં આવી છે. જે પવિત્ર ખયાલવાળા મુસલમાનોને ઈસ્લામ તથા કુર્આન પ્રિય છે અને જેઓ પોતે પોતાને એ જ મુસ્લિમ



ઉમ્મતની એક વ્યક્તિ સમજે છે જે ૧૪૦૦ વરસથી પોતાની સતત રિવાયતો અને ચાલી આવતી દીની તથા ફિક્રી તેહઝીબની સાથે જીવંત તથા તાબનાક છે, તો તેમણે હદીષ પર ભરોસો કરવાના માટે કોઈ દલીલની તદ્દન જરૂરત નથી.

અલ્બત્ત તે લોકો કે જેઓ મુનાફિકપણા (નિફાક)ની રાહે (લીધે) હદીષનો ઈન્કાર કરે છે અને પોતાની એ કમબખ્તીને છુપાવવાના માટે કુર્આનનું નામ લે છે, જો મને સમયની તંગીની મજબૂરી ઉપસ્થિત ન આવી જાત તો હું અતિ મજબૂત સાક્ષીઓની સાથે બપોરના સૂર્યની જેમ એ સાબિત કરી દેખાડત કે તેમને ત્યાં હદીષનો ઈન્કાર કુર્આનની પયરવીના જઝબા હેઠળ નથી બલ્કે કુર્આનની પયરવીથી બચવાના માટે છે.

હદીષના ઈન્કારથી તેમનો મૂળ હેતુ એ છે કે કલામે ખુદાવંદીના ભાવાર્થનું યકીન તેમની અંગત તજવીઝ (રાય) પર છોડી દેવામાં આવે જેથી અલ્લાહની આયતોનો ભાવાર્થ વિકૃત કરીને પણ તેઓ કુર્આનની પયરવીનો દાવો કરી શકે.

દુઆ છે કે મૌલા તઆલા હદીષના મુન્કિરોના ફિત્નાથી અહલે ઈમાનને સલામત રાખે અને તેમને તૌફીક આપે કે તેઓ હદીષની રોશની ફેલાવીને જગતનું અંધારું દૂર કરે.

**وصلی اللہ تعالٰی علی خیر خلقه سیدنا محمد واله**

**وصحبه وحزیه اجمعین۔**

**–અર્શદુલ કાદરી** ( عَلَیْہِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ )

*મોહતમિમ મદ્રસા ફયૂઝુલ ઉલૂમ–જમશેદપૂર (બિહાર)*

*૧૫–રમઝાનુલ મુબારક, હિ.સ. ૧૩૯૧*



# કિતાબુલ ઈમાન

એટલે

# ઈમાન વિશે બયાન

હઝરત ઉમર બિન ખત્તાબ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે એક દિવસે અમે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ની સેવામાં હાજર હતા કે અચાનક એક શખ્સ હાજર થયો જેનાં કપડાં ઘણા જ સફેદ હતાં, (અને) વાળ ખૂબ જ કાળા, તે શખ્સ પર ન સફરનું કોઈ નિશાન હતું ન અમારામાંથી કોઈ તેમને ઓળખતુ હતું એટલે સુધી કે તે હુઝૂર صلی اللہ علیہ وسلم ની સામે બેસી ગયો અને પગોને વાળીને પોતાના ગુઠણો હુઝૂર صلی اللہ علیہ وسلم ના ગુઠણો સાથે મિલાવી દીધા અને પોતાના બંને હાથ પોતાની જાંગો પર રાખી દીધા. અને અર્ઝ કરી, હે મુહમ્મદ ! (صلی اللہ علیہ وسلم) મને ઈસ્લામની હકીકતથી માહિતગાર કરો ! હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, ઈસ્લામ એ છે કે તું ગવાહી આપે એ વાતની કે ખુદા તઆલા સિવાય કોઈ મઅબૂદ નથી અને મુહમ્મદ (صلی اللہ علیہ وسلم) ખુદા તઆલાના રસૂલ છે, અને તું નમાઝ અદા કરે, ઝકાત આપે, રમઝાનના રોઝા રાખે અને ખાનાએ કા'બાનો હજ્જ કરે જો તું તેની તાકાત ધરાવતો હોય. તે શખ્સે (આ સાંભળીને) અર્ઝ કરી, તમે સાચુ કહ્યું. (રાવી કહે છે કે) અમને આશ્ચર્ય થયું કે આ શખ્સ પૂછે પણ છે અને (પોતે જ) સમર્થન પણ કરે છે ! પછી તેણે પૂછયું, ઈમાનની હકીકત દર્શાવો ! આપે ફર્માવ્યું, ઈમાન એ છે કે તું ખુદા તઆલા અને તેના ફરિશ્તા તેમજ તેની કિતાબો અને તેના રસૂલો અને કયામતના દિવસ પર યકીન રાખે અન તકદીરની ભલાઈને દિલથી માને. *(મુસ્લિમ શરીફ)*

## ★ હદીષની શરહ (ખુલાસો) ★

હઝરત શૈખ મુહક્કિક શાહ અબ્દુલ હક્ક દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ હેઠળ ફર્માવે છે :–



اَلْاِسْلَامُ اَنْ تَشْهَدَ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ

**ઈસ્લામ** જાહેરી અમલો (દા.ત. નમાઝ પઢવા, રોઝા રાખવા, ઝકાત આપવા વગેરે)નું નામ છે અને **ઈમાન** નામ છે દિલની માન્યતાનું (એટલે કે અલ્લાહ તઆલા અને તેના પ્યારા રસૂલ صلی اللہ علیہ وسلم ને દિલથી માનવાનું નામ ઈમાન છે) અને ઈસ્લામ તથા ઈમાનના સમૂહનું નામ દીન છે અને જે અકીદાઓ (ની કિતાબો)માં વર્ણન થયેલ છે કે ઈસ્લામ તથા ઈમાન એક જ છે તો એનો મતલબ એ છે કે દરેક મો'મિન મુસલમાન છે અને દરેક મુસલમાન મો'મિન છે અને એ બંનેમાં કોઈ એકનો નકાર મુસલમાન હોવામાં નથી કરી શક્તા. અને હકીકતમાં **ઈસ્લામ** એ **ઈમાન**નું પરિણામ અને તેની શાખ છે. ઉલમાએ કિરામના કથનો આ મસ્અલામાં ઘણા છે પરંતુ તેહકીક એ જ છે જે અહીં વર્ણન થઈ. *(અશ્અતુલ લમ્આત, ભા. ૧, પેજ–૩૮)*

પછી હઝરત શયખ મુહક્કિકે اَنْ تُؤْمِنَ بِاللّٰهِ હેઠળ ફર્માવ્યું છે કે :–

'ઈમાનની હકીકત એ છે કે તું ખુદા તઆલાની ઝાત તથા તેની ષબુતિયા★ તથા સલબિયા✪ સિફતોને દિલથી માને અને તમામ અયબો તથા (હુદુષ) બાદમાં ઉદ્‌ભવનાર નિશાનીઓથી તેને પાક તથા પવિત્ર યકીન કરે. *(અશ્અતુલ લમ્આત, ભા. ૧, પેજ–૪૦)*

અને وَرُسُلِهٖ હેઠળ ફર્માવ્યું કે, ''તમામ અંબિયાએ કિરામ علیہم السلام પર ઈમાન લાવવું વાજિબ છે.'' (એ રીતે કે કોઈની દરમ્યાન) અસલ નબુવ્વતમાં ફરક ન કરે અને તા'ઝીમ તથા તૌકીર કરવી તેમજ અને ખામી (ખોટ)ની અયબથી એ હઝરાતની બારગાહે ઈજ્જતને પાક સમજવી અને નબુવ્વત પહેલાં તથા બાદમાં નાના મોટા સર્વ ગુનાહોથી તેમને માસૂમ જાણવા વાજિબ છે. આ જ કૌલ મુખ્તાર છે. અને જે કુર્આનમજીદમાં આદમ علیہ الصلوٰۃ والتسلیم ની તરફ ખતાની નિસ્બત કરવામાં આવી અને ચેતવણી ફર્માવવામાં આવી, તો તે તેમની નિકટતા (કુર્બ)ની શાનની બુલંદી પર આધારિત છે. અને માલિકને હક્ક પહોંચે છે કે ઉલા તથા

★ ષબુતિયા સિફતો એટલે જીવંત, સાંભળનાર, જોનાર, આલીમો ખબીર વગેરે.

✪ સલબિયા સિફતો એટલે જગા, દિશા, સમયથી પાક હોવું વગેરે.

અફઝલના ત્યજવા પર ભલે તે ગુનાહની હદ સુધી ન પહોંચ્યા હોય તેના પર પોતાના બંદાને જે ચાહે કહે અને ચેતવણી આપે, પણ બીજાની મજાલ નથી કે કાંઈ કહી શકે. અને આ સ્થાને એક અદબનું માપદંડ છે જેનો ખયાલ રાખવો અનિવાર્ય છે અને તે એ કે જો ખુદા તઆલા તરફથી અમુક અંબિયા عَلَیْہِمُ السَّلَام પર કે જેઓ બારગાહે ઈલાહીના મુકર્રબ છે કોઈ ચેતવણી કે સંબોધન નાઝિલ થાય અથવા તે હઝરાતના તરફથી કે જેઓ ખુદા તઆલાના ખાસ બંદાઓ છે કોઈ તવાઝોઅ, આજીજી કે ઈન્કેસારીનો ઈઝહાર થાય જેનાથી ઉણપનો વહેમ થતો હોય તો આપણા માટે જાઈઝ નથી કે એમાં દખલ દઈએ અને એ (ચેતવણી તથા આજીજી શબ્દો)ને (તેમના હક્કમાં) બોલીએ અને સૈયદુલ અંબિયા ﷺ ના બારામાં સંક્ષિપ્તમાં અકીદો એ છે કે ઉલૂહિયતના મર્તબા તથા ખુદાની સિફતો સિવાય જે કાંઈ છે તે હુઝૂર ﷺ ના માટે સાબિત છે અને આં હઝરત ﷺ તમામ ફઝાઈલ તથા બશરી કમાલોના સમૂહ છે અને સૌમાં મજબૂત તથા કામિલ છે. *(અશ્અતુલ લમ્આત, ભા. ૧, પેજ–૪૦)*

**૨.** હઝરત ઓબાદા ઈબ્ને સામિત رَضِیَ اللہُ عَنہ એ કહ્યું કે મેં રસૂલે કરીમ ﷺ ને ફર્માવતાં સાંભળ્યા કે જે શખ્સ એ વાતની ગવાહી આપે કે ખુદા સિવાય કોઈ મઅબૂદ નથી અને મુહમ્મદ (ﷺ) અલ્લાહ તઆલાના રસૂલ છે તો અલ્લાહ તઆલા તેના પર દોઝખની આગ હરામ કરી દે છે. *(મુસ્લિમ શરીફ)*

યાદ રાખશો કે તૌહીદ તથા રિસાલતની ગવાહી આપવા છતાં જો માણસથી કોઈ એવું વર્તન કે વાણી જાહેર થાય જે કુફ્રની નિશાની હોય તો શરીઅતે પાકના હુકમાનુસાર તે **કાફિર** થઈ જશે. અશ્અતુલ લમ્આત, ભા. ૧, કિતાબુલ ઈમાનના પ્રારંભમાં છે :–

એટલે કે તૌહીદ તથા રિસાલતના સમર્થન તથા સ્વીકાર બાદ પણ જો કોઈ એવું કામ કરે જેને રસૂલે પાક ﷺ એ કુફ્રની નિશાની તથા અલામત ઠરાવ્યું હોય, જેમ કે મૂર્તિને સજદો કરવો તથા જનોઈ પહેરવી (માટે ટીલુ કરવું કે કરાવવું) વગેરે તો એવાં કામો કરનાર પણ શરીઅતના હુકમાનુસાર **કાફિર** છે ભલે જાહેરમાં તૌહીદ તથા રિસાલતને સમર્થન આપતો કે તેનો સ્વીકાર કરતો હોય.



૩. હઝરત અનસ رَضِیَ اللہُ عَنہ એ કહ્યું કે સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે **કોઈ વ્યક્તિ તે સમય સુધી મો'મિન નથી થઈ શક્તો જ્યાં સુધી કે હું તેના માં બાપ, પુત્રો અને તમામ લોકોથી અધિક પ્રિય ન થઈ જાઉં.** *(બુખારી શરીફ તથા મુસ્લિમ શરીફ)*

## ★ હદીષની શરહ ★

હઝરત શૈખ મુહક્કિક શાહ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે :–

"કામિલ મો'મિનના ઈમાનની નિશાની એ છે કે મો'મિનની નજીક રસૂલે કરીમ ﷺ તમામ ચીજો તમામ લોકો કરતાં અધિક મહબૂબ તથા ઈજ્જતદાર હોય. આ હદીષમાં હુઝૂર ﷺ ના અધિક મહબૂબ હોવાનો મતલબ એ છે કે હક્કોની અદાયગીમાં હુઝૂર ﷺ ને ઊંચા માને એ રીતે કે હુઝૂરના લાવેલા દીનને સ્વીકારે, હુઝૂરની સુન્નતોની પયરવી કરે, હુઝૂરની તા'ઝીમ તથા અદબ બજાવી લાવે અને દરેક શખ્સ તથા દરેક ચીજ એટલે કે પોતાની જાત, પોતાની ઔલાદ, પોતાનાં માંબાપ, પોતાનાં સગા સ્નેહીઓ તથા પોતાની માલ સંપત્તિ પર હુઝૂર ﷺ ની રઝા તથા ખુશ્નૂદી (રાજીપા)ને અગ્રસ્થાને રાખે. જેનો અર્થ એ છે કે પોતાની દરેક પ્યારી ચીજ એટલે સુધી કે પોતાની જાનના ચાલ્યા જવા પર પણ રાજી રહે, પરંતુ હુઝૂર ﷺ ના હક્કને દબાવવાનું માન્ય ન રાખે. *(અશ્અતુલ લમ્આત, ભા. ૧, પેજ–૪૮)*

અને હઝરત મુલ્લા અલી કારી عَلَیْہِ الرَّحْمَۃُ وَ الرِّضْوَان આ હદીષની શરહમાં ફર્માવે છે કે :–

"આ હદીષમાં હુઝૂર ﷺ થી જે મહોબ્બત રાખવાનો હુકમ છે એનાથી મુરાદ તબઈ મહોબ્બત નથી, એટલા માટે કે તે ઈખ્તિયારથી બહાર છે (અને માણસને એવી ચીજનો પાબંદ નથી બનાવવામાં આવતો જે તેના ઈખ્તિયાર બહાર હોય) રબનું ફર્માન છે :–

(کما قال اللہ تعالٰی) لَا یُکَلِّفُ اللہُ نَفْسًا اِلَّا وُسْعَہَا બલ્કે એનાથી મુરાદ મહબ્બતે અકલી છે જે આ બાબતની પરિપૂર્ણતાને જરૂરી ઠરાવે છે, જેને અગ્રતા આપવાનો બુદ્ધિ તકાદો કરે અને જેને અપનાવી લેવાની બુદ્ધિ

માંગણી કરે ભલે તે બાબત નફસની ઈચ્છાની વિરૂધ્ધ જ કેમ ન હોય. દા.ત. બીમાર માણસનું (કડવી) દવાથી મહોબ્બત રાખવું (એ અકલી મહોબ્બત છે) જેમ કે તે દવાને પસંદ કરીને તેના પ્રતિ વળે છે અને તેને બુદ્ધિના તકાઝા હેઠળ પીએ છે, એટલા માટે કે તે યકીન ધરાવે છે અથવા અંદાઝો કરે છે કે મારી તંદુરસ્તી આ (દવા પીવા)માં છે, ભલે તે દવાથી તેની તબીયત અકળામણ અનુભવતી હોય. દા.ત. જો હુઝૂર صلى الله عليه وسلم હુકમ આપે કે કાફિર માં બાપ તથા ઔલાદને કત્લ કરી દે અથવા એ હુકમ આપે કે કાફિરો સાથે લડે અને લડતાં લડતાં શહીદ થઈ જાય. તો તે તેને કરી ચૂકવા માટે જરૂરી દીવાનો રહે કેમ કે બુદ્ધિની રૂએ તે એટલુ જરૂર જાણે છે કે આપના આજ્ઞાપાલન (ઈતાઅત)માં જ ભલાઈ છે.

અથવા આ હદીષમાં મહોબ્બતથી મુરાદ ઈમાની મહોબ્બત છે જે આપની બુઝુર્ગી, ઈજ્જત તથા અઝમત અને આપના એહસાન તથા મહેરબાનીના સબબે (મો'મિનના દિલમાં) પેદા થાય છે. ઈમાની મહોબ્બતનો તકાઝો એ છે કે મોહિબ (ચાહક) પોતાના મહબૂબની તમામ ખ્વાહિશોને અન્ય લોકો એટલે સુધી કે પોતાનાં સગાં સંબંધીઓ, ખૂદ પોતાની જાતની ઈચ્છાઓ પર અગ્રતા આપે. અને હુઝૂર صلى الله عليه وسلم મહોબ્બત કરવા માટેના સર્વ સબબો એટલે કે ખૂબસૂરતી, ખુશમિજાઝી, કમાલની મહાનતા તથા કમાલના એહસાનથી સમૃદ્ધ છે અને એવા ભરચક છે કે આપના સિવાય કોઈ અન્ય આ સમૃદ્ધતાએ નથી પહોંચી શક્તો, જેથી આપ દરેક મો'મિનની નજીક તેના જીવ કરતાંય અધિક પ્રિય હોવાના હક્કદાર છે જેથી મો'મિનની દષ્ટિમાં તેમના સિવાયના કરતાં અધિક દરજ્જે આપ મહબૂબ હશે. ખાસ કરીને એ રીતે કે આપ તે મહબૂબ હકીકી એટલે ખુદા તઆલાના તરફથી રસૂલ છે અને ખુદા સુધી પહોંચાડનાર અને તેના સુધી પહોંચનો માર્ગ બનાવનાર અને તેની બારગાહે જબરૂતમાં ઈજ્જત તથા અઝમતવાળા છે. *(મિર્કાત શરહે મિશ્કાત, ભા. ૧, પેજ–૬૪)*

**સૂચના** : **(૧)** ખુદા તઆલા ઝમાન તથા મકાન (સમય તથા સ્થળ)થી પાક છે, તેના માટે સમય તથા સ્થળ સાબિત કરવું **કુફ્ર** છે.



**(૨)** ખુદા તઆલાને અલ્લાહ પાક કે અલ્લાહ તઆલા કહેવું જોઈએ, **અલ્લાહમિયાં કહેવું મના** તથા **નાજાઈઝ** છે.

**(૩)** જો કોઈએ ખુદા તઆલાના બારામાં વૃદ્ધનો શબ્દ વાપર્યો તો તે કાફિર થઈ જશે.

**(૪)** કોઈ માણસ બીમાર નથી થતો અથવા ઘણો જ ઘરડો છે મરતો નથી, તેના માટે એવું ન કહેવામાં આવે કે અલ્લાહ તેને ભૂલી ગયો છે.

**(૫)** જો **મજાક રૂપે કુફ્ર કરે તે પણ કાફિર** તથા મુર્તદ થઈ જશે ભલે એવું કહેતો હોય કે હું એવી માન્યતા નથી ધરાવતો. *(દુર્રે મુખ્તાર, બાબુલ મુર્તદ તથા શામી, ભા. ૩, પેજ–૨૯૩, બહર્રુરાઈક)*

**(૬)** કોઈ નબીની શાનમાં ગુસ્તાખી કે બેઅદબી કરવી અથવા તેમના માટે કોઈ અયબ સાબિત કરવી કુફ્ર છે.

**(૭)** કુર્આન મજીદની કોઈ આયતને અયબ લગાડવી અથવા તેની તૌહીન કરવી, તેની સાથે ઠઠ્ઠો મશ્કરી કરવી કુફ્ર છે. દા.ત. મોટાભાગે દાઢી મૂંડા કહે છે કે كَلَّا سَوْفَ تَعْلَمُوْنَ જેનો મતલબ એવો વર્ણવે છે કે કલ્લા "સાફ કરો !" આવું કહેવું કુર્આનની ઉઘાડી તેહરીફ (ફેરફાર કરવું) છે અને તેની સાથે ઠઠ્ઠો કરવું પણ છે, અને આ બંને વાતો કુફ્ર છે. *(બહારે શરીઅત, ભા. ૯)*

**(૮)** કોઈને નમાઝ પઢવા માટે કહ્યું અને તેણે જવાબ આપ્યો, તમે નમાઝ પઢી તો શો ફાયદો થયો ! અથવા કહ્યું, બહું પઢી લીધી, હવે દિલ ગભરાઈ ગયું ! અથવા કહ્યું, પઢવું ન પઢવું બંને સરખુ છે ! મતલબ કે એ પ્રકારની વાત કરવી કે નમાઝની ફર્ઝિયતનો ઈન્કાર સમજવામાં આવતો હોય અથવા નમાઝનો **તિરસ્કાર** થતો હોય એ સર્વ **કુફ્ર** છે. *(બહારે શરીઅત)*

**(૯)** કોઈને રોઝો રાખવા માટે કહ્યું અને તેણે જવાબ આપ્યો કે રોઝો તે રાખે જેને ખાવા ન મળે ! અથવા કહ્યું કે જ્યારે ખુદાએ ખાવા માટે આપ્યું છે તો ભૂખ્યા શા માટે મરીએ ! અથવા આ પ્રકારની અન્ય વાતો જેમાં રોઝાને હલકો જાહેર કરતો હોય એ **કુફ્ર** છે. *(બહારે શરીઅત)*

**(૧૦)** રમઝાન મહીનામાં જાહેરમાં દિવસે ખાવાથી મના કરતાં એવા શબ્દો બોલવા કે, "જ્યારે અલ્લાહનો ડર નથી તો લોકોનો શું ડર !" એ **કુફ્ર** છે.

**(૧૧)** ઈલ્મે દીન તથા **આલિમોની વિના કારણે તૌહીન કરવી** એટલે કે કેવળ એટલા માટે કે તે ઈલ્મે દીનનો આલિમ છે એ **કુફ્ર** છે. *(બહારે શરીઅત)*

**(૧૨)** હોળી અને દીવાળી પૂજવી કુફ્ર છે કે એ ગૈરુલ્લાહની ઈબાદતોમાંથી છે. **કાફિરોના મેળાઓ, તહેવારોમાં શરીક થઈને તેમના મેળા તથા જુલૂસની શાનો શૌકત વધારવું કુફ્ર છે.** જેમ કે રામલીલા તથા જન્માષ્ટમી અને રામનવમી (ગણેશચતુર્થી...... વગેરે) મેળાઓમાં શરીક થવું, એ જ પ્રમાણે તેમના તહેવારોના દિવસે કેવળ એ કારણે ચીજો ખરીદવી કે કાફિરોનો તહેવાર છે, એ પણ કુફ્ર છે. જેમ કે દીવાળીમાં રમકડાં તથા મીઠાઈઓ ખરીદવામાં આવે છે કેમ કે આજે ખરીદવું દીવાળી મનાવવા સિવાય કાંઈ નથી. એ જ પ્રમાણે કોઈ ચીજ ખરીદીને તે દિવસે મુશ્રિકોને ત્યાં ભેટ મોકલવી જ્યારે કે તે દિવસની તા'ઝીમનો હેતુ હોય તો કુફ્ર છે. *(બહારે શરીઅત, ભા. ૯, પેજ–૧૭૧, બહવાલા બહરુર્રાઈક)*

**(૧૩)** જે વાતોને રજૂ કરવું રસૂલુલ્લાહ ﷺ થી કતઈ તથા યકીની તૌર પર સાબિત હોય એમાંથી કોઈ એક વાતનો ઈન્કાર કરવો શરીઅતની બોલી (ઈસ્તેલાહ)માં કુફ્ર છે. "ગયાર" તથા "જનોઈ" વગેરેના ઉપયોગને એટલા માટે કુફ્ર કહેવામાં આવેલ છે કે આ કાર્ય (હુઝૂર ﷺ ને) જૂઠાડવાની નિશાની છે, કેમ કે જાહેર એ જ છે કે જે રસૂલુલ્લાહ ﷺ ને માનશે તે આવી ચીજોના ઉપયોગની હિંમત કરશે નહીં. *(બયઝાવીએ, પેજ–૨૩)*

["ગયાર" એટલે એક કાપડનો ટુકડો જેને ઝિમ્મી કાફિર પોતાના ખભે લગાડતા હતા.]

**(૧૪)** અલ્લાહ તઆલાની સાથે કોઈ અન્યને વાજિબુલ વજૂદ માનવું જેમ કે મજૂસી (પારસી)ઓનો અકીદો છે, અથવા કોઈ ગૈરેખુદાને ઈબાદતને લાયક (પૂજનીય, પૂજ્ય) સમજવો, જેમ કે મૂર્તિપૂજકોનો



અકીદો છે એ **શિર્ક** છે. *(શરહે અકાઈદે નસફી, પેજ–૧)*

અને હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી عَلَيْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ ફર્માવે છે કે શિર્ક ત્રણ પ્રકારનું હોય છે : **એક** તો અલ્લાહના સિવાય કોઈ અન્યને પણ વાજિબુલ વજૂદ ઠરાવવું, **બીજુ** એ કે ખુદા તઆલા સિવાય કોઈ અન્યને ખાલિક જાણે, **ત્રીજુ** એ કે ખુદા તઆલા સિવાય કોઈ અન્યની ઈબાદત કરે અથવા તેને ઈબાદતને પાત્ર (પૂજ્ય) જાણે. *(અશ્અતુલ લમ્આત, ભા. ૧, પેજ–૭૨)*

## ★ નઅત શરીફ ★

**અઝ : આ'લા હઝરત ઈમામ અહમદ રઝા મુહદ્દિષે બરેલ્વી** رضی اللہ عنہ

નેઅમતેં બાંટતા જિસ સમ્ત વો ઝી શાન ગયા
સાથ હી મુન્શીએ રહમતકા ક઼લમદાન ગયા
લે ખબર જલ્દ કે ગૈરોંકી તરફ ધ્યાન ગયા
મેરે મૌલા મેરે આકા તેરે કુર્બાન ગયા
દિલ હૈ વો દિલ જો તેરી યાદ સે મા'મૂર રહા
સર હૈ વો સર જો તેરે કદમોં પે કુર્બાન ગયા
ઉન્હેં જાના ઉન્હેં માના ન રખ્ખા ગૈર સે કામ
લિલ્લાહિલ હમ્દ મૈં દુન્યા સે મુસલમાન ગયા
ઔર તુમ પર મેરે આકાકી ઈનાયત ન સહી
નજદીયો ! કલમા પઢ઼ાનેકા ભી એહસાન ગયા
આજ લે ઉન કી પનાહ આજ મદદ માંગ ઉનસે
ફિર ન માનેંગે કિયામત મેં અગર માન ગયા
આહ વો આંખ કે નાકામે તમન્ના હી રહી
હાએ વો દિલ જો તેરે દરસે પુર અરમાન ગયા
ઉફ રે મુન્કિર ! યે બઢ઼ા જોશે તઅસ્સુબ આખિર
ભીળ મેં હાથ સે કમબખ્ત કે ઈમાન ગયા
જાનો દિલ હોશો ખિરદ સબ તો મદીને પહુંચે
તુમ નહીં ચલતે **'રઝા'** સારા તો સામાન ગયા

# જન્નતી તથા જહન્નમી ફિર્કા

**૧.** હઝરત ઈબ્ને ઉમર رَضِيَ اللهُ عَنْهُمَا થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે મારી ઉમ્મત પર એક જમાનો જરૂર આવશે જેમ કે બની ઈસ્રાઈલ પર આવ્યો હતો, બિલ્કુલ આબેહુબ એક બીજાના પ્રમાણે એટલે સુધી કે બની ઈસ્રાઈલમાંથી જો કોઈએ પોતાની માં સાથે જાહેરમાં કુકર્મ કર્યું હશે તો મારી ઉમ્મતમાં જરૂર કોઈ થશે જે એવું કરશે. અને બની ઈસ્રાઈલ બોત્તેર મઝહબોમાં વહેંચાઈ ગયા હતા અને મારી ઉમ્મત તોત્તેર મઝહબોમાં વહેંચાઈ જશે, એમાં એક મઝહબવાળાઓ સિવાય બાકી તમામ મઝહબોવાળા નારી તથા જહન્નમી થશે. સહાબાએ કિરામ رِضْوَانُ اللهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْن એ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! (ﷺ) તે એક મઝહબવાળા કોણ છે ? (તેમની ઓળખ શું ?) હુઝૂર ﷺ એ ફર્માવ્યું, તે લોકો એ જ મઝહબ તથા મિલ્લત પર કાયમ રહેશે જેના પર હું છું અને મારા સહાબા છે. *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૨.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رَضِيَ اللهُ عَنْهُمَا એ ફર્માવ્યું કે સરકાર ﷺ એ અમને સમજાવવાના માટે એક (સીધી) લીટી દોરી, પછી ફર્માવ્યું, આ અલ્લાહનો માર્ગ છે. પછી એ સીધી લીટીની જમણી તથા ડાબી બાજુએ અન્ય લીટીઓ દોરીને ફર્માવ્યું કે, આ પણ માર્ગો છે તેમાંના દરેક માર્ગ પર શૈતાન બેઠો છે જે પોતાની તરફ બોલાવે છે. પછી હુઝૂર ﷺ એ આ આયતે કરીમ તિલાવત કરી :–

وَاَنَّ هٰذَا صِرَاطِيْ مُسْتَقِيْمًا فَاتَّبِعُوْهُ (الاٰية) (પારા–૮, રુકૂઅ–૬)

એટલે "આ મારો સીધા માર્ગ છે તો એના પર ચાલો ! અને અન્ય માર્ગો પર ન ચાલો કે તે તમને આ સીધા માર્ગથી અલગ કરી દેશે." *(અહમદ, નિસાઈ, દારમી, મિશ્કાત)*

## ★ હદીષની શરહ ★

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمة الله عليه આ



હદીષ શરીફ હેઠળ ઈલ્મે કલામની મશ્હૂર કિતાબ "મવાકિફ"નું આ કથન કે, "નાજી (નજાત પામનાર) ફિર્કો અહલે સુન્નત વ જમાઅત છે" નકલ કરીને ફર્માવે છે કે :–

**(અર્થ)** : નજાત પામનાર ફિર્કો અહલે સુન્નત વ જમાઅતનો છે. જો વાંધો ઉઠાવે કે કઈ રીતે જાણવા મળ્યું કે નાજી ફિર્કો (નજાતી) અહલે સુન્નત વ જમાઅત છે અને એ જ સીધો માર્ગ તથા ખુદા સુધી પહોંચાડનાર માર્ગ છે અને અન્ય સર્વ જહન્નમના માર્ગો છે. અને દરેક ફિર્કો દાવો કરે છે કે તે સીધા માર્ગે છે અને તેનો મઝહબ હક્ક છે ?! તો તેનો જવાબ એ છે કે, આ એવી વાત નથી જે કેવળ દાવો કરવાથી સાબિત થઈ જાય ! (એના માટે) ઠોસ દલીલ જોઈએ. અને અહલે સુન્નત વ જમાઅતની હક્કાનિયતની દલીલ એ છે કે એ દીને ઈસ્લામ (સરકારે અકદસ ﷺ થી) નકલ થઈને (આપણા લોકો સુધી) પહોંચ્યો છે. ઈસ્લામી અકીદા જાણવા માટે કેવળ બુદ્ધિનો ઝરીયો પૂરતો નથી. અખ્બારે મુતવાતિરાથી જાણવા મળ્યું તથા સહાબાનાં કથનો તથા મુબારક હદીષોની શોધખોજ–છાનબીનથી યકીન હાંસલ થયું કે સલફે સાલિહીન એટલે સહાબીઓ તથા તાબઈન رِضْوَانُ اللهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْن અને તેમના પછીના સર્વ બુઝુર્ગાને દીન એ જ અકીદા અને એ જ તરીકા પર રહ્યા છે. અકવાલ તથા મઝહબોમાં બિદઅત તથા નફસાનિયત પ્રથમ જમાના પછી (પેદા) થઈ છે. સહાબાએ કિરામ તથા સલફે મુતકદ્દેમીન એટલે કે તાબઈન, તબએ તાબઈન, મુજતહિદોમાં કોઈ એ મઝહબ પર ન હતા, એ લોકો આ નવા મઝહબથી બેઝાર હતા. બલ્કે **એના પેદા થઈ ગયા પછી મહોબ્બત તથા ઉઠવા બેસવાનો જે સંબંધ એ કૌમ સાથે હતો તે તોડી નાખ્યો** અને (જીભ તથા કલમ થકી) રદીયો આપ્યો. સિહાહ સિત્તહ અને એ સિવાય (હદીષે કરીયાની) અન્ય મશ્હૂર તથા વિ□સનીય કિતાબો કે જેના પર ઈસ્લામના અહકામ (હુકમો)નો દારોમદાર થયો તેના મુહદ્દિષો તથા હનફી, શાફઈ, માલિકી તથા હંબલીના ફકીહો તથા ઈમામો તથા એ સિવાયના અન્ય આલિમો જેઓ એમના તબકાના હતા સૌ એ મઝહબ અહલે સુન્નત વ જમાઅત પર હતા..... અને અશાએરા તથા માતુરીદિયા જેઓ ઉસૂલે કલામના ઈમામો છે તેમણે સલફ (પૂર્વજ

બુઝુર્ગો)ના મઝહબ અહલે સુન્નત વ જમાઅતનું સમર્થન કર્યું તથા તરફદારી કરી અને અક્લી દલીલો વડે તેની સાબિતી પૂરી પાડી. અને જે વાતો પર સુન્નતે રસૂલે કરીમ ﷺ તથા સલફે સાલિહીન (પૂર્વજ બુઝુર્ગો)નો ઈજમાઅત (એકમતિ) સ્થાપિત રહ્યો તેને મજબૂત ઠરાવ્યું છે. એટલા માટે **અશાએરા** તથા **માતુરીદિયા**નું નામ **અહલે સુન્નત વ જમાઅત** પડયું. ભલે એ નામ નવું છે પરંતુ મઝહબ તથા અકીદા પૂરાણા છે. તેમનો તરીકો નબી ﷺ ની હદીષોની ઈત્તેબાઅ (અનુસરણ) તથા પૂર્વજ બુઝુર્ગોના કથનો તથા અમલોનું અનુસરણ કરવું છે. અને સૂફીઓના ગિરોહના મશાઈખે મુતકદ્દેમીન અને (વર્તમાનકાળના) મુહક્કિક શયખો જેઓ તરીકતના ઉસ્તાદ, આબિદ તથા ઝાહિદ, રિયાઝત કરનારા, પરહેઝગાર, ખુદાથી ડરનારા, હક્ક તઆલા પ્રતિ ધ્યાનિત રહેનારા અને નફ્સની સત્તાથી દૂર રહેનારા સૌ એ જ મઝહબ અહલે સુન્નત વ જમાઅત પર હતા, જેમ કે એ મશાઈખની વિ□સનીય કિતાબોથી સ્પષ્ટ થાય છે અને સૂફિયાએ કિરામની ખૂબ જ વિ□ાસપાત્ર કિતાબ "તઅર્રુફ" છે જેના બારામાં સૈયદના શૈખ શહાબુદ્દીન સુહરવર્દી رضی اللہ عنہ એ ફર્માવ્યું કે જો "તઅર્રુફ" કિતાબ ન હોત તો આપણે લોકો તસવ્વુફના મસાઈલથી. અજ્ઞાન રહી જાત. **આ કિતાબમાં સૂફિયાએ કિરામના જે અકીદાઓ સંક્ષિપ્તમાં વર્ણન કરવામાં આવ્યા છે તે તમામે તમામ કશીય વધઘટ વિના અહલે સુન્નત વ જમાઅતના જ અકીદાઓ છે.** અમારા આ વર્ણનની સચ્ચાઈ એ છે કે હદીષ, તફસીર, કલામ, ફિકહ, તસવ્વુફ, સિયર તથા તવારીખની વિ□સનીય કિતાબો કે જે પૂર્વ તથા પશ્ચિમના ઈલાકાઓમાં મશ્હૂર છે તેને જમા કરવામાં આવે અને તેની છાનબીન કરવામાં આવે અને વિરોધીઓ પણ કિતાબોને લાવે જેથી ઉઘાડુ થઈ જાય કે વાસ્તવિક સ્થિતિ શું છે. સારાંશ એ કે ઈસ્લામ ધર્મ **સવાદે આ'ઝમ** એ મઝહબે **અહલે સુન્નત વ જમાઅત** છે. *(અશ્અતુલ લમ્આત, બાબુલ એઅતેસામ, પેજ-૧૪૦, ભાગ-૧)*

હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે આખરી જમાનામાં (એક ગિરોહ) પ્રપંચ કરનારાઓ અને જૂઠુ બોલનારાઓનો થશે, તેઓ તમારી સમક્ષ એવી વાતો લાવશે જેને ન તમે



કદી સાંભળી હશે ન તમારા બાપદાદાએ. "તો એવા લોકોથી બચશો અને તેઓને પોતાની નજીક ન આવવા દેશો જેથી તેઓ તમને ગુમરાહ ન કરી દે અને ફિત્નામાં ન નાખે." *(મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ આ હદીષના તર્જુમામાં ફર્માવે છે કે એક એવી જમાઅત પેદા થશે જે પ્રપંચ અને છેતરપીંડીથી ઉલમા, મશાઈખ અને સુલહા બનીને "પોતાને મુસલમાનના શુભેચ્છક અને સુધારક જાહેર કરશે જેથી પોતાની જૂઠી વાતો ફેલાવે અને લોકોને પોતાના બાતિલ અકીદાઓ તથા ફસાદી વિચારોની તરફ આકર્ષિત કરે." *(અશ્અતુલ લમ્આત, ભાગ-૧, પેજ-૧૩૩)*

**ચેતવણી : (૧)** મુખ્બિરે સાદિક હુઝૂર ﷺ એ જે દજ્જાલો અને કઝ્ઝાબો (જૂઠાઓ)ની આખરી જમાનામાં ઉદ્ભવ પામવાની ખબર આપી હતી તો વર્તમાનકાળમાં તેની વિવિધ ટૂકડીઓ જોવા મળે છે જેઓ મુસલમાનો સમક્ષ એવી વાતો વર્ણવે છે કે જે તેમના બાપદાદાઓએ કદી સાંભળી ન હતી.

તેઓમાંનો એક ગિરોહ તે છે જે પોતે પોતાને "અહલે કુર્આન" કહે છે. તે હુઝૂર ﷺ ને કેવળ "એલચી" સમજે છે અને બસ. ઉઘાડે છોગે સૌ હદીષોનો ઈન્કાર કરે છે બલ્કે હુઝૂર ﷺ ની ઈતાઅતનો પણ મુન્કિર છે.... આ તે વાતો છે જેને આપણા બાપદાદાએ કદી સાંભળી ન હતી બલ્કે તેમને અલ્લાહ તઆલાએ એ હુકમ આપ્યો છે :-

يَآ اَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ

એટલે કે "હે ઈમાનવાળાઓ ખુદાત આલાની ઈતાઅત (આજ્ઞાપાલન) કરો અને (તેના) રસૂલ (ﷺ)ની ઈતાઅત કરો."*(પા. ૫, રુ. ૫)*

તેઓમાંનું એક જૂથ "મિર્ઝા ગુલામ અહમદ કાદયાની"નું છે. આ જૂથ મિર્ઝાને મહદી, મુજદ્દિદ, નબી અને રસૂલ માને છે, હુઝૂર સૈયદે આલમ ﷺ પછી બીજા નબીનું પેદા થવું જાઈઝ ઠરાવે છે. આ તે વાતો છે જેને આપણા બાપદાદાઓએ કદી સાંભળી ન હતી. બલ્કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ તેમને જણાવ્યું હતું કે اَنَا خَاتَمُ النَّبِيِّيْنَ لَا نَبِيَّ بَعْدِيْ એટલે કે "હું

અંબિયામાં છેલ્લો છું મારા પછી કોઈ (નવો) નબી થશે નહીં." *(મિશ્કાત શરીફ, પેજ-૪૬૫)* અને કુર્આને કરીમે તેમને દર્શાવ્યું હતું કે :-

مَا كَانَ مُحَمَّدٌ اَبَا اَحَدٍ مِّنْ رِّجَالِكُمْ وَلٰكِنْ رَّسُوْلَ اللّٰهِ وَخَاتَمَ النَّبِيّٖنَ

એટલે, "મુહમ્મદ صلی اللہ علیہ وسلم તમે મર્દોમાંથી કોઈના બાપ નથી પરંતુ ખુદા તઆલાના રસૂલ અને ખાતમન્નબિય્યીન છે." *(પા. ૨૨, રુ. ૨)* એટલે કે હુઝૂર صلی اللہ علیہ وسلم ની જાત પર નબીઓની પેદાઈશનો ક્રમ પૂરો થયો છે. આપે નબુવ્વતના દરવાજાને સીલ કરી દીધો છે. હવે આપના પછી કોઈ નબી કદી પણ પેદા થેશ નહીં.

અને તેઓમાંનું એક જૂથ તે છે જેને "વહાબી-દેવબંદી" કહેવામાં આવે છે. આ ગિરોહનો અકીદો એ છે કે જેવો ગયબનો ઈલ્મ હુઝૂર صلی اللہ علیہ وسلم ને પ્રાપ્ય છે એવો ઈલ્મ તો બાળકો, પાગલો, અને જાનવરોને પણ ઉપલબ્ધ છે. જેમ કે દેવબંદીઓના પેશ્વા મોલ્વી "અશરફ અલી થાનવી"એ પોતાની કિતાબ "હિફઝુલ ઈમાન" પેજ-૮ ઉપર હુઝૂર علیہ الصلوٰۃ والسلام ના માટે કુલ ઈલ્મે ગયબનો ઈન્કાર કરીને કેવળ અમુક ઈલ્મે ગૈબને સાબિત કર્યો. પછી અમુક ઈલ્મે ગૈબના વિશે એ પ્રમાણે લખ્યું છે કે, "એમાં હુઝૂર صلی اللہ علیہ وسلم ની શું વિશિષ્ટતા છે ?! એવો ઈલ્મ તો ઝયદ તથા અમ્ર બલ્કે દરેક બાળક તથા પાગલ (ગાંડા) બલ્કે તમામ હયવાનો તથા ચોપગાં જાનવરોના માટે પણ ઉપલબ્ધ છે." (مَعَاذَ اللّٰهِ رَبِّ الْعَالَمِيْنَ)

આ ગિરોહનો એક અકીદો એ પણ છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم અંબિયામાં આખરી નથી. આપના પછી બીજો નબી થઈ શકે છે. જેમ કે "મોલ્વી કાસિમ નાનોત્વી દારુલ ઉલૂમ દેવબંદના સ્થાપકે" પોતાની કિતાબ તહઝીરુન્નાસ, પેજ-૩ ઉપર લખ્યું છે કે "અવામ (સામાન્ય લોકો)ના ખયાલમાં તો રસૂલુલ્લાહનું ખાતિમ (આખરી નબી) હોવું એ અર્થમાં છે કે આપનો જમાનો આગલા અંબિયાના સમય બાદનો છે અને આપ સૌમાં આખરી નબી છે. પણ અહલે ફહમ (સમજવાળાઓ) પર રોશન હશે કે જમાનાના આગળ કે પાછળ હોવામાં બિઝ્ઝાત કોઈ ફઝીલત નથી...." આ લખાણનો મતલબ એ છે કે "ખાતમુન્નબિય્યીન" મતલબ એ સમજવો કે આપ સૌમાં આખરી નબી છે, એ નાસમજ અને ગમાર



લોકોનો ખયાલ છે.... વળી તે જ કિતાબના પેજ-૨૮ ઉપર લખે છે કે, "જો ધારો કે જમાનાએ નબવી صلی اللہ علیہ وسلم પછી કોઈ નબી પેદા થાય તો પણ ખાતમિયતે મુહમ્મદીમાં (આપના આખરી નબી હોવામાં) કાંઈ ફરક આવશે નહીં..... આ લખવાનો ભાવાર્થ એ છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم ના પછી "બીજો નબી પેદા થઈ શકે છે." (اَلْعِيَاذُ بِاللّٰهِ تَعَالٰى)

આ ગિરોહનો એક અકીદો એ પણ છે કે શૈતાન તથા મલકુલ મૌતના ઈલ્મથી હુઝૂર صلی اللہ علیہ وسلم નો ઈલ્મ ઓછો છે. જે શખ્સ "શૈતાન" તથા "મલકુલ મૌત"ના માટે વિશાળ ઈલ્મ માને તે મો'મિન મુસલમાન છે, પરંતુ હુઝૂર صلی اللہ علیہ وسلم ના ઈલ્મને વિશાળ અને વધારે માનનાર મુશ્રિક તથા બેઈમાન છે. જેમકે આ ગિરોહના પેશ્વા "મોલ્વી ખલીલ અહમદ અંબેઠી"એ પોતાની કિતાબ "બરાહીને કાતિઅહ", પેજ-૫૧ ઉપર લખ્યું છે કે, "શૈતાન તથા મલકુલ મૌતને આ વિશાળતા નસ (દલીલ)થી સાબિત થઈ. ફખ્રે આલમની ઈલ્મની વિશાળતાના માટે કઈ નસ્સે કતઈ છે જેનાથી તમામ નસૂસને રદ કરીને એક શિર્ક સાબિત કરે છે." (مَعَاذَ اللّٰهِ رَبِّ الْعَالَمِيْنَ)

આ ગિરોહનો એક અકીદો એ પણ છે કે ખુદા તઆલા જૂઠ બોલી શકે છે. *(રિસાલા યકરોઝી, પેજ-૧૪૫, લેખક : મૌલ્વી ઈસ્માઈલ દહેલ્વી)*

એક અકીદો એ પણ છે કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم મરીને માટીમાં ભળી ગયા. *(તકવિયતુલ ઈમાન, પેજ-૭૯)*

ઉપરોક્ત અકીદાઓ સિવાય અન્ય પણ ઘણા કુફ્રી અકીદાઓ આ ગિરોહના છે એટલા માટે મક્કા મોઅઝ્ઝમા, મદીના તૈયબહ્, હિંદ, સિંધ, બંગાળ, પંજાબ, બર્મા, મદ્રાસ, ગુજરાત, કાઠિયાવાડ, બલુચિસ્તાન, સરહદ અને દક્કન તથા કોકણના સેંકડો ઉલમાએ કિરામ તથા મુફતિયાને એઝામે તે લોકોના "કાફિર" તથા "મુર્તદ" હોવાનો ફત્વો આપ્યો છે. વિગતે માહિતી માટે ફતાવા "હુસ્સામુલ હરમૈન" અને "અસ્સવારિમુલ હિંદિયહ્"નો અભ્યાસ કરવો.

**૨.** મુસલમાનને મુસલમાન અને કાફિરને કાફિર જાણવો જરૂરિયાતે દીન માંથી છે. ભલે કોઈ ખાસ શખ્સના વિશે યકીનની સાથે નથી કહી

શકાતુ કે તેનો ખાત્મો ઈમાન પર થયો અથવા મઆઝલ્લાહ ! કુફ્ર પર, જ્યાં સુધી તેના ખાત્માનો હાલ શરઈ દલીલથી સાબિત ન હોય. પણ તેનો અર્થ એ નથી થઈ શક્તો કે, "જેણે કતઅન (સરાસર) કુફ્ર કર્યુ હોય તેના કુફ્રમાં શંકા કરવામાં આવે કેમ કે સરાસર કાફિરના કુફ્રમાં શક કરવો પણ માણસને (શંકા કરનારને) કાફિર બનાવી દે છે." *(બહારે શરીઅત)*

૩. કેટલાક નાવાકેફો કહે છે કે અહલે કિબ્લાની તકફીર (કાફિર ઠરાવવું) ન જોઈએ, ભલે ગમે તેવો અકીદો રાખે અને ગમે તેવું કરે. આ ખયાલ ગલત છે. સહીહ એ છે કે **જ્યારે અહલે કિબ્લામાં કોઈ કુફ્રની નિશાની જોવા મળે અથવા એનાથી કોઈ વાત કુફ્રની બહાર પડે તો તેને "કાફિર" કહેવામાં આવશે.**

હઝરત મુલ્લા અલી કારી عَلَيۡهِ الرَّحۡمَةُ وَ الرِّضۡوَانُ ફર્માવે છે કે :–

"અહલે સુન્નતની નજીક અહલે કિબ્લામાંથી કોઈને કાફિર ન કહેવાથી મકસદ એ છે કે **તેને કાફિર કહીશું નહીં જ્યાં સુધી તેનામાં કુફ્રની કોઈ નિશાની ન જોવા મળે અને કોઈ વાત કુફ્રની તેના થકી જાહેર ન થાય.** *(શર્હે ફિકહે અકબર, ૧૮૯)*

અને હઝરત અલ્લામા ઈબ્ને આબિદીન શામી رحمۃ اللہ علیہ ફર્માવે છે :–

**જરૂરિયાતે ઈસ્લામમાંથી કોઈ ચીજનો ઈન્કાર કરનાર ઈજમાઅ સાથે કાફિર છે ભલે અહલે કિબ્લામાંથી હોય અને આખુ જીવન** ફર્માબરદારીમાં ગુજારે. જેમ કે શરહ તહરીરે ઈમામ ઈબ્ને હુમામમાં છે. *(શામી, ભા. ૧, પેજ–૩૯૩)*

અને હઝરત ઈમામ અબૂ યૂસુફ رحمۃ اللہ علیہ એ "કિતાબુલ ખિરાજ"માં ફર્માવ્યું કે :–

"જે શખ્સ મુસલમાન (અહલે કિબ્લા) થઈને રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم ને ગાળ આપે (અપશબ્દ કહે) અથવા હુઝૂર صلی اللہ علیہ وسلم પ્રતિ જૂઠને સંબંધિત કરે અથવા હુઝૂરને કોઈ પ્રકારની અયબ લગાડે અથવા કોઈ કારણે હુઝૂર صلی اللہ علیہ وسلم ની શાન ઘટાડે તે યકીનન કાફિર, ખુદાનો મુન્કિર થઈ ગયો. તેની પત્ની તેના નિકાહથી નીકળી ગઈ. *(શામી, ભા. ૩, પેજ–૩૦૦)*



# બદ્‌મઝહબ વિશે બયાન

૧. હઝરત ઈબ્રાહીમ ઈબ્ને મુસૈરા رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે **જેણે કોઈ બદ્‌મઝહબની તા'ઝીમ તથા તૌકીર (સન્માન) કરી તો તેણે ઈસ્લામને પાડી નાખવામાં મદદ આપી.** *(મિશ્કાત શરીફ)*

હઝરત શયખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ શરીફ હેઠળ ફર્માવે છે :–

"બદ્‌મઝહબની તા'ઝીમ તથા સન્માનમાં સુન્નતનો તિરસ્કાર તથા બેઈજ્જતી છે, અને સુન્નતનો તિરસ્કાર ઈસ્લામના પાયાને તોડી પાડવા સુધી પહોંચાડી આપે છે. *(અશ્અતુલ લમ્આત, ભા. ૧, પેજ–૧૪૭)*

૨. હઝરત અનસ رضی اللہ عنہ થી રિવાયત છે. તેમણે કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે **જ્યારે તમે કોઈ બદ્‌મઝહબને જુઓ તો તેની સમક્ષ કટુતાથી વર્તો,** એટલા માટે કે **ખુદા તઆલા દરેક બદ્‌મઝહબને દુશ્મન રાખે છે.** *(ઈબ્ને અસાકિર)*

૩. હઝરત અબૂ ઉમામા رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, **બદ્‌મઝહબ દોઝખીઓના કૂતરા છે.** *(દારે કુત્ની)*

૪. હઝરત હુઝૈફા رضی اللہ عنہ થી રિવાયત છે. તેમણે કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે ખુદા તઆલા કોઈ બદ્‌મઝહબનો ન રોઝો કબૂલ કરે છે ન નમાઝ, ન ઝકાત, ન હજ્જ, ન ઉમરા, ન જેહાદ, ન નફલ, ન ફર્ઝ. બદ્‌મઝહબ ઈસ્લામ ધર્મથી એવો નીકળી જાય છે જેવો કે ગુંદેલા આટામાંથી વાળ નીકળી જાય છે.

૫. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે બદ્‌મઝહબ જો બીમાર પડે તો તેની ખબરગીરી ન (અયાદત) કરો, જો મરી જાય તો તેમના જનાઝામાં શરીક ન થાવ, તેમની સાથે મુલાકાત થાય તો તેમને સલામ ન કરો, તેમની પાસે ન બેસો, તેમની

સાથે પાણી ન પીઓ, તેમની સાથે ખાવા ન ખાવ, તેમની સાથે શાદી વિવાહ ન કરો, તેમના જનાઝાની નમાઝ ન પઢો, અને ન તેમની સાથે નમાઝ પઢો. *(મુસ્લિમ શરીફ)*

આ હદીષને અબૂ દાઊદે હઝરત ઈબ્ને ઉમરથી અને ઈબ્ને માજહએ હઝરત જાબિરથી અને અકીલ ઈબ્ને હબ્બાને હઝરત અનસથી રિવાયત કરી. (رِضْوَانُ اللهِ تَعَالٰی عَلَیْهِمْ اَجْمَعِیْن)





# સુન્નત અને બિદઅત

**૧.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું, રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે જે શખ્સ મારી ઉમ્મતમાં (અમલી એતેકાદી) ખરાબી પેદા થવાના સમયે મારી સુન્નત પર અમલ કરશે તેને સો શહીદોનો સવાબ મળશે. *(મિશ્કાત શરીફ)*

**૨.** હઝરત બિલાલ ઈબ્ને હારિષ મુઝની رضی اللہ عنہ થી રિવાયત છે કે તેમણે કહ્યું કે સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે, જેણે મારી કોઈ એવી સુન્નતને (લોકોમાં) રિવાજ બનાવી જેનું ચલણ ખત્મ થઈ ગયું તો જેટલા લોકો એના પર અમલ કરશે તે સૌના જેટલો સવાબ (તેને) ચાલુ કરનારને મળશે અને અમલ કરનારના સવાબમાં કાંઈ કમી થશે નહીં. અને જેણે કોઈ એવી વાત કાઢી જે બુરી છે અને જેને અલ્લાહ તથા રસૂલ عَزَّوَجَلَّ وَصَلَّی اللهُ عَلَیْهِ وَسَلَّمْ પસંદ નથી ફર્માવતા, તો જેટલા લોકો એના પર અમલ કરશે તે સૌના જેટલો ગુનોહ તેને કાઢનારને થશે અને અમલ કરનારાઓના ગુનાહમાં કાંઈ ઘટાડો થશે નહીં. *(મિશ્કાત શરીફ)*

**3.** હઝરત જરીર رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, જે ઈસ્લામમાં કોઈ સારા તરીકાને ચાલુ કરશે તો તેને પોતે ચાલુ કરવાનો પણ સવાબ અને તે લોકોના અમલ કરવાનો પણ સવાબ મળશે જેઓ તેના પછી એ તરીકા પર અમલ કરતા રહેશે અને અમલ કરનારાઓના સવાબમાં કાંઈ ઘટાડો પણ થશે નહીં. અને જે ઈસ્લામ મઝહબમાં કોઈ બુરા તરીકાને ચાલુ કરે તો તે શખ્સ પર પોતે ચાલુ કરવાનો પણ ગુનોહ થશે અને તે લોકોના અમલ કરવાનો પણ ગુનોહ થશે જેઓ તેના પછી તે તરીકા પર અમલ કરતા રહેશે અને અમલ કરનારાઓના ગુનાહમાં કાંઈ કમી થશે નહીં. *(મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ)*

**૪.** હઝરત જાબિર رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ ﷺ એ (લગભગ એક ખુત્બામાં) ફર્માવ્યું, અલ્લાહની હમ્દ પછી જાણવું જોઈએ

કે સૌથી બેહતર કલામ કિતાબુલ્લાહ છે અને બેહતરીન (સર્વશ્રેષ્ઠ) માર્ગ મુહમ્મદ ﷺ નો માર્ગ છે. અને બદ્તરીન તે છે જેને નવી કાઢવામાં આવી અને દરેક બિદઅત ગુમરાહી છે. *(મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ)*

**હદીષનો ખુલાસો** : હઝરત મુલ્લા અલી કારી عليه الرحمة والرضوان આ હદીષની શરહમાં ફર્માવે છે કે, ઈમામ નવવી رحمة الله عليه એ ફર્માવ્યું કે એવું કામ જેનું દષ્ટાંત પાછલા સમયમાં ન હોય (શબ્દકોષમાં) તેને બિદઅત કહે છે. અને **શરીઅતમાં બિદઅત એ છે કે કોઈ એવી ચીજનો ઉદ્ભવ કરવો (ઉપજાવવી) જે રસૂલુલ્લાહ ﷺ ના જાહેરી જમાનામાં ન હતી.** અને હુઝૂર ﷺ નો કૌલ :– كل بدعة ضلالة **(અર્થ)** : દરેક બિદઅત ગુમરાહી છે. (એટલે બિદઅતથી મુરાદ બિદઅતે સૈયેઅહ્ છે.) હઝરત શૈખ અઝુદ્દીન ઈબ્ને અબ્દુસ્સલામે કિતાબુલ કવાઈદના અંતમાં ફર્માવ્યું કે બિઅદત ક્યાં તો **વાજિબ** છે, જેમ કે અલ્લાહ અને તેના રસૂલના કલામને સમજવા માટે ઈલ્મે નહ્વ શીખવું અને જેમ કે ઉસૂલે ફિકહ અને અસ્માઉર્રિજાલના ફન (વિષય)ને સંપાદિત કરવો. અને બિદઅત ક્યાં તો હરામ છે જેમ કે જબરિયહ્, કદરિયહ્, મુરજિઅહ અને મુજસ્સમહનો મઝહબ. અને તે બદ્મઝહબોની રદ કરવી બિદઅતે વાજિબહ્થી છે, એટલા માટે કે તેમના બાતિલ અકીદાઓથી શરીઅતની હિફાઝત કરવી ફર્ઝે કિફાયહ છે. અને બિદઅત ક્યાં તો **મુસ્તહબ** છે, જેમ કે મુસાફિરખાનાઓ અને મદ્રસાઓની બાંધણી અને દરેક તે નેક કામ જેનો રિવાજ પ્રારંભના સમયમાં ન હતો અને જમાઅતની સાથે તરાવીહ અને સૂફિયાએ કિરામના કઠીન તથા બારીક મસાઈલમાં ચર્ચા. અને બિદઅત ક્યાં તો **મકરૂહ** છે જેમ કે શાફઈય્યહની નજીક કુર્આન મજીદની ઝીનત (શણગાર) અને મસ્જિદોને નક્શીકામ અને આ હનફીઓ નજીક કરાહત વગર જાઈઝ છે.

અને બિદઅત ક્યાં તો **મુબાહ** છે જેમ કે શાફઈઓની નજીક સવાર અને અસરની નમાઝ બાદ મુસાફો કરવો, નહીં તો હનફીઓની નજીક મકરૂહ છે. (તેહકીક એ છે કે, કરાહત વગર જાઈઝ છે આ જ કિતાબમાં મુસાફાનું વર્ણન વાંચશો) અને સ્વાદિષ્ટ ભોજન પીણાં અને રહેઠાણોમાં વિસ્તારવાળી જગા અપનાવવી અને કુર્તાની બાંયો લાંબી રાખવી. એમાંથી



અમુકની કરાહતમાં લોકોએ મતભેદ દર્શાવ્યો છે જેવું કે અમે અગાઉ બયાન કર્યું. ઈમામ શાફઈ رحمة الله عليه એ ફર્માવ્યું કે એવી ચીજ ઉપજાવવી જે કુર્આન મજીદ, હદીષ શરીફ, આષારે સહાબા અથવા ઈજમાઅની વિરૂધ્ધ હોય તો તે ગુમરાહી છે. અને એવી સારી વાત ઉપજાવવી જે તેમનામાંથી (એટલે કુર્આન, હદીષ, સહાબી, ઈજમાઅમાંથી) કોઈની વિરૂધ્ધ ન હોય તો તે બુરી નથી. *(મિર્કાત શર્હે મિશ્કાત, ભાગ–૧, પેજ–૧૭૯)*

અને હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمة الله عليه તે જ હદીષ હેઠળ ફર્માવે છે કે :–

જાણવું જોઈએ કે તે ચીજ જે હુઝૂર ﷺ ના જાહેરી જમાના પછી અસ્તિત્વમાં આવી તે બિદઅત છે. પરંતુ તેમાંથી જે કાંઈ હુઝૂરની સુન્નતના નિયમો તથા કાયદાઓના મુજબ છે અને તેના પર કયાસ કરવામાં આવેલ છે તો તેને બિદઅતે હસ્નહ (સારી બિદઅત) કહે છે. અને તેમાં જે ચીજ સુન્નતની વિરૂધ્ધ હોય તેને બિદઅતે ઝલાલત (ગુમરાહીપૂર્ણ બિદઅત) કહે છે અને "દરેક બિદઅત ગુમરાહી છે" એ કાનૂન આ જ બિદઅતના પ્રકાર માટે છે. એટલે દરેક બિદઅતથી મુરાદ કેવળ તે જ બિદઅત છે જે સુન્નતે નબવીની વિરૂધ્ધ હોય. અને કેટલીક બિદઅત વાજિબ છે, જેમ કે સર્ફ તથા નહ્વનો ઈલ્મ શીખવો, શીખવાડવો જેથી તેના વડે આયતો તથા હદીષોના ભાવાર્થો તથા મતલબોની મઅરેફત હાંસલ થાય છે અને કુર્આન તથા હદીષના કઠીન મતલબોની સમજ પેદા થાય છે અને અન્ય ચીજો કે દીન તથા મિલ્લતની હિફાઝત તેના પર અવલંબિત છે.

કેટલીક બિદઅતો **મુસ્તહસન** તથા **મુસ્તહબ** (સારી) છે જેમ કે મુસાફિરખાના અને મદ્રસાઓનું બાંધકામ. કેટલીક બિદઅતો **મકરૂહ** છે જેમ કે કેટલાકોના કૌલ મુજબ કુર્આન મજીદ અને મસ્જિદોમાં નક્શીકામ કરવું અને કેટલીક બિદઅતો **મુબાહ** છે. જેમ કે ઉમદા કપડાં તથા સારા ભોજનની અધિક્તા, પણ એ શરતે કે હલાલ હોય અને ઘમંડ તથા અભિમાનનું કારણ ન બને. અને અન્ય **મુબાહ** ચીજો જે હુઝૂર ﷺ ના જાહેરી જમાનામાં ન હતી જેમ કે ચારણી.... વગેરે. અને કેટલીક બિદઅતો હરામ છે જેમ કે અહલે સુન્નત વ જમાઅતની વિરૂધ્ધ નવા અકીદાઓ

અને નફ્સાની ખ્વાહિશોવાળાઓના મઝહબો. અને જે વાત ખુલફાએ રાશેદીન (رِضْوَانُ اللهِ تَعَالٰی عَلَيْهِمْ اَجْمَعِيْن) એ કરી ભલે એ અર્થમાં કે હુઝૂર ﷺ ના સમયમાં ન હતી તે બિદઅત છે પરંતુ બિદઅતે હસ્નહ (સારી બિદઅત)ના પ્રકારોમાંથી છે બલ્કે હકીકતમાં સુન્નત છે. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૧૨૮)*

અને શામી, ભાગ–૧, પેજ–૩૯૨માં છે :–

''બિદઅત ક્યારેક **વાજિબ** હોય છે જેમ કે ગુમરાહ ફિર્કાવાળાઓ પર રદની દલીલો સ્થાપિત કરવી અને ઈલ્મે નહ્વ શીખવું જે કુર્આન તથા હદીષ સમજવામાં મદદરૂપ થાય છે. અને બિદઅત ક્યારેક **મુસ્તહબ** હોય છે જેમ કે મદ્રસાઓ તથા મુસાફિરખાનાઓ બંધાવવાં અને દરેક તે નેક કામ કરવું જે પ્રારંભિકકાળમાં ન હતું. અને બિદઅત ક્યારેક **મકરૂહ** હોય છે જેમ કે મસ્જિદોને સજાવવી......... અને બિદઅત ક્યારેક **મુબાહ** હોય છે જેમ કે ઉમદા ભોજન, પીણાઓ અને કપડાંઓમાં વધારો કરવો. જેમ કે મુનાદીની શર્હે જામેઅ સગીરમાં તહઝીબુન્નવવીથી નકલ થયેલ છે. અને એ જ પ્રમાણે બરકુલ્લીની કિતાબ તરીકએ મુહમ્મદિયામાં છે.





# ઈલ્મ તથા ઉલમાએ કિરામ

**૧.** હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, ઈલ્મ પ્રાપ્ત કરવું દરેક મુસલમાન પુરૂષ તથા (સ્ત્રી) પર ''ફર્ઝ'' છે અને નાઅહલ (લાયક નહીં તે)ને ઈલ્મ શીખવાડનાર એવો છે જેમ કે ખિન્ઝીર એટલે સુવ્વર (ભુંડ)ના ગળામાં મોતી, જવેરાત અને સોનાનો હાર પહેરાવી દીધો હોય. *(ઈબ્ને માજહ, મિશ્કાત શરીફ)*

હઝરત મુલ્લા અલી કારી علیہ رحمۃ الرضوان આ હદીષની શરહમાં ફર્માવે છે કે, શારેહીને હદીષે (હદીષની શરહ લખનારાઓએ) ફર્માવ્યું કે, ''ઈલ્મથી મુરાદ મઝહબી છે'', જેને હાંસલ કરવું બંદાના માટે જરૂરી છે. જેમ કે ખુદા તઆલાને ઓળખવું, તેની વહદાનિયત (એક હોવું) અને રસૂલની નબુવ્વતની ઓળખ (અન્ય જરૂરી મસાઈલ સાથે), નમાઝ પઢવાનો તરીકો જાણવો. એટલા માટે કે આ ચીજોનો ઈલ્મ ફર્ઝે ઐન અને ફત્વા તથા ઈજતેહાદના રૂત્બાને ઓળખવો ''ફર્ઝે કિફાયહ'' છે. *–(મિર્કાત શર્હે મિશ્કાત, ભાગ–૧, પેજ–૨૩૩)*

અને હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે :–

''ઈલ્મથી મુરાદ આ હદીષમાં તે ઈલ્મ છે જે મુસલમાનોને સમય આવ્યે જરૂરી છે. દા.ત. ''જ્યારે ઈસ્લામમાં દાખલ થાય તો'' તેના માટે ખુદા તઆલાની ઝાત તથા સિફતોને ઓળખવી અને રસૂલુલ્લાહ ﷺ ની નબુવ્વતને જાણવી વાજિબ થઈ ગઈ. અને દરેક તે ચીજનો ઈલ્મ જરૂરી થઈ ગયો કે જેના વિના ઈમાન સહીહ નથી અને જ્યારે નમાઝનો સમય આવી ગયો તો તેના માટે નમાઝના હુકમોનું જાણવું વાજિબ થઈ ગયું અને જ્યારે રમઝાનનો મહીનો આવી ગયો તો રોઝાના હુકમો શીખવા જરૂરી થઈ ગયા અને જ્યાર માલિકે નિસાબ થઈ ગયો તો ઝકાતના મસ્અલા જાણવા વાજિબ થઈ ગયું. અને જો સાહિબે નિસાબ થતાં અગાઉ મૃત્યુ પામ્યો અને ઝકાતના મસ્અલા ન શીખ્યો તો તો ગુનેહગાર ન થયો

અને જ્યારે સ્ત્રીને (નિકાહમાં) લાવ્યો તો "હૈઝ" તથા "નિફાસ" વગેરે જેટલા મસાઈલ પતિ પત્નીના સંબંધે છે તેને જાણવું વાજિબ થઈ જાય છે. એ પ્રમાણે અન્ય કામોમાં કયાસ કરી લેવો (એટલે વેપાર કરે તો વેપારના મસાઈલ, ખેતી કરે તો તેના વગેરે....) *(અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૧૬૧)*

**૨.** હઝરત મુહમ્મદ ઈબ્ને સીરીં رضی اللہ عنہ થી રિવાયત છે, તેમણે ફર્માવ્યું કે, **"આ ઈલ્મ (એટલે કુર્આન તથા હદીષને જાણવું) દીન છે જેથી તમે જોઈ લો કે તમે પોતાનો દીન કોની પાસેથી હાંસલ કરી રહ્યા છો."** *(મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ)*

[આ કારણે જેમની પાસે સહીહ દીન ન હોય (જેમ કે વહાબી, દેવબંદી વગેરે..) તેમની પાસેથી દીનનો ઈલ્મ પ્રાપ્ત ન થાય.]

**૩.** હઝરત અબૂ અમામા બાહલી رضی اللہ عنہ થી રિવાયત છે. તેમણે ફર્માવ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم ની સમક્ષ બે માણસોનો ઉલ્લેખ કરવામાં આવ્યો. એક તેમાંથી "આબિદ" હતો બીજો "આલિમ". તો સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, "આબિદ" (ઈબાદત ગુઝાર) પર "આલિમ"ની ફઝીલત એવી છે જેમ કે મારી ફઝીલત તમારામાંના મામૂલી માણસ પર. પછી હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, લોકોને ભલાઈ શીખવાડનાર પર ખુદા તઆલા રહમત નાઝિલ ફર્માવે છે અને તેના ફરિશ્તાઓ તદ્‌ઉપરાંત જમીન તથા આસમાનના રહેવાસીઓ એટલે સુધી કે કીડીઓ પોતાના દરોમાં અને માછલીઓ (પાણીમાં) તેના (આલિમના) માટે ભલાઈની દુઆ કરે છે. *(તિર્મિઝી શરીફ)*

**૪.** હઝરત કષીર ઈબ્ને કૈસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, હું હઝરત અબૂ દરદા رضی اللہ عنہ ની સાથે દમિશ્કની મસ્જિદમાં બેઠો હતો તો એમ માણસે આવીને કહ્યું કે, હે અબૂ દરદા ! બેશક ! હું રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ના શહેર મદીના તૈયેબહથી એવું સાંભળીને આવ્યો છું કે આપની પાસે કોઈ હદીષ છે જેને રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم થી રિવાયત કરો છો અને હું કોઈ અન્ય કામ અર્થે નથી આવ્યો. તો હઝરત અબૂ દરદાએ કહ્યું કે :–

મેં રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم ને એવું ફર્માવતા સાંભળ્યા છે કે, જે શખ્સ



ઈલ્મ (દીનનો) હાંસલ કરવા માટે સફર કરે છે તો ખુદા તઆલા તેને જન્નતના માર્ગોમાંથી એક માર્ગ પર ચલાવે છે અને તાલિબે ઈલ્મ (ઈલ્મની તલાશમાં નીકળેલ, વિદ્યાર્થી)ની રઝા (રાજીપણું) હાંસલ કરવા માટે ફરિશ્તાઓ પોતાની પાંખોને પાથરી આપે છે અને દરેક તે ચીજ જે આસમાન તથા જમીનમાં છે એટલે સુધી કે માછલીઓ પાણીમાં આલિમના માટે મગફેરતની દુઆ કરે છે અને આલિમની ફઝીલત આબિદ પર એવી છે જેવી ચૌદમી રાતના ચંદ્રની ફઝીલત તારાઓ પર. અને ઉલમા (આલિમો) અંબિયાએ કિરામના વારસો અને જાનશીન (નાયબ) છે. અંબિયાએ કિરામનો વારસો દીનાર તથા દિરહમ નથી તેમણે વારસામાં કેવળ ઈલ્મ છોડયો છે તો જેણે તેને હાંસલ કર્યો તેણે પૂરો હિસ્સો પામ્યો. *(તિર્મિઝી શરીફ, અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*

**૫.** હઝરત મુઆવિયહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **ખુદા તઆલા જે શખ્સની સાથે ભલાઈ ઈચ્છે છે તો તેને દીનની સમજ અતા ફર્માવે છે** અને ખુદા આપે છે અને હું વહેંચણી કરું છું. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ)*

**૬.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે. તેમણે ફર્માવ્યું કે, **રાતમાં એક પળ માટે ઈલ્મે દીનનું પઢવું પઢાવવું રાતભરની ઈબાદત કરતાં બેહતર છે.** *(દારમી, મિશ્કાત)*

**૭.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **એક ફકીહ એટલે દીનનો આલિમ શૈતાન પર હજાર આબિદો કરતાં વધુ ભારે છે.** *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૮.** હઝરત અબૂ દરદા رضی اللہ عنہ થી રિવાયત છે. તેમણે કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم ને પૂછવામાં આવ્યું કે આ ઈલ્મની હદ શું છે જેને માણસ પ્રાપ્ત કરી લે તો આલિમે દીન થઈ જાય ?! તો સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **જે શખ્સ મારી ઉમ્મત સુધી પહોંચાડવા માટે દીની બાબતોની ૪૦ હદીષો યાદ કરી લેશે તો ખુદા તઆલા તેને કિયામતના દિવસે આલિમે દીનની હેષિયતથી ઉઠાડશે અને કિયામતના દિવસે હું તેની શફાઅત કરીશ અને તેના હકમાં**

**ગવાહ રહીશ.** *(મિશ્કાત)*

**૯.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે. તેમણે કહ્યું કે રસૂલે કરીમ ﷺ થી જે વાત મેં જાણી છે તેમાંથી એક એ છે કે, **દરેક સદીના અંતમાં આ ઉમ્મતના માટે અલ્લાહ તઆલા એક એવા શખ્સને મોકલશે જે તેના દીનને ઉજ્જવળ બનાવશે.** *(અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*

**નોંધ** : અરબ તથા અજમના ઉલમાની સર્વસંમતિ સાથે ચૌદમી સદીના મુજદ્દિદ **આ'લા હઝરત ઈમામ અહમદ રઝા** મુહદ્દિષે બરેલ્વી رضی اللہ عنہ છે.

**૧૦.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે, **જેણે એવા ઈલ્મને શીખ્યો જેના થકી ખુદા તઆલાની ખુશ્નુદી (રાજીપો) મેળવવામાં આવે (પણ) તેણે કેવળ એટલા માટે શીખ્યો કે તે ઈલ્મ વડે દુનિયાની સંપત્તિ પ્રાપ્ત કરે તો કિયામતના દિવસે તેને જન્નતની ખુશ્બુ સુદ્ધાં પ્રાપ્ત થશે નહીં.** *(અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*

**૧૧.** હઝરત સુફયાન رضی اللہ عنہ થી રિવાયત છે કે હઝરત કઅબ رضی اللہ عنہ ને પૂછયું કે, **અહલે ઈલ્મ (ઈલ્મવાળા) કયા લોકો છે ? તો તેમણે જવાબ આપ્યો કે જે પોતાના ઈલ્મ મુજબ અમલ કરે. પછી આપે પૂછયું કે, આલિમોના દિલોએથી કઈ ચીજ ઈલ્મ (ના અન્વાર તથા બરકતો)ને કાઢી લે છે ?! તો તેમણે જવાબ આપ્યો કે, લાલચ !** *(દારમી, મિશ્કાત શરીફ)*

**૧૨.** હઝરત અહવસ ઈબ્ને હકીમ પોતાના બાપથી રિવાયત કરે છે. તેમણે કહ્યું કે, રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે આગાહ (માહિતગાર) થઈ જાવ કે, **બુરાઓમાં સૌથી બદ્તરીન** ઉલમાએ સૂ (બુરા આલિમો) છે અને સારાઓમાં સૌથી બેહતર ઉલમાએ હક્ક છે. *(દારમી, મિશ્કાત શરીફ)*

**૧૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ ﷺ



એ ફર્માવ્યું કે, જેને ઈલ્મ વિના કોઈ ફત્વો આપવામાં આવ્યો તો તેનો ગુનોહ ફત્વો આપનાર પર થશે અને જેણે જાણીબુઝીને પોતાના ભાઈને ખોટી સલાહ (ગલત મશ્વરો) આપ્યો તો તેણે તેની સાથે **ખયાનત** કરી. *(અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*

**જરૂરી ચેતવણી : (૧)** હુઝૂરે અકદસ ﷺ મોટા ભાગે રાતભર ઈબાદત કરતા એટલે સુધી કે પગ મુબારકોમાં સોજા થઈ જતા અને સૌમો વિસાલ એટલે રાતે ઈફતારી વગરના સતત રોઝા રાખતા અને જે માલ મળતો તે ખુદાની રાહમાં ખર્ચી નાખતા, ચટાઈઓ (સાદડીઓ) પર આરામ ફર્માવતા, જવની રોટી તનાવુલ ફર્માવતા (જમતા), ક્યારેક પેટ મુબારક પર પથ્થર બાંધતા... પણ આ વાતોને પોતાની કમજોર તથા અશક્ત ઉમ્મત પર કરમ ફર્માવીને લાઝિમ (જરૂરી) નથી કરી દીધી એટલે હુઝૂર રહમતે આલમ ﷺ એ આ વાતોની કોઈ મુસલમાન પાસે અપેક્ષા નથી કરી ભલે તે જાહિલ હોય કે આલિમ.

પણ આજકાલ કેટલાક જાહિલો જેમને મઝહબ સાથે દૂરનો પણ વાસ્તો નથી તે આલિમો પાસેથી આવી વાતોની અપેક્ષા રાખે છે ! અને એવું ન કરનારાઓને નાફર્માન સમજે છે અને શરમાતા નથી કે જે વાતોને હુઝૂર ﷺ એ લાઝિમ નથી ફર્માવી તો આ ઈલ્મ વિહોણા જાહિલોને માંગણી કરવાનો હક્ક ક્યાંથી પહોંચી ગયો ?! ખુદા તઆલા તેવાઓને સમજ અતા ફર્માવે.

**(૨)** સાદડીઓ પર સૂવા અને પેટ પર પથ્થર બાંધવાની અપેક્ષા રાખનારા ઈસ્લામ અને મુસલમાન બંનેને નુકસાન પહોંચાડવા ઈચ્છે છે. ઈસ્લામને એ રીતે કે, એક એવો ગૈરમુસ્લિમ જે ઈસ્લામના વર્તુળમાં આવવા ઈચ્છે છે તેને જ્યારે ખબર થશે કે, ઈસ્લામમાં સાદડી પર સૂવું અને પેટ પર પથ્થર બાંધવા જરૂરી છે અને એવું ન કરનારને ગુનેહગાર અને ઈસ્લામના પૈગંબર (ﷺ)નો નાફર્માન ઠરાવવામાં આવે છે તો તે ઈસ્લામ તરફ કદી પણ આવી નથી શક્તો. અને આલિમોને નાફર્માન તથા ગુનેહગાર ઠરાવનાર, મુસલમાનોને એ રીતે નુકસાન પહોંચાડે છે કે જ્યારે મુસલમાનોમાં એ વાત ઘર કરી જશે કે આલિમો જાતે જ નાફર્માન છે તો તેઓ આલિમોની નસીહત કદી પણ સ્વીકારશે નહીં; નમાઝ, રોઝા

વગેરે... અલ્લાહ તઆલાના નિયુક્ત કરેલા ફર્ઝોની નજીક આવશે નહીં અને બુરાઈઓમાંથી સપડાઈને જહન્નમના અઝાબમાં પડશે.

(**નોંધ** : હદીષ નં. ૨ વાંચો કે કુર્આન હદીષ ઈલ્મે દીન છે જેથી પોતે કોની પાસે ઈલ્મ શીખે છે તેનું ધ્યાન રાખે. વહાબી, દેવબંદી, જમાઅતે ઈસ્લામી, અહલે હદીષ.... વગેરે બાતિલ ફિર્કાવાળા બે દીનો કે જેમની પાસે દીન નથી પણ કુફ્ર છે તેમની પાસે ન શીખે, ન ઔલાદને શીખવા દે. નહીં તો ઔલાદ પણ બેદીન થઈ જશે. આજે લોકો આ બાબતે ધ્યાન નથી આપતા અને એને રમત સમજે છે તેઓને કાલે કિયામતમાં સબક મળી જ જશે.)





# તકદીરનું બયાન

**૧.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે ખુદા તઆલાએ આસમાન તથા જમીનની પેદાઈશથી પચાસ હજાર વરસ પહેલાં મખ્લૂકાતની તકદીરોને લખી (લોહે મેહફૂઝ પર લખી દીધી.) *(મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ)*

**૨.** હઝરત ઓબાદા ઈબ્ને સામિત رضی اللہ عنہ એ કહ્યું કે, સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે (હકીકતે મુહમ્મદિયહ્ صلی اللہ علیہ وسلم પછી) સૌ પ્રથમ જે ચીજ ખુદાએ પૈદા કરી તે કલમ છે, ખુદા તઆલાએ તેને ફર્માવ્યું કે લખ, તો કલમે અર્ઝ કરી કે શું લખું ?! ફર્માવ્યું, તકદીર. તો કલમે લખ્યું જે કાંઈ થઈ ચૂક્યું હતું અને જે હજી થવાનું હતું. *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

મુલ્લા અલી કારી علیہ رحمۃ الباری آلرضوان આ હદીષની શરહમાં ફર્માવે છે કે, કલમની અવ્વલિયત ઈઝાફી છે અને અવ્વલ હકીકી નૂરે મુહમ્મદી છે. *(મિર્કાત શર્હે મિશ્કાત, ભાગ-૧, પેજ-૧૩૯)*

હઝરત મતર બિન ઉકામિસ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલ علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે જ્યારે ખુદા તઆલા કોઈ શખ્સની મૌત કોઈ જમીન પર મુકદ્દર કરી આપે છે તો તે જમીનની તરફ તેની હાજત પેદા કરી આપે છે. *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૪.** હઝરત અબૂ ખઝામહ્ رضی اللہ عنہ પોતાના બાપથી રિવાયત કરે છે : તેમણે કહ્યું કે, મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! શું ફર્માવો છો આપ મંત્રના બારામાં જેને અમે પઢીએ છીએ અને દવાના બારામાં જેને અમે વાપરીએ છીએ અને બચાવના બારામાં જેને અમે (લડાઈ વગેરેમાં) અપનાવીએ છીએ. શું આ ચીજો ખુદા તઆલાની કઝા તથા કદરને બદલી આપે છે ? ફર્માવ્યું કે આ ચીજો પણ ખુદા તઆલાની કઝા તથા કદરથી છે. *(તિર્મિઝી શરીફ, ઈબ્ને માજહ, મિશ્કાત શરીફ)*

**૫.** હઝરત અબૂ હુરૈરહ્ رضي الله عنه એ ફર્માવ્યું કે અમે લોકો તકદીરના મસ્અલામાં બહષ કરી રહ્યા હતા તેવામાં રસૂલે ખુદા صلى الله عليه وسلم તશરીફ લઈ આવ્યા તો ગઝબની સખ્તી (ગુસ્સાની કડકાઈ)ને કારણે આપનો ચહેરો લાલ થઈ ગયો જાણે કે દાડમના દાણા આપના ચહેરા મુબારક પર નીચોવી નાખવામાં આવ્યા હોય. પછી ફર્માવ્યું કે શું તમને એનો હુકમ આપવામાં આવ્યો છે ? તમારાથી આગલી કૌમો હલાક નથી થઈ પણ જ્યારે કઝા તથા કદરના મસ્અલામાં તેમણે ચર્ચાઓ કરી. હું તમને કસમ આપું છું કે હવે પછી આ મસ્અલામાં બહષ ન કરશો. *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**ચેતવણી : (૧)** તકદીર હક્ક છે તેનો ઈન્કાર કરનાર **ગુમરાહ,** બદ્મઝહબ, **અહલે સુન્નત વ જમાઅતથી ખારિજ** છે.

**(૨)** ખુદા તઆલાએ દરેક ભલાઈ તથા બુરાઈ પોતાના ઈલ્મે અઝલી (હમેશાંથી હોવું)થી લખી લીધી. એનો મતલબ એ નથી કે જેવું તેણે લખી દીધું એવું આપણે કરવું પડે છે બલ્કે જેવું આપણે કરવાના હતા તેવું તેણે લખી દીધું. "ઝયદ" (કાલ્પનિક નામ)ના જિમ્મે બુરાઈ લખી એટલા માટે કે "ઝયદ" બુરાઈ કરવાનો હતો, જો "ઝયદ" ભલાઈ કરનાર હોત તો ખુદા તઆલા ભલાઈ લખતે. કહેવાનો આશય એ છે કે ખુદા તઆલાના ઈલ્મ અથવા તેના લખી આપવાને (લઈને) કોઈ કામ કરવા માટે મજબૂર કરી આપવામાં નથી આવ્યો. *(બહારે શરીઅત)*

અને જેમ કે મુલ્લા અલી કારી رحمة الله عليه "શર્હે ફિકહે અકબર"માં ફર્માવે છે કે :–

**(અર્થ)** : અલ્લાહ તઆલાએ દરેક ચીજના હક્કમાં લખી દીધું કે તે આવું કરશે, નહીં કે તેને કરવું પડશે.

**(૩) કઝાના ત્રણ પ્રકારો છે** : કઝાએ મુબરમે હકીકી, કઝાએ મોઅલ્લકે મહઝ, કઝાએ મોઅલ્લક શબીહ બમુબરમ.

**કઝાએ મુબરમે હકીકી** : તે કઝા છે જે ઈલ્મે ઈલાહીમાં પણ કોઈ ચીજ ઉપર અવલંબિત (મોઅલ્લક) નથી. "આ કઝાની તબદીલી અશક્ય છે." ઔલિયાની આ કઝા સુધી પહોંચ નથી બલ્કે અંબિયાએ



કિરામ તથા રોસૂલે એઝામ (મહાન રસૂલો) પણ સંજોગોવસાત તેના બારામાં કાંઈ અર્ઝ કરવા ઈચ્છે તો તેમને એ ખયાલથી રોકી દેવામાં આવે છે. જેમ કે હઝરત ખલીલુલ્લાહ (અલા નબિય્યિના વ અલૈહિસ્સલાતુ વસ્સલામ)એ હઝરત લૂત عليه السلام ની કૌમ પર અઝાબ રોકવા માટે ઘણી કોશિશ ફર્માવી એટલે સુધી કે પોતાના રબથી ઝઘડવા લાગ્યા ! જેમ કે ખુદા તઆલાએ ફર્માવ્યું : يُجَادِلُنَا فِيْ قَوْمِ لُوْطٍ એટલે "ઈબ્રાહીમ કૌમે લૂતના બારામાં અમારાથી ઝઘડવા લાગ્યા." *(પા. ૧૨, રૂ. ૭)* પરંતુ કૌમે લૂત પર અઝાબ થવાનું કઝાએ મુબરમે હકીકી હતું એટલા માટે હુકમ થયો :–

يٰۤاِبْرٰهِيْمُ اَعْرِضْ عَنْ هٰذَا ۚ اِنَّهٗ قَدْ
جَآءَ اَمْرُ رَبِّكَ ۚ وَاِنَّهُمْ اٰتِيْهِمْ عَذَابٌ غَيْرُ مَرْدُوْدٍ

એટલે "હે ઈબ્રાહીમ એ ખયાલમાં ન પડો, બેશક ! તારા રબનો હુકમ આવી ચૂક્યો અને બેશક ! તેઓ પર અઝાબ આવશે, ફેરવવામાં આવશે નહીં." *(પા. ૧૨, રૂ. ૭)*

**કઝાએ મોઅલ્લક મહઝ** : તે કઝા છે કે ફરિશ્તાઓના સહીફાઓમાં કોઈ ચીજ જેમ કે સદકો અથવા દવા વગેરે પણ મોઅલ્લક (અવલંબિત) હોવાનું જાહેર કરી આપવામાં આવ્યું હોય. "આ કઝા સુધી મોટા ભાગે ઔલિયાએ કિરામની પહોંચ હોય છે. તેમની દુઆ અને તવજ્જોહથી આ કઝા ટળી જાય છે."

**કઝાએ મોઅલ્લકે શબીહ બમુબરમ** : એ તે કઝા છે કે ઈલ્મે ઈલાહીમાં તે કોઈ ચીજ પર મોઅલ્લક (અવલંબિત) છે. પરંતુ ફરિશ્તાઓના સહીફાઓમાં તેનું મોઅલ્લક હોવું આલેખાયેલ નથી. આ કઝા સુધી ખાસ અકાબિર (મહાન બુઝુર્ગો)ની પહોંચ હોય છે. હઝરત સૈયેદોના ગૌષે આ'ઝમ رضي الله عنه ની એના વિશે ફર્માવે છે કે, હું કઝાએ મુબરમને રદ કરી આપું છું અને એજ કઝાના વિશે હદીષ શરીફમાં ઈર્શાદ થયો કે, (અર્થ) : બેશક ! દુઆ કઝાએ મુબરમને ટાળી નાખે છે.

**(૪)** કઝા તથા કદરના મસાઈલ આમ (સામાન્ય) લોકો નથી સમજી શકતા. તેમાં વધારે વિચારણા ચિંતન કરવું દીન તથા ઈમાનના તબાહ

થવાનો સબબ છે.

હઝરત અબૂબક્ર સિદ્દીક તથા ઉમર ફારૂકે આ'ઝમ رضی اللہ عنہما જેવા મહાન સહાબીઓને પણ આ મસ્અલામાં બહષ કરવાથી રોકવામાં આવ્યા તો પછી આપણી તો ગણત્રી જ શું ?! એટલું સમજી લેવું જોઈએ કે અલ્લાહ તઆલાએ માણસને પથ્થર તથા અન્ય પદાર્થોની જેમ જડ તથા નિસ્ચેત પેદા નથી કર્યો બલ્કે તેને એક પ્રકારનો અખ્તિયાર આપ્યો છે કે એક કામ ચાહે તો કરે યા ન કરે અને તેની સાથે બુદ્ધિ પણ આપી છે કે ભલુ બુરું, લાભાલાભને ઓળખી શકે. અને દરેક પ્રકારનો સામાન તથા સબબો પૂરો પાડયા કે જેથી જ્યારે માણસ કોઈ કામ કરવા ઈચ્છે છે તો તેને લગતો સામાન મળી જાય છે. અને એ જ કારણે તેના માટે પૂછતાછ છે, (પ્રશ્નો થશે.) પોતાને બિલકુલ લાચાર અથવા બિલકુલ મુખ્તાર સમજવું એ બંને ગુમરાહી છે. *(બહારે શરીઅત)*





# કબરનો અઝાબ હક્ક છે

**૧.** હઝરત બરાઅ ઈબ્ને આઝિબ رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, મુડદાની પાસે બે ફરિશ્તા આવે છે તો તેને બેઠુ કરીને પૂછે કે તારો રબ કોણ છે ? તો મુડદુ કહે છે કે, મારો રબ અલ્લાહ છે. તો ફરિશ્તો કહે છે કે તારો ધર્મ શું છે ? તે કહે છે કે મારો ધર્મ ઈસ્લામ છે. પછી ફરિશ્તા પૂછે છે કે, આ કોણ છે જે તમારામાં મબઊષ ફર્માવવામાં આવ્યા હતા. તો મુડદુ કહે છે કે, તે રસૂલુલ્લાહ ﷺ છે. પછી ફરિશ્તા પૂછે કે તમને કોણે જણાવ્યું ? (તે રસૂલુલ્લાહ ﷺ છે) તો મુડદું કહે છે કે મેં ખુદાએ તઆલાની કિતાબ પઢી તો તેના પર ઈમાન લાવ્યો અને તેની તસ્દીક કરી. (હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું) તો ખુદા તઆલાનો એ કૌલ :-

يُثَبِّتُ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا بِالْقَوْلِ الثَّابِتِ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَفِى الْاٰخِرَةِ الاية

એટલે ખુદા તઆલા સાબિત (કદમ) રાખે છે ઈમાનવાળાઓને હક્ક વાત પર દુનિયાની જિંદગીમાં અને આખેરતમાં)નો એ જ મતલબ છે (કે મો'મિન ખુદા તઆલાના ફઝલથી ફરિશ્તાઓને જવાબ આપવામાં સાબિત રહે છે.) *(પા. ૧૩, રુ. ૧૬)* હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, પછી એક પોકારનાર આસમાનેથી પોકારીને કહે છે કે, મારા બંદાએ સાચુ કહ્યું, તો તેના માટે જન્નતનું પાથરણુ પાથરો અને તેને જન્નતનું કપડુ પહેરાવો અને તેના માટે જન્નતની તરફનો એક દરવાજો ખોલી આપો. તો દરવાજો ખોલી આપવામાં આવે છે. હુઝૂર ﷺ એ ફર્માવ્યું, તો તેની પાસે જન્નતની હવા અને ખુશ્બુ આવે છે અને નજર પહોંચે ત્યાં સુધી તેની કબરને વિશાળ કરી આપવામાં આવે છે. (આ સ્થિત તો મો'મિનની છે.)

અને હવે રહી ગયો કાફિર, તો હુઝૂર ﷺ એ તેના મૌતનો ઉલ્લેખ કર્યો અને ફર્માવ્યું કે તેની રૂહ તેના શરીરમાં પાછી મોકલવામાં આવે છે અને તેની પાસે બે ફરિશ્તા આવે છે તો તેને બેઠો કરીને પૂછે છે કે તારો રબ કોણ છે ? તો કાફિર મુડદુ કહે છે કે, હાય ! હાય ! હું નથી જાણતો.

પછી ફરિશ્તા પૂછે છે કે, તારો દીન શું છે ? તો તે કહે છે કે, હાય ! હાય ! હું નથી જાણતો. પછી ફરિશ્તા પૂછે છે કે, કોણ છે જે તમારામાં મબઊષ કરવામાં આવ્યા હતા? તો તે કહે છે કે હાય ! હાય ! હું નથી જાણતો. તો આસમાનેથી એક નિદા (પોકાર) કરનાર પોકારીને કહે છે કે તે જૂઠો છે, તેના માટે આગનુ પાથરણુ પાથરો અને આગનું કપડુ પહેરાવો અને તેના માટે દોઝખ તરફનો એક દરવાજો ખોલી નાખો. હુઝૂર ﷺ એ ફર્માવ્યું, તો તેની પાસે જહન્નમની ગરમી અને લપેટ આવે છે અને કાફિરની કબર તેના પર તંગ (સાંકડી) કરવામાં આવે છે, એટલે સુધી કે તેની પાસંળીઓ આમથી તેમ થઈ જાય છે. પછી તેના પર એક આંધળો અને બહેરો ફરિશ્તો નિયુક્ત કરવામાં આવે છે જેની પાસે લોખંડનો એક ગુર્ઝ (હથોડો) હોય છે કે જેને જો પહાડ પર મારવામાં આવે તો તે (પહાડ) માટી બની જાય. તો ફરિશ્તો તે હથોડા વડે કાફિરને એટલો મારે છે કે તેનો અવાજ પૂર્વથી પશ્ચિમ સુધી તમામ મખ્લૂકાત સાંભળે છે પણ ઈન્સાન તથા જિન નથી સાંભળતા, તો તે માણસ માટી બની જાય છે પછી તેનામાં રૂહ પાછી મોકલવામાં આવે છે. *(અહમદ, અબૂ દાઊદ, મિશ્કાત)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ ફર્માવે છે કે, "હાઝા" "આ"ની સાથે હુઝૂર ﷺ ને ઈશારો કરવો એ ક્યાં તો એ કારણે છે કે હુઝૂર ﷺ ની ઝાતે મુકદસ મશહૂર છે અને હુઝૂરનો તસવ્વુર આપણા દિલોમાં મૌજૂદ છે ભલે હુઝૂર ﷺ આપણી સમક્ષ રોનક અફરોઝ (ઉપસ્થિત) નથી. અને ક્યાં તો એ કારણે છે કે હુઝૂર ﷺ ની ઝાતેગિરામી ખુલ્લમ ખુલ્લા પેશ કરવામાં આવે છે, એ રીતે કે કબરમાં હુઝૂર ﷺ ની મુબારક શક્લ લાવવામાં આવે છે જેથી કરીને તેના જમાલે જાં અફઝા વડે તે મુશ્કેલીઓની ગુંચવણો કે જે જવાબ આપવામાં ઉપસ્થિત થાય છે તે ખુલ્લી થઈ જાય અને વિરહનો અંધકાર તેમની હૃદયાકર્ષક મુલાકાતના નૂર વડે ઉજજવળ થઈ જાય. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૧૧૫)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે, જ્યારે કબરમાં મુડદાને રાખી દેવામાં આવે છે તો તેની



પાસે બે કાળા ફરિશ્તા લીલી આંખોવાળા આવે છે જેમાંથી એકનું નામ "મુન્કર" છે અને બીજાનું નામ "નકીર". બંને ફરિશ્તાઓ તે મુડદાને પૂછે છે કે, "આ ઝાતે ગિરામીના બારામાં શું કહેતો હતો ? તો મુડદુ કહે છે કે, તે ખુદા તઆલાના બંદા અને તેના રસૂલ છે. હું ગવાહી આપું છું કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ મઅબૂદ નથી અને ગવાહી આપું છું કે મુહમ્મદ ﷺ ખુદા તઆલાના બંદા અને તેના રસૂલ છે. (આ સાંભળીને) તે બંને ફરિશ્તા કહે છે કે અમે અગાઉથી જ જાણતા હતા કે તું આ પ્રમાણે કહીશ. પછી તેની કબર ૭૦ ગજ લાંબી અને ૭૦ ગજ પહોળી કરી આપવામાં આવે છે ત્યારબાદ કબ્રમાં રોશની કરવામાં આવે છે. પછી તેને કહેવામાં આવે છે કે "સૂઈ જા !" તો મુડદુ કહે છે કે હું મારા બાળ બચ્ચાંઓમાં જઈને તેમને આ સ્થિતિ વાકેફ કરી દઉં. તો ફરિશ્તો કહે છે કે, "સૂઈ જા ! જેવી રીતે દુલ્હો સૂએ છે." જેને કેવળ તે જ શખ્સ જગાડી શકે છે કે જે તેના ખાનદાનમાં સૌથી વધુ પ્યારો હોય. (ત્યારે તે સૂઈ જાય છે) એટલે સુધી કે ખુદા તઆલા તેને (કિયામતના દિવસે) તેની કબરેથી ઉઠાડશે. (આ હાલ તો મો'મિનનો છે).

અને જો મુડદુ "મુનાફિક" હોય છે તો ફરિશ્તાઓના જવાબમાં કહે છે કે હું લોકોને જે કહેતાં સાંભળતો હતો તેના જેમ હું પણ કહેતો હતો, હું પોતે કાંઈ જાણતો ન હતો. તો ફરિશ્તા કહે છે કે અમે લોકો જાણતા હતા કે તું એ જ મુજબ કહીશ. પછી જમીનને હુકમ આપવામાં આવશે કે તેને દબાવ ! તો તે દબાવશે (ભીંસમાં લેશે) એટલે સુધી કે તેની પાંસળીઓ આમથી તેમ (આઘી પાછી) થઈ જશે અને તે એ પ્રમાણે હમેશાં અઝાબમાં સપડાયેલો રહેશે. એટલે સુધી કે ખુદા તઆલા તેને તે જગાએથી ઉઠાડશે. (એટલે કિયામત સુધી.) *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૩.** હઝરત અબૂ સઈદ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, **કાફિર માટે તેની કબરમાં ૯૯ (નવ્વાણુ) અજગરો મુકર્રર કરવામાં આવે છે જે તેને કિયામત સુધી કરડે છે અને દંશતા રહે છે. તે અજગરોમાંનો કોઈ એક જો જમીન પર ફૂંફાડો મારે તો જમીન લીલોતરી પેદા કરવાથી વંચિત થઈ જાય.** *(દારમી, મિશ્કાત શરીફ)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ ઈર્શાદ ફર્માવે છે કે ફરિશ્તાઓ અને સાપો અને વિંછીઓનું મુડદાને તકલીફ પહોંચાડવું જેમ કે મુબારક હદીષોમાં બયાન કરવામાં આવેલ છે કે એ સર્વ હકીકતમાં થાય છે અને મૌજૂદ છે કેવળ ઉદાહરણ કે ખયાલ નથી. અને આપણુ ન જોવું તથા ન જાણી શકવું તેના વજૂદને કાંઈ નુકસાન નથી કરી શક્તું, એટલા માટે કે આલમે મલકૂતને માથાની આંખો વડે નથી જોઈ શક્તા તેના માટે એક બીજી આંખ જોઈએ. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૧૧૪)*

અને હઝરત મુલ્લા અલી કારી علیہ الرحمۃ والرضوان ફર્માવે છે કે, જો વાંધો ઉઠાવવામાં આવે કે આપણે લોકો મુડદાને તેની સ્થિતિમાં જોઈએ છીએ પછી કેવી રીતે બેઠો કરીને તેને પૂછવામાં આવે છે અને મારવામાં આવે છે, જ્યારે કોઈ વાત જોવા મળતી નથી. તો જવાબ એ છે કે એવું શક્ય છે (કે મુડદાની સાથે સૌ કામો થતાં હોય અને આપણને નજર ન આવે) અને તેનું દષ્ટાંત આ દુનિયામાં મૌજૂદ છે. જેમ કે ઊંઘનાર માણસ ઊંઘમાં રાહત તથા રંજ (ની ચીજોને) જોઈને એહસાસ (અનુભૂતિ) કરે છે અને આપણે (તેની નજીક હોવા છતાં) નથી જાણી શક્તા. (કે ઊંઘી રહેલા પર શું પ્રસંગ પસાર થઈ રહ્યો છે) અને એ રીતે જાગતો માણસ સારી કે ખરાબ ખબર સાંભળીને અને વિચારીને હર્ષ કે ગમ અનુભવે છે અને તેની પાસે બેઠેલા માણસને કાંઈ જાણ થતી નથી અને એ જ રીતે હઝરત જિબ્રઈલ علیہ الصلوٰۃ والتسلیم કુર્આન મજીદની વહી લઈને હુઝૂર صلی اللہ علیہ وسلم ની પાસે હાજર થયા હતા (ખૂદ હુઝૂરે અકદસ صلی اللہ علیہ وسلم તો હઝરત જિબ્રઈલ علیہ الصلوٰۃ والتسلیم ને જોતા હતા) પણ સહાબાએ કિરામ તેમને જોઈ શક્તા ન હતા. *(મિર્કાત શર્હે મિશ્કાત, ભાગ–૧, પેજ–૧૬૩)*

**ચેતવણી** : મૃત્યુ બાદ મુસલમાનોની રૂહો મર્તબાઓ મુજબ વિવિધ ઠેકાણે રહે છે. કેટલાકની કબર પર, કેટલાકની ઝમઝમના કૂવામાં, કેટલાકની આસમાન તથા જમીનની વચ્ચે, કેટલાકની પહેલા, બીજા, સાતમા આસમાન સુધી અને કેટલાકની આસમાનોથી પણ ઉપર અને કેટલાકની રૂહો અર્શની નીચે કંદીલોમાં અને કેટલાકની આ'લા ઈલ્લીયીનમાં.



અને કાફિરની ખબીષ રૂહો કેટલાકની તેમના મરણ સ્થાન અથવા કબર પર, કેટલાકની ચાહે બરહૂતમાં કે જે યમનમાં એક નાળુ છે, કેટલાકની પહેલી, બીજી, સાતમી જમીન સુધી અને કેટલાકની તેની પણ નીચે સિજ્જીનમાં. પણ ગમે ત્યાં હોય પોતાના શરીર સાથે તેનો સંબંધ બાકી રહે છે. *(બહારે શરીઅત)*

**૨.** કબરમાં મુન્કર નકીરનો સવાલ હક્ક છે, તેનો ઈન્કાર કરનાર ગુમરાહ, બદ્‌મઝહબ છે. હઝરત ઈમામે આ'ઝમ અબૂ હનીફા ફિક્હે અકબર મએ શર્હુલ મુલ્લા અલી કારી, પેજ–૧૨૧માં છે કે, કબરમાં મુન્કર નકીરનો સવાલ હક્ક છે.

**૩.** મુડદુ જો કબરમાં દફન ન કરવામાં આવે તો જ્યાં પણ હશે ત્યાં આગળ સવાલો થશે અને ત્યાં સવાબ કે અઝાબ પામશે. એટલે સુધી કે જો કોઈ જાનવરે ખાઈ લીધો તો તેના પેટમાં સવાલ થશે અને ત્યાં સવાબ તથા અઝાબ પામશે. હઝરત મુલ્લા અલી કારી علیہ الرحمۃ والرضوان ફર્માવે છે કે, સવાલ સૌ મુડદાંઓથી કરવામાં આવશે એટલે સુધી કે મૃત્યુ બાદ જંગલી જાનવરો ખાઈ લે તો પણ સવાલ કરવામાં આવશે. *(મિર્કાત, ભાગ–૧, પેજ–૧૬૮)*

**૪.** કબરનો અઝાબ અને નેઅમતો (આરામ) પામવું હક્ક છે તેનો ઈન્કાર કરનારો **ગુમરાહ** છે અહલે સુન્નત વ જમાઅતથી ખારિજ છે. હઝરત મુલ્લા અલી કારી علیہ الرحمۃ والرضوان શર્હે ફિકહે અકબર, પેજ–૧૨૨ માં ફર્માવે છે કે, કબરનો અઝાબ હક્ક છે જે સર્વ કાફિરો અને કેટલાક (ગુનેહગાર) મુસ્લિમો પર થશે અને એ જ રીતે કબરનો આરામ પામવો એ કેટલાક મો'મિનો માટે હક્ક છે.

**૫.** શરીર ભલે સડી જાય, સળગી જાય કે માટી થઈ જાય પણ તેના અસલી ભાગો કિયામત સુધી બાકી રહેશે અને તેના પર અઝાબ તથા સવાબ થશે. તે ભાગો કરોડરજ્જુના હાડકામાં હોય હોય છે અને એટલા પ્રમાણમાં સુક્ષ્મ હોય છે કે સુક્ષ્મદર્શક યંત્ર વડે પણ નથી જોઈ શકાતા, ન આગ તેને સળગાવે છે અને ન જમીન તેને ખાઈ શકે છે. (સડતા, કહોવાતા નથી) એ જ શરીરના બીજ છે. ખુદા તઆલા કિયામતના દિવસે મુડદાનાં

વેરવિખેર અંગોને પ્રથમ સ્થિતિમાં લાવીને તે જ અસલી ભાગો પર કે જે સુરક્ષિત છે ગોઠવી દેશે અને દરેક રૂહને તે જ અગાઉના શરીરમાં મોકલશે. *(બહારે શરીઅત)*

**૬.** અંબિયાએ એઝામ عَلَيْهِمُ السَّلَام, ઔલિયાએ કિરામ, ઉલમાએ અઅ્લામ, શોહદાએ ઈસ્લામ, હુફ્ફાઝે કુર્આન જેઓ કુર્આન મજીદ પર અમલ કરતા હોય અને જેઓ મહબ્બતના મન્સબ પર બિરાજીત છે અને તે શરીર જેણે કદી અલ્લાહ તઆલાની નાફર્માની ન કરી હોય, અને તે લોકો કે જેઓ પોતાનો સમય દુરૂદ શરીફમાં રોકી રાખે છે તેમનાં શરીરોને માટી નથી ખાઈ શકતી. જે શખ્સ અંબિયાએ કિરામ عَلَيْهِمُ السَّلَام ની શાનમાં એવા ગંદા વાક્યો બોલે કે, "મરીને માટીમાં ભળી ગયા" તો તે ગુમરાહ, બદ્દીન, ખબીષ અને તૌહીનમાં પડનાર છે. *(બહારે શરીઅત, ભાગ–૧, પેજ–૨૯)*






# કિયામતની નિશાનીઓ

**૧.** હઝરત અનસ رَضِيَ اللّٰهُ عَنْهُ એ કહ્યું કે મેં રસૂલુલ્લાહ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّم ને ફર્માવતાં સાંભળ્યું છે કે, કિયામતની નિશાનીઓ એ છે કે ઈલ્મ ઉઠાવી લેવામાં આવશે, જેહાલત (અજ્ઞાનતા) વધારે હશે, વ્યભિચાર અને શરાબપાન એકદમ વધી જશે, પુરૂષોની સંખ્યા ઓછી થશે, **સ્ત્રીઓની સંખ્યા વધી જશે** એટલે સુધી કે **એક પુરૂષની સરપરસ્તીમાં પચાસ સ્ત્રીઓ હશે.** *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رَضِيَ اللّٰهُ عَنْهُ એ કહ્યું કે સરકારે અકદસ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّم એ ફર્માવ્યું કે જ્યારે (માલે) ગનીમત (કેવળ અમીરોની) દૌલત ઠરાવવામાં આવે, અમાનતને માલે ગનીમત અને ઝકાતને ટેક્ષ સમજવામાં આવે, જ્યારે ઈલ્મને દીનના માટે હાંસલ કરવામાં ન આવે, પુરૂષ સ્ત્રીની આજ્ઞાનું પાલન અને માંની નાફર્માની કરશે, જ્યારે કે માણસ પોતાના મિત્રથી નજીક હશે અને પોતાના બાપને દૂર કરી દેશે, જ્યારે મસ્જિદોમાં શોર મચાવવામાં આવશે, કૌમનો આગેવાન ફાસિક હશે, કૌમના લીડરોમાં કમીના (બદ્માશ) માણસ હશે અને માણસની ઈજ્જત તેની બુરાઈઓથી બચવા માટે કરવામાં આવશે. જ્યારે ગાનારી સ્ત્રીઓ તથા (વિવિધ પ્રકારનાં) વાજિંત્રો જાહેર થશે. (જાહેરમાં) શરાબ પીવામાં આવશે, અને જ્યારે ઉમ્મતના પાછલા લોકો આગલાઓને બુરા કહેશે તો તે સમયે તમે આ ચીજોની રાહ જો જો, લાલ આંધી, ધરતીકંપ, જમીનમાં ધસવું, ચહેરાનું મસ્ખ થઈ જવું, પથ્થરોનું વરસવું અને (કિયામતની મોટી મોટી) નિશાનીઓનું ક્રમે ક્રમે જાહેર થવું કે જાણે તે મોતીઓ તૂટેલી માળા છે જેનાથી લગાતાર મોતીઓ વરસી રહ્યાં છે.

**૩.** હઝરત અનસ رَضِيَ اللّٰهُ عَنْهُ એ કહ્યું કે રસૂલે કરીમ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّم એ ફર્માવ્યું કે કિયામત સ્થાપિત થશે નહીં જ્યાં સુધી સમય એકબીજાની નજીક થશે નહીં. (એટલે કે સમયના ભાગો જલ્દી જલ્દી પસાર થવા લાગશે) વરસ મહિનાની જેમ થઈ જશે, મહીનો અઠવાડિયા જેટલો, અઠવાડિયુ એક

દિવસ જેટલું અને ત્યારે એક દિવસ એક પળ જેટલો થશે અને પળ આગના એક ભડકા (ઉઠીને ખત્મ થઈ જાય)ના બરાબર હશે. *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૪.** હઝરત હુઝૈફા ઈબ્ને અસયદ ગફ્ફારી رضی اللہ عنہ એ ફર્માવ્યું કે અમારી વાતચીતની હુઝૂર ﷺ ને જાણ થઈ તો ફર્માવ્યું કે તમે લોકો શું વાત કરી રહ્યા છો ? લોકોએ કહ્યું કે કિયામતની ચર્ચા કરી રહ્યા છીએ. તો હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, ત્યાં સુધી કિયામત આવશે નહીં જ્યાં સુધી તમે આ નિશાનીઓ જોઈ લેશો નહીં, પછી તે નિશાનીઓનો ઉલ્લેખ કર્યો અને ફર્માવ્યું કે :–

**(૧)** ધુમાડા **(૨)** દજ્જાલ **(૩)** દાબ્બતુલ અર્દ **(૪)** પશ્ચિમથી સૂરજનું નીકળવું **(૫)** ઈસા ઈબ્ને મરયમનું નાઝિલ થવું **(૬)** યાજૂજ તથા માજૂજ **(૭)** ત્રણ સ્થળો પર જમીનનું ધસવું **(૮)** એક પૂર્વમાં બીજુ **(૯)** પશ્ચિમમાં અને ત્રીજુ **(૧૦)** અરબના ટાપુમાં અને તેમાંનું દસમુ તે આગ છે જે યમનથી નીકળશે અને લોકોને ઘેરી મહશર એટલે મુલ્કે શામની તરફ લઈ જશે. અને એક રિવાયતમાં છે કે તે આગ અદનના ઈલાકાએથી નીકળશે અને લોકોને ઘેરીને મહશરની તરફ લઈ જશે. અને એક રિવાયતમાં દસમી નિશાની એક હવા બયાન કરવામાં આવી છે જે લોકોને દરિયામાં ફેંકી દેશે. *(મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ)*

**૫.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, દજ્જાલ ડાબી આંખે કાંણો હશે, ખૂબ જ અધિક પ્રમાણમાં વાળ હશે, તેની સાથે જન્નત તથા દોઝખ હશે. તેની જહન્નમ (હકીકતમાં) જન્નત હશે અને જન્નત (હકીકતમાં) જહન્નમ હશે. *(મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ)*

**૬.** હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે મહદી મારી ઔલાદમાંથી છે, રોશન તથા વિશાળ પેશાની, બુલંદ નાક, તે જમીનને અદલો ઈન્સાફથી ભરી દેશે જેવી રીતે પહેલાં જુલ્મો સિતમથી ભરેલી હતી. અને તે સાત વરસ સુધી જમીનના માલિક રહેશે. *(અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*



**૭.** હઝરત અનસ رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે કિયામત તે સમયે આવશે જ્યારે જમીન પર કોઈ અલ્લાહ અલ્લાહ કહેનાર રહેશે નહીં. *(અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*

**ચેતવણી : (૧)** કિયામતની કેટલીક નિશાનીઓ જે ઉપરોક્ત હદીષોમાં વર્ણન થયેલ છે તેમાંથી કેટલીક જાહેર થઈ ચૂકી અને જે બાકી છે તે યકીનન જાહેર થશે. દજ્જાલનો ફિત્નો ઘણો જ સખ્ત હશે. તે ખુદાઈનો દાવો કરશે. જે તેના પર ઈમાન લાવશે તેને પોતાની જન્નતમાં (જે હકીકતમાં દોઝખ હશે) નાખશે અને જે ઈન્કાર કરશે તેને દોઝખમાં (જે હકીકતમાં જન્નત હશે) નાખશે. મુડદાં જીવંત કરશે, લીલોતરી ઉગાડશે અને આસમાનેથી પાણી વરસાવશે. એ જ પ્રકારની ઘણી સોગઠાબાજી દેખાડશે. જે વાસ્તવમાં સૌ જાદૂના કરિશ્મા હશે. તેના કપાળ પર કાફ, ફે, રે લખેલુ હશે. (એટલે કાફિર) જેને દરેક મુસલમાન વાંચશે પણ કાફિરને દેખાશે નહીં. *(બહારે શરીઅત)*

**(૨)** હઝરત ઈમામ મહદી رضی اللہ عنہ ના જાહેર થવાનો સંક્ષિપ્ત બનાવ એ છે કે રમઝાન શરીફનો મહીનો હશે, અબદાલ તવાફમાં વ્યસ્ત હશે અને હઝરત ઈમામ મહદી પણ ત્યાં હશે. ઔલિયાએ કિરામ તેમને ઓળખશે અને તેમનાથી બયઅતની દરખાસ્ત કરશે. તે ઈન્કાર કરશે તો ગૈબથી અવાજ આવશે :–

هٰذَا خَلِيْفَةُ اللّٰهِ الْمَهْدِيُّ فَاسْمَعُوْا لَهٗ وَاَطِيْعُوْهُ

એટલે કે, "આ અલ્લાહના ખલીફા મહદી છે તેમની વાત સાંભળો અને તેમનો હુકમ માનો." સૌ લોકો તેમના હાથ પર બયઅત કરશે પછી ત્યાંથી સૌને પોતાની સાથે લઈને આપ મુલ્કે શામ ચાલ્યા જશે. *(બહારે શરીઅત)*

**(૩)** હઝરત ઈસા علیہ الصلوٰۃ والسلام જામેઅ મસ્જિદ દમિશ્કના પૂર્વી મિનારા પર આસમાનેથી ઉતરશે, ફજરની નમાઝનો સમય હશે. હઝરત ઈમામ મહદી علیہ الصلوٰۃ والسلام ત્યાં હાજર હશે. હઝરત ઈસા علیہ الصلوٰۃ والسلام તેમને ઈમામતનો હુકમ આપશે અને તેમની પાછળ નમાઝ પઢશે. તે સમયે "દજ્જાલ લઈન" મુલ્કે શામમાં હશે. હઝરત ઈસા علیہ الصلوٰۃ والسلام ના □ાસની ખુશ્બુથી

પીગળવા માંડશે અને તે નાસવા માંડશે. આપ તેનો પીછો કરશે અને તેની પીઠમાં ભાલો મારીને તેને જહન્નમમાં પહોંચાડી આપશે. પછી ખુદાના હુકમથી તમામ મુસલમાનોને લઈને કોહે તૂર પર ચાલ્યા જશે. *(બહારે શરીઅત)*

**(૪)** જ્યારે હઝરત ઈસા عليه الصلوٰة والتسليم મુસલમાનોની સાથે પહાડ પર ઘેરાએલા હશે ત્યારે યાજૂજ માજૂજ નીકળશે. તેઓ દુનિયાભરમાં ફસાદ અને કત્લોગારત કરશે. પછી આસમાનની તરફ તીર ફેંકશે. ખુદા તઆલાની કુદરતથી તેમનાં તીર ઉપરથી લોહીમાં ખરડાયેલા પડશે, તેઓ ખુશ થશે. તેઓ પોતાની આ જ હરકતોમાં વ્યસ્ત હશે એટલામાં હઝરત ઈસા عليه الصلوٰة والتسليم તેમની હલાકતના માટે દુઆ કરશે. ખુદા તઆલા તેમની ગરદનોમાં એક પ્રકારના કીડા પેદા કરી દેશે. એક પળમાં તેઓ સૌ મૃત્યુ પામશે. હવે હઝરત ઈસા عليه الصلوٰة والتسليم તમામ મુસલમાનો સાથે પહાડ પરથી ઉતરશે. દુનિયાભરમાં તે સમયે કેવળ એક દીન, દીને ઈસ્લામ અને એક મઝહબ તે મઝહબે અહલે સુન્નત હશે. ચાલીસ વરસ સુધી આપ ઈકામત (રોકાણ) ફર્માવશે, નિકાહ કરશે અને ઔલાદ થશે અને વફાત બાદ સરકારે દો આલમ صلى الله عليه وسلم ના રોઝએ અન્વરમાં દફન થશે. *(બહારે શરીઅત)*

**(૫)** દાબ્બતુલ અર્દ એક જાનવર હશે જેના હાથમાં હઝરત મૂસા عليه الصلوٰة والتسليم નો અસા (લાકડી મુબારક) અને હઝરત સુલેમાન عليه الصلوٰة والتسليم ની અંગૂઠી હશે. અસા વડે દરેક મુસલમાનની પેશાની પર એક નૂરાની નિશાન બનાવશે અને અંગૂઠી વડે દરેક કાફિરની પેશાની પર એક કાળો દાગ લગાડશે જે કદી પણ નષ્ટ થશે નહીં. પછી જે કાફિર છે તે કદી પણ ઈમાન લાવશે નહીં અને જે મુસલમાન છે તે જિંદગીભર ઈમાન પર કાયમ રહેશે. *(બહારે શરીઅત)*

**(૬)** હઝરત ઈસા عليه الصلوٰة والتسليم ની વફાત પછી એક મુદ્દત બાદ જ્યારે કિયામતને કેવળ ચાલીસ વરસ રહી જશે તો એક ખુશ્બુદાર ઠંડી હવા ચાલશે જે લોકોની બગલો નીચે થઈને પસાર થશે. જેની અસર એ થશે કે મુસલમાનોની રૂહ કબ્ઝ થઈ જશે. હવે અલ્લાહ કહેનાર કોઈ બાકી રહેશે નહીં, દુનિયામાં કેવળ કાફિર જ કાફિર રહી જશે. ચાલીસ વરસ



સુધી તેમને ત્યાં કોઈ ઔલાદ થશે નહીં એટલે કે ચાલીસ વરસથી ઓછી વયનો કોઈ જ હશે નહીં. હવે તેમના પર જ કિયામત થશે. હઝરત ઈસ્રાફીલ عليه الصلوٰة والتسليم સૂર ફૂંકશે. તો સૌ મૃત્યુ પામશે. આસમાન, પહાડ, જમીન એટલે સુધી કે સૂર તથા ઈસ્રાફીલ અને તમામ ફરિશ્તાઓ ફના થઈ જશે. તે વાહિદે હકીકી (કેવળ એક અલ્લાહની ઝાત) સિવાય કોઈ ન હશે. તે ફર્માવશે لِمَنِ الْمُلْكُ الْيَوْمَ એટલે કે, આજે કોઈની બાદશાહત છે ? પણ છે કોણ જે જવાબ આપે. પછી પોતે જ ફર્માવશે :– لِلّٰهِ الْوَاحِدِ الْقَهَّارِ એટલે કે, કેવળ અલ્લાહ વાહિદે કહ્હારની સલ્તનત છે. પછી જ્યારે અલ્લાહ તઆલા ચાહશે ત્યારે ઈસ્રાફીલ عليه الصلوٰة والتسليم ને જીવંત ફર્માવશે. અને સૂરને પેદા કરીને ફરીથી ફુંકવાનો હુકમ આપશે. સૂર ફુંકતાં જ તમામ અવ્વલીન તથા આખરીન મલાઈકા અને ઈન્સાન તથા જિન વગેરે સૌ હાજર થઈ જશે. સૌ પ્રથમ હુઝૂરે અકદસ صلى الله عليه وسلم કબ્રે અન્વરથી એવી રીતે બહાર તશરીફ લાવશે કે તેમના જમણા હાથ મુબારકમાં હઝરત સિદ્દીકે અકબરનો હાથ હશે અને ડાબા હાથ મુબારકમાં હઝરત ફારૂકે આ'ઝમનો હાથ હશે. (رضی الله عنهما) પછી મક્કા મોઅઝ્ઝમા અને મદીના તૈયેબહની કબ્રોમાં જેટલા મુસલમાન દફન થયેલા છે તે સૌને પોતાની સાથે લઈને હશ્રના મેદાનમાં તશરીફ લઈ જશે.



# હૌઝે કૌષર અને શફાઅત

**૧.** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે (મેઅરાજની રાત્રે) જ્યારે હું જન્નતની સૈર કરી રહ્યો હતો તો એક નહેર પાસેથી મારે પસાર થવાનું થયું જેની બંને બાજુએ મુજવ્વફ એટલે મોતી જડીત ગુંબદ હતા. મેં પૂછ્યું કે જિબ્રઈલ આ શું છે ? તેમણે કહ્યું કે, આ તે કૌષર છે જે આપના રબે આપને અતા ફર્માવ્યું છે. મેં જોયું કે તેની માટી એકદમ ખુશ્બોદાર કેવળ મુશ્કની છે. *(બુખારી શરીફ)*

**૨.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, મારા હૌઝ (કૌષર)નો વિસ્તાર એક મહીના (નો માર્ગ) છે. તે મરબઅ છે એટલે કે તેના ચારેવ ખૂણા સરખા છે. તેનું પાણી દૂધથી અધિક સફેદ અને મુશ્કથી અધિક ખુશ્બુદાર છે. તેના કૂજાઓ ચમક અને અધિક્તામાં આસમાનના તારાઓની જેમ છે. જે શખ્સ તેમાંથી પીશે પછી કદી પણ તરસ્યો થશે નહીં. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, મેં હુઝૂરે અકદસને દરખાસ્ત કરી કે હુઝૂર કિયામતના દિવસે મારી સિફારિશ ફર્માવવામાં આવે. સરકારે ફર્માવ્યું કે, હું કરીશ. મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! હું હુઝૂરને ક્યાં શોધી શકું ?! પ્રથમ મને પુલસિરાત પર શોધજો. મેં અર્ઝ કરી કે, જો હુઝૂર પુલસિરાત પર ન મળ્યા તો ? ફર્માવ્યું, તો મીઝાન પર. મેં અર્ઝ કરી કે જો હુઝૂર મીઝાન પર પણ ન મળ્યા તો ? ફર્માવ્યું, તો પછી હૌઝે કૌષર પર, હું આ ત્રણ જગાઓને છોડીશ નહીં. (એટલે કે આ ત્રણેમાંથી એક જગાએ જરૂર મળીશ.) *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૪.** હઝરત અનસ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, મારી શફાઅત ષાબિત છે મારી ઉમ્મતના કબીરા ગુનાહો કરનારાઓ માટે. *(તિર્મિઝી શરીફ, અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*

**૫.** હઝરત ઔફ ઈબ્ને માલિક رضی اللہ عنہما એ કહ્યું કે, રસૂલે કરીમ



صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, મારી પાસે ખુદા તઆલા તરફથી એક ફરિશ્તો આવ્યો. તો તેણે મને ઈખ્તેયાર આપ્યો કે ક્યાં તો મારી અડધી ઉમ્મત જન્નતમાં દાખલ થાય અથવા હું શફાઅતને અપનાવું. તો મેં શફાઅતને મંઝૂર કરી. મારી શફાઅત તે દરેક શખ્સના માટે હશે કે જે એ હાલમાં મરે કે તેણે કોઈને ખુદા તઆલાનો ભાગીદાર ન માન્યો હોય. *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૬.** હઝરત ઈમરાન ઈબ્ને હસીન رضی اللہ عنہما એ કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, મારી ઉમ્મતની એક જમાઅત મારી શફાઅતના કારણે દોઝખની આગમાંથી કાઢવામાં આવશે જેમનું નામ જહન્નમી પડેલું હતું. *(બુખારી શરીફ, મિશ્કાત શરીફ)*

**૭.** હઝરત ઉષ્માન ઈબ્ને અફ્ફાન رضی اللہ عنہما એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, કિયામતના દિવસે ત્રણ પ્રકારના લોકો શફાઅત કરશે. પ્રથમ અંબિયાએ કિરામ رضوان اللہ تعالیٰ علیہم اجمعین, પછી ઉલમાએ દીન પછી શોહદાએ ઈસ્લામ. *(ઈબ્ને માજહ, મિશ્કાત શરીફ)*

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે :–

**(અર્થ)** : આ ત્રણ ગિરોહની સાથે શફાઅતનું ખાસ હોવું તેમના ફઝલ તથા બુઝુર્ગીના વિશેષ હોવાના સબબે છે, નહીં તો દરેક અહલે ખૈર મુસલમાન (દા.ત. સાચો હાજી, બાઅમલ હાફિઝ)ના માટે (પણ શફાઅતનો હક્ક) સાબિત છે. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૪૦૮)*

**૮.** હઝરત અબૂ સઈદ رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, મારી ઉમ્મતમાંથી કેટલાક લોકો કેટલીય જમાઅતોની શફાઅત કરશે અને કેટલાક લોકો એક કબીલાની, અને કેટલાક લોકો દસથી ચાલીસની શફાઅત કરશે અને કેટલાક લોકો કેવળ એક માણસની, એટલે સુધી કે મારી કુલ ઉમ્મત જન્નતમાં દાખલ થઈ જશે. *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૯.** હઝરત ઈબ્ને મસઊદ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, લોકો જહન્નમની આગને (પુલસિરાતથી પસાર થઈને) પાર

કરશે. પછી પોતાના નેક અમલો મુજબ જહન્નમ(ની લપેટ વગેરે)થી નજાત પામશે. તો તેમનામાંથી જેઓ સૌથી બેહતર હશે તેઓ વીજળીના ચમકારાની જેમ (પુલસિરાતથી) પસાર થઈ જશે, પછી હવાની જેમ, પછી દોડનારા ઘોડાની જેમ, પછી ઊંટ સવારની જેમ, પછી દોડનારા માણસની જેમ, પછી પગપાળા ચાલનારાની જેમ. *(તિર્મિઝી શરીફ, અબૂ દાઊદ)*

**ચેતવણી** : **(૧)** કિયામતનું કાયમ થવું હક્ક છે, તેનો ઈન્કાર કરનાર **કાફિર** છે. *(બહારે શરીઅત)*

**(૨)** કિયામતના દિવસે લોકો પોતપોતાની કબ્રોમાંથી નગ્ન શરીરે ખત્ના થયા વિનાના ઉઠશે, કોઈ પગપાળા હશે કોઈ સવાર અને કાફિરો મોઢાભેર ચાલતા ચાલતા હશ્રના મેદાનમાં હશે. કોઈને ફરિશ્તા ઘસડીને લઈ જશે. હશ્રનું મેદાન શામ દેશની ભૂમિ પર સ્થાપિત હશે. તે દિવસે જમીન તાંબાની હશે. સૂરજ કેવળ એક માઈલના અંતરે હશે. હાલમાં ચાર હજાર વરસની રાહના ફાસલા પર સૂર્ય છે અને તેની પીઠ દુનિયાની તરફ છે પણ કિયામતના દિવસે તેનું મુખ આ તરફ હશે. ગરમી તથા તાપથી ભેજાં ઉકળતાં હશે. પરસેવો એટલા અધિક પ્રમાણમાં નીકળશે કે ઉપર ચડશે, કોઈની ઘૂંટી સુધી હશે તો કોઈનાં ગૂઠણો સુધી, કોઈની કમર, કોઈની છાતી, કોઈના ગળા સુધી અને કાફિરના તો મોઢા સુધી ચઢીને લગામની જેમ જકડાઈ જશે, જેમાં તે ડૂબકીઓ ખાશે. અને ગરમીની હાલતમાં તરસ જે રીતે લાગશે તેનું વર્ણન કરવું શક્ય નથી. જીભો સૂકાઈ કાંટો થઈ જશે અને કેટલાકની જીભો મોઢેથી બહાર નીકળી આવશે. આ મુસીબતો છતાં કોઈ હાલ પૂછનાર હશે નહીં. ભાઈથી ભાઈ નાસશે, માં બાપ ઔલાદથી પીછો છોડાવશે. દરેક પોત પોતાની મુસીબતમાં સપડાયેલ હશે, કોઈ કોઈનો મદદગાર થશે નહીં.

કિયામતનો દિવસ કે જે પચાસ હજાર (૫૦,૦૦૦) વરસનો હશે તે આ પરેશાનીની હાલતમાં લગભગ અડધો પસાર થઈ જશે. હવે મહશરવાળાઓ મંત્રણા કરશે કે આપણો કોઈ સિફારશી શોધવો જોઈએ કે જે આપણને આ મુસીબતમાંથી છૂટકારો અપાવે. લોકો પડતા અથડાતા હઝરત આદમ عليه الصلوة والسلام ની પાસે હાજર થશે. અને અર્ઝ કરશે કે, હે હઝરત આદમ ! આપ અબુલ બશર છો. ખુદા તઆલાએ તમને



પોતાના દસ્તે કુદરત વડે બનાવ્યા, ફરિશ્તાઓ પાસે તેમને સિજદો કરાવ્યો, અમે લોકો સખત પરેશાનીમાં સપડાયા છીએ તો આપ અમારી શફાઅત કરો ! કે ખુદા તઆલા અમને એનાથી નજાત (મુક્તિ) બખ્શે.

હઝરત આદમ عليه الصلوة والسلام ફર્માવશે, એ મારો મર્તબો નથી, તમે કોઈ અન્યની પાસે જાવ ! તો લોકો હઝરત નૂહ عليه الصلوة والسلام ની સેવામાં હાજર થશે અને તેમના ફઝાઈલ બયાન કરીને અર્ઝ કરશે કે, આપ આપના રબની હુઝૂરમાં અમારી શફાઅત કરો. અહીંથી પણ એ જ જવાબ મળશે કે; હું એ લાયક નથી, તમે કોઈ અન્યની પાસે જાવ ! ટૂંકમાં એ લોકો હઝરત ઈબ્રાહીમ, હઝરત મૂસા વગેરે જલીલુલકદર અંબિયાએ કિરામ عليهم السلام ની બારગાહમાં હાજર થઈને શફાઅતના માટે રૂદન કાકલૂદી કરશે પણ દરેક ઠેકાણેથી એ જ જવાબ મળશે કે, એ મારો મર્તબો નથી, તમે કોઈ અન્યની પાસે જાવ. એટલે સુધી કે લોકો હઝરત ઈસા عليه الصلوة والسلام ની પાસે હાજર થશે. તે પણ એ જ ફર્માવશે કે, હું એ લાયક નથી. તમે કોઈ અન્યની પાસે જાવ ! તો લોકો અર્ઝ કરશે કે, આપ અમને કોની પાસે મોકલો છો ? ફર્માવશે કે, તેમની પાસે હાજર થાવ જેમના હાથ પર ફતહ રાખવામાં આવી, જે આજે બેખૌફ છે અને તે તમામ આદમની ઔલાદના સરદાર છે. (એટલે કે) તમે મુહમ્મદ صلى الله عليه وسلم ની બારગાહે બેકસ પનાહમાં હાજર થાવ, તે ખાતિમુન્નબય્યિન છે, તે જ આજે તમારી શફાઅત ફર્માવશે.

હવે લોકો ફરતા, ફેરવતા, ઠોકરો ખાતા, રડતા, ચીસો પાડતા, દુહાઈ દેતા દેતા શફીઉલ મુઝનેબીન, રહ્‌મતુલ્ લિલ્ આલમીન જનાબ "અહમદે મુજતબા મુહમ્મદ મુસ્તફા صلى الله عليه وسلمની બારગાહે બેકસ પનાહમાં હાજર થઈને શફાઅતના માટે અર્ઝ કરશે. તો હુઝૂર صلى الله عليه وسلم ઈર્શાદ ફર્માવશે, اَنَا لَهَا એટલે કે, "શફાઅતના માટે હું છું." આમ ફર્માવીને બારગાહે ઈલાહીમાં સિજદો કરશે, ઈર્શાદ થશે وَقُلْ تُسْمَعْ وَسَلْ تُعْطَهْ وَاشْفَعْ تُشَفَّعْ એટલે કે, "હે મુહમ્મદ ! તમારું માથુ ઉઠાવો અને કહો તમારી વાત સાંભળવામાં આવશે, અને જે માંગશો તે મળશે અને શફાઅત કરો તમારી શફાઅત મકબૂલ છે." હવે શફાઅતનો ક્રમ શરૂ થઈ જશે એટલે સુધી કે જેના દિલમાં રાઈના દાણાથી પણ ઓછું ઈમાન હશે તેની પણ સરકારે અકદસ

صلى الله عليه وسلم શફાઅત ફર્માવશે.

**(૩)** શફાઅત હક્ક છે તેનો ઈન્કાર બદ્‌મઝહબી તથા ગુમરાહી છે. જેમ કે હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ ફર્માવે છે કે : શફાઅતનો ઈન્કાર બિદઅત તથા ગુમરાહી છે જેમ કે ખારજી તથા કેટલાક મોઅતઝલી તેની તરફ ગયા છે. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૪૦૮)*

અને હઝરત મુલ્લા અલી કારી علیہ الرحمۃ والرضوان ફર્માવે છે કે :–

**(અર્થ)** : ઈમામ નવવીની કિતાબ શરહે મુસ્લિમમાં છે કે, ઈમામ કાઝી અયાઝ رحمۃ اللہ علیہ એ ફર્માવ્યું કે, અહલે સુન્નત વ જમાઅતનો મઝહબ એ છે કે અકલન ખુદા તઆલાએ ખુલ્લમ ખુલ્લા ઈર્શાદ ફર્માવ્યો કે :– **يَوْمَئِذٍ لَّا تَنفَعُ الشَّفَاعَةُ اِلَّامَنْ اَذِنَ لَهُ الرَّحْمٰنُ وَرَضِيَ لَهٗ قَوْلًا**

**(અર્થ)** : "તે દિવસે કોઈની શફાઅત કામ આપશે નહીં પણ તે શખ્સની જેને રહમાને (શફાઅત કરવાનો) હુકમ આપી દીધો હોય અને તેની વાત પસંદ ફર્માવી હોય." (પારા–૧૬, રૂ. ૧૫) (આ આયત ઉપરાંત ઘણી) હદીષો આવેલી છે જેના એકત્રીકરણથી આખેરતમાં શફાઅતની સાબિતી "હદ્દે તવાતુર" (સતત રિવાયતોની હદ) પર પહોંચી ચૂકેલ છે. શફાઅતના હક્ક હોવામાં સલફે સાલેહીન અને તેમના પછીના અહલે સુન્નત વ જમાઅતનો ઈજમાઅ છે. *(મિર્કાત, ભાગ–૫, પેજ–૨૭૭)*

**(૪)** શફાઅતના કેટલાક પ્રકારો છે. જેમ કે હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ એ ફર્માવ્યું કે :–

**(અર્થ)** : શફાઅતનો પ્રથમ પ્રકાર શફાઅતે કુબ્રા (મોટી) જે તમામ મખ્લૂકાતના માટે આમ છે અને આપણા પૈગંબર صلى الله عليه وسلم ની સાથે ખાસ છે. એટલે કે અંબિયાએ કિરામ علیہم السلام માંથી કોઈ અન્ય નબીને એના માટે આગળ વધવાની મજાલ હશે નહીં. અને આ શફાઅત લોકોને આરામ પહોંચાડવા, હશ્રના મેદાનમાં લાંબો સમય રોકવાથી છૂટકારો અપાવવા અને અલ્લાહ તબારક વ તઆલાના ફૈંસલા અને હિસાબને જલ્દી કરવા અને કિયામતના દિવસની સખ્તી તથા પરેશાનીથી કાઢવા માટે હશે.



**બીજા પ્રકારની શફાઅત** : એક કૌમને વગર હિસાબે જન્નતમાં દાખલ કરવા માટે હશે અને આ શફાઅત પણ આપણા પૈગંબર સરકારે અકદસ صلى الله عليه وسلم ના માટે સાબિત છે. અને કેટલાક લોકોની નજીક આ શફાઅત હુઝૂર صلى الله عليه وسلم ની સાથે જ ખાસ છે.

**ત્રીજા પ્રકારની શફાઅત** : તે લોકોના બારામાં થશે કે જેમની નેકીઓ અને બુરાઈઓ સરખી હશે અને શફાઅતની ઈમદાદથી જન્નતમાં જશે.

**ચોથા પ્રકારની શફાઅત** : તે લોકોના માટે હશે કે જેઓ દોઝખના હક્કદાર થઈ ચૂક્યા હશે. તો હુઝૂર صلى الله عليه وسلم શફાઅત ફર્માવીને તેમને જન્નતમાં પહોંચાડશે.

**પાંચમા પ્રકારની શફાઅત** : મર્તબાની બુલંદી અને બુઝુર્ગીમાં વધારાના માટે થશે.

**છઠ્ઠા પ્રકારની શફાઅત** : તે ગુનેહગારોના માટે થશે કે જેઓ જહન્નમમાં પહોંચી ચૂક્યા હશે અને શફાઅતના કારણે નીકળી આવશે. અને આ શફાઅતમાં અન્ય અંબિયાએ કિરામ علیہم السلام, ફરિશ્તાઓ, આલિમો અને શહીદો પણ શરીક થશે.

**સાતમા પ્રકારની શફાઅત** : જન્નત ખોલવાના બારામાં થશે.

**આઠમા પ્રકારની શફાઅત** : તે લોકોના અઝાબમાં ઘટાડા સંબંધે થશે કે જેઓ કાયમી અઝાબના હક્કદાર હશે.

**નવમા પ્રકારની શફાઅત** : ખાસ કરીને મદીના મુનવ્વરાવાળાઓ અને સરકારે અકદસના રોઝએ અન્વરની ઝિયારત કરનારાઓના માટે વિશિષ્ટ તરીકા પર થશે. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૩૮૨)*

**(૫)** હૌઝે કૌષર કે જે હુઝૂર علیہ الصلوٰۃ والسلام ને અતા થયું તે હક્ક છે. *(બહારે શરીઅત)*

**(૬)** કિયામતના દિવસે દરેક શખ્સને તેની નેકીઓનું આમાલનામુ જમણા હાથમાં આપવામાં આવશે અને ગુનાહોનું ડાબા હાથમાં. અને

કાફિરનું આમાલનામુ છાતી તોડીને તેનો ડાબો હાથ તેની પીઠ પાછળ કાઢીને પીઠની પાછળ આપવામાં આવશે. *(બહારે શરીઅત)*

**(૭)** હિસાબ હક્ક છે અને તેનો મુન્કિર (ઈન્કાર કરનાર) કાફિર છે.

**(૮)** મીઝાન હક્ક છે, તેના પર લોકોના ભલા તથા બુરા અમલો જોખવામાં આવશે. નેકી અથવા બદીનું પલ્લુ ભારે થવાનો એ મતલબ છે કે ઉપર ઉઠે એટલે કે દુનિયાના જેવો મામલો થશે નહીં કે જે ભારે હોય છે તે ઝુકે છે. *(બહારે શરીઅત)*

**(૯)** હુઝૂરે અકદસ ﷺ ને ખુદા તઆલા મકામે મહમૂદ અતા ફર્માવશે કે તમામ અવ્વલીન તથા આખરીન આપની તારીફ કરશે.

**(૧૦)** સરકારે અકદસ ﷺ ને એક ઝંડો આપવામાં આવશે જેનું નામ **લિવાએ હમ્દ** છે. હઝરત આદમ علیہ الصلوٰۃ والسلام થી લઈને કિયામત સુધીના સર્વ મો'મિનો એ ઝંડાની નીચે હશે.

---

بسم الله الرحمن الرحيم

اللهم صل على محمد
وعلى آل محمد كما صليت
على ابراهيم وعلى آل ابراهيم
انك حميد مجيد
اللهم بارك على محمد وعلى
آل محمد كما باركت على
ابراهيم وعلى آل ابراهيم
انك حميد مجيد



# જન્નતનું બયાન

**૧.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે ખુદા તઆલાએ ફર્માવ્યું કે, મેં મારા નેક બંદાઓના માટે એવી ચીજ તૈયાર કરી રાખી છે જેને ન કોઈ આંખે જોઈ ન કોઈ કાને તેની ખૂબીઓને સાંભળી અને ન કોઈ ઈન્સાનના દિલ પર તેની હકીકતનો ખયાલ આવ્યો હોય. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત બુરીદા رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે, જન્નતીઓની ૧૨૦ (એકસો વીસ) સફો હશે અને તેમનામાંથી એંસી (૮૦) સફો આ ઉમ્મતની હશે અને ચાલીસ (૪૦) સફો અન્ય ઉમ્મતોની હશે. *(તિર્મિઝી શરીફ, દારમી, મિશ્કાત શરીફ)*

**૩.** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, જો **જન્નતીઓની સ્ત્રીઓમાંની કોઈ સ્ત્રી જો જમીનની તરફ ઝાંકે તો આસમાનથી જમીન સુધી પ્રકાશમય થઈ જાય અને જમીનથી આસમાન સુધીનું સર્વ વાતાવરણ સુગંધિત થઈ જાય,** અને **તેના મોઢાની ઓઢણી દુનિયા અને દુનિયામાં જે કાંઈ છે તે સર્વથી બેહતર છે.** *(બુખારી, મિશ્કાત)*

**૪.** હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, **જો જન્નતની ચીજોમાંથી નખ બરાબર કોઈ ચીજ જાહેર થઈ જાય તો આસમાન તથા જમીનની આસપાસના ભાગો તેનાથી સજી ઉઠે. અને જો જન્નતીઓમાંથી કોઈ શખ્સ (દુનિયાની તરફ) ઝાંકે (ડોકીયું કરે) અને તેના કંગન જાહેર થઈ જાય (દેખાય આવે) તો તેનો પ્રકાશ સૂરજના પ્રકાશને મિટાવી દે જેમ કે તારાઓના પ્રકાશને સૂરજ મિટાવી દે છે.** *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૫.** હઝરત અબૂ સઈદ તથા અબૂ હુરૈરહ رضی اللہ عنہما થી રિવાયત છે કે

રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, પોકારનાર પોકારીને કહેશે કે, (હે જન્નતવાળાઓ !) તમે તંદુરૂસ્ત રહેશો, કદી બીમાર થાશો નહીં. તમે જીવતા રહેશો અને કદી મૃત્યુ પામશો નહીં. તમે યુવાન રહેશો અને કદી વૃદ્ધ થાશો નહીં. અને આરામથી રહેશો, કદી મહેનત કે તકલીફ વેઠશો નહીં. *(મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ)*

**૬.** હઝરત જાબિર رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે જન્નતીઓ જન્નતમાં ખાશે અને પીશે પરંતુ ન થૂકશે ન પેશાબ કે પાખાનુ કરશે અને ન તેઓને લીંટ આવશે. સહાબીઓએ અર્ઝ કરી કે, ખાણાનો અંજામ શો થશે ? હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે (આરામદાયક) ઓડકાર આવશે અને એવો પરસેવો આવશે જે મુશ્કની સુગંધની જેમ હશે અને **સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુલિલ્લાહ** કહેવાનું જન્નતીઓના દિલોમાં નાખી દેવામાં આવશે (જે તેમની જીભો પણ આપોઆપ ચાલુ હશે) જેમ કે □ાસ ચાલે છે. *(મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ)*

**૭.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે મર્તબાના લેહાઝથી અદના જન્નતી તે શખ્સ છે જે પોતાના બાગો, પોતાની પત્નીઓ, પોતાની નેઅમતો, પોતાના ખિદમતગારો અને પોતાની આરામગાહોને એક હજાર વરસના વિસ્તારની અંદર ફેલાયેલ જોશે. અને ખુદા તઆલાની નજીક સૌથી મોટા મર્તબાનો જન્નતી તે શખ્સ હશે જે સવાર સાંજ દીદારે ઈલાહીથી મુશર્રફ થશે. ત્યારબાદ હુઝૂરે આ આયતે કરીમા તિલાવત ફર્માવી : وُجُوهٌ يَّوْمَئِذٍ نَّاضِرَةٌ *(પા. ૨૯, સૂ. કિયામા)*

**(અર્થ)** : તે દિવસે ઘણા ચહેરાઓ પોતાના પરવરદિગારના દીદારથી તરોતાઝા અને ખુશોખુર્રમ (પ્રફુલ્લિત થશે.) *(અહમદ, તિર્મિઝી, મિશ્કાત)*

**ચેતવણી** : **(૧)** જન્નતીઓને જન્નતમાં દરેક પ્રકારના સ્વાદિષ્ટ મેવા અને ખાણા મળશે. જે ઈચ્છશે તે તુરંત પ્રત્યક્ષ હાજર થશે. જો કોઈને પક્ષીનો ગોશ્ત ખાવાની ઈચ્છા થશે તો તે જ વખતે તેની સમક્ષ ભૂંજેલો ગોશ્ત આવી જશે. જો કોઈ ચીજ પીવાની ઈચ્છા થશે તો તે ચીજથી ભરેલો કૂંજો તુરંત હાથમાં આવી જશે.

**(૨)** સામાન્ય જન્નતી માટે એંસી હજાર ખાદિમ અને બોત્તેર હજાર



બીવીઓ હશે અને તેમને એવા તાજ મળશે કે તેમાંનું એક સામાન્ય મોતી આખી દુનિયાને પ્રકાશમય કરી દેશે.

**(૩)** જન્નતીઓ આપસમાં મુલાકાત કરવા ઈચ્છશે તો એકનો તખ્ત બીજાની પાસે આપોઆપ જતો રહેશે.

# દોઝખનું બયાન

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضی الله عنه થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફર્માવ્યું કે, જહન્નમની આગને એક હજાર વરસ સુધી સળગાવવામાં આવી એટલે સુધી કે તે લાલ થઈ ગઈ. પછી તેને એક હજાર વરસ સુધી સળગાવવામાં આવી એટલે સુધી કે તે સફેદ થઈ ગઈ. ફરી એક હજાર વરસ સુધી સળગાવવામાં આવી એટલે સુધી કે તે કાળી સિયાહ (શ્યામ) થઈ ગઈ. હવે તે કાળી તથા અંધકારમય છે. *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૨.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی الله عنهما એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, દોઝખીઓમાં સૌથી હલકો અઝાબ અબૂ તાલિબને થશે. તેને આગના જોડા પહેરાવવામાં આવશે જેનાથી તેનુ ભેજુ (દિમાગ) ઉકળવા માંડશે. *(બુખારી, મુસ્લિમ)*

**૩.** હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ رضی الله عنه એ કહ્યું કે નબી કરીમ ﷺ એ ફર્માવ્યું કે દોઝખીઓમાં કેટલાક લોકો તે હશે જેમની ઘૂંટીઓ સુધી આગ હશે અને કેટલાક એવા લોકો તે હશે જેમના ગુઠણો સુધી આગના ભડકા પહોંચશે. અને કેટલાક લોકો એવા હશે જેમની કમર (કેડ) સુધી અને કેટલાક લોકો એવા હશે જેમના ગળા સુધી આગના ભડકા હશે. *(મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ)*

**૪.** હઝરત અબૂ સઈદ رضی الله عنه એ કહ્યું કે સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે **જો તે પીળા પાણીની એક ડોલ જે દોઝખીઓના ઝખ્મોએથી વહેશે તે દુનિયામાં નાખી દેવામાં આવે તો દુનિયાવાળા બદબૂદાર થઈ જાય.** *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૫.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને હારિષ ઈબ્ને જઝએ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, દોઝખમાં બુખ્તી ઊંટના જેટલા સાપ છે. એ સાપ એકવાર કોઈને કરડે તો તેનું દર્દ અને ઝહેર ચાલીસ વરસ સુધી રહેશે અને દોઝખમાં પાલાન બાંધેલા ખચ્ચરોની જેમ જેમ વિંછીઓ છે તેમના એકવાર કરડવાનું દર્દ તથા ઝહેર ચાલીસ વરસ સુધી રહેશે. *(અહમદ, મિશ્કાત)*



**૬.** હઝરત અબૂ હુરૈરહ્ رضی الله عنه એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, દોઝખમાં કેવળ બદ્નસીબ જ દાખલ થશે. પૂછવામાં આવ્યું કે, યા રસૂલલ્લાહ ! બદ્નસીબ કોણ છે ?! ફર્માવ્યું, બદ્નસીબ તે શખ્સ છે કે જેણે ખુદાની ખુશ્નૂદી પ્રાપ્ત કરવા માટે તેની ઈતાઅત (આજ્ઞાપાલન) ન કરી અને ખુદા તઆલાને ખાતર ગુનાહ ન છોડયા. *(ઈબ્ને માજહ, મિશ્કાત શરીફ)*

**ચેતવણી : (૧)** જન્નત તથા દોઝખ હક્ક છે તેનો ઈન્કાર કરનાર **કાફિર** છે. *(બહારે શરીઅત)*

**(૨)** દુનિયાની આગ દોઝખની આગના સિત્તેર ભાગોમાંનો એક ભાગ છે. (એટલે કે દુનિયાની આગ કરતાં દોઝખની આગ ૭૦ ગણી જલદ છે.)

**(૩)** હઝરત જિબ્રઈલ علیه السلام એ હુઝૂર ﷺ ને કસમ ખાઈને અર્ઝ કરી કે, **જો જહન્નમને સોઈના નાકા બરાબર ખોલી દેવામાં આવે તો તેની ગરમીથી સૌ જમીનવાળા મરી જાય.** અને કસમ ખાઈને કહ્યું કે **જહન્નમનો કોઈ દરોગો દુનિયાવાળાઓ સમક્ષ જાહેર થઈ જાય તો જમીન પર રહેનારા તમામે તમામ તેના ભયથી મૃત્યુ પામે.** અને કસમપૂર્વક બયાન કર્યું કે **જો જહન્નમનીઓની સાંકળ (ઝંજીર)ની એક કડી દુનિયાના પહાડો પર મૂકવામાં આવે તો ધ્રુજવા માંડે અને તે જંપે નહીં ત્યાં સુધી કે નીચેની જમીન સુધી ન ધસી જાય.** *(બહારે શરીઅત)*

**(૪)** દોઝખની ઊંડાઈ એટલી બધી છે કે જો પથ્થરની ચટ્ટાન જહન્નમના કિનારેથી તેમાં નાંખવામાં આવે તો સિત્તેર વરસે પણ તળીયા સુધી પહોંચશે નહીં. *(બહારે શરીઅત)*

**(૫)** જહન્નમીઓને તેલની બળી ગયેલ તલછટ (નીચેનુ બળેલુ તુલ)ની જેમ સખત ઉકળતુ પાણી પીવા માટે આપવામાં આવશે કે મોઢાની નજીક જતાં જ તેની તીવ્રતાથી ચહેરાની ચામડી ખરી પડશે, માથા પર ગરમ પાણી વહાવવામાં આવશે. જહન્નમીઓના શરીરેથી જે પરૂ વહેશે તે પીવડાવવામાં આવશે. કાંટાધારી થોળ ખાવા માટે આપવામાં આવશે તે

ગળામાં જઈને ગુંચવણ નાખશે, તેને ઉતારવા માટે પાણી માંગશે તો તેમને એવું ઉકળતુ પાણી આપવામાં આવશે કે મોઢાની નજીક પહોંચતાં જ મોઢાની બધી ચામડી તેમાં ખરી પડશે અને પેટમાં જતાં જ આંતરડાંના ટુકડે ટુકડા કરી નાખશે, જે રસાની માફકના તેના પગોની તરફથી વહીને નીકળશે. *(બહારે શરીઅત)*

**(૬)** જહન્નમીઓ ગધેડાના અવાજની જેમ ચીસો પાડીને રડશે. પ્રથમ આંસૂંઓ નીકળશે. જ્યારે આંસૂંઓ પૂરાં થઈ જશે તો લોહી વહેશે. રડતાં રડતાં ગાલોમાં ખાઈઓની જેમ ખાડાઓ પડી જશે. રડવાનુ લોહી તથા પરૂ એટલા પ્રમાણમાં હશે કે તેમાં નાવડીઓ (કશતીઓ) નાખવામાં આવે તો ચાલવા લાગે. (અલ્લાહની પનાહ !)

[મુસલમાનો ! જહન્નમ પર ઈમાનનો દાવો છે તો જહન્નમની કઠણાઈઓની આ તો એક ઝલક છે ! માટે સમજો અને મુસલમાન તરીકે જીવતાં શીખો નહીં તો શું આ અઝાબો વેઠવાની હિમ્મત તમારામાં છે ? અલ્લાહની પનાહ !]

---

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝٢ الرَّحْمٰنِ
الرَّحِيْمِ ۝٣ مٰلِكِ يَوْمِ الدِّيْنِ ۝٤ اِيَّاكَ نَعْبُدُ وَ
اِيَّاكَ نَسْتَعِيْنُ ۝٥ اِهْدِنَا الصِّرَاطَ
الْمُسْتَقِيْمَ ۝٦ صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۵ غَيْرِ
الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ ۝٧



# તહારત (પાકી)નું પ્રકરણ

## વુઝૂ

**૧.** હઝરત અબૂ માલિક અશઅરી رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે પાકીઝગી અડધુ ઈમાન છે. *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત ઉષ્માન رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું જે શખ્સ વુઝૂ કરે અને સારુ વુઝૂ કરે તો તેના ગુનાહ તેના શરીરેથી નીકળી જાય છે, એટલે સુધી કે તેના નખો નીચેથી પણ નીકળી જાય છે. *(બુખારી, મુસ્લિમ)*

**૩.** હઝરત સઈદ ઈબ્ને ઝયદ رضی اللہ عنہما એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જેણે વુઝૂની શરૂઆતમાં **બિસ્મિલ્લાહ** ન પઢી તેનું વુઝૂ (કામિલ) નથી. *(તિર્મિઝી, ઈબ્ને માજહ)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જ્યારે કપડુ પહેરો અથવા વુઝૂ કરો તો તમારી જમણેથી શરૂ કરો. *(અહમદ, અબૂ દાઊદ)*

**૫.** હઝરત ઉષ્માન رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, રસૂલે કરીમ علیہ الصلوٰۃ والتسلیم એ ત્રણ ત્રણ વાર વુઝૂ ફર્માવ્યું, અને ફર્માવ્યું કે આ મારું અને મારાથી અગાઉ જેટલા અંબિયાએ કિરામ علیہم السلام હતા તેમનું વુઝૂ છે. *(મિશ્કાત શરીફ)*

**૬.** હઝરત આઈશા رضی اللہ عنہا એ કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે મિસ્વાક (દાતણ) મોઢાને પાક કરનાર અને પવરદિગારને રાજી કરનારી ચીજ છે. *(અહમદ, દારમી)*

**૭.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જો હું મારી ઉમ્મતના માટે કઠિનાઈ રૂપ ન જાણત તો તેમને હુકમ આપત કે તેઓ ઈશાની નમાઝ મોડેથી પઢે અને દરેક નમાઝ માટે મિસ્વાક કરે. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

# વુઝૂ કરવાનો મસ્નૂન [સુન્નત મુજબ] તરીકો

પ્રથમ નિય્યત કરે પછી **બિસ્મિલ્લાહિર્રહ્‌માનિર્રહીમ** પઢયા બાદ કમસે કમ ત્રણ ત્રણ વખત ઉપર નીચેના દાંતોની પહોળાઈમાં મિસ્વાક કરે, ન કે લંબાઈમાં. અને એ રીતે કે પ્રથમ જમણી બાજુના ઉપરના દાંત માંજે (ઘસે) પડી ડાબી બાજુના ઉપલા દાંતો ઘસે. પછી જમણી બાજુના નીચલા દાંત પછી ડાબી બાજુના નીચલા દાંત ઘસે. ત્યાર બાદ બંને હાથો પર કાંડા સહીત પાણી ઘસે અને આંગળીઓમાં ખિલાલ કરે. પછી ડાબા હાથમાં લોટો વગેરે લઈને જમણા હાથ પર આંગળીઓ તરફથી શરૂ કરીને કાંડાં સુધી ત્રણવાર પાણી વહાવે પછી લોટાને જમણા હાથમાં લઈને ડાબા હાથ પર ત્રણવાર એ જ પ્રમાણે પાણી વહાવે, અને એ ધ્યાન રાખે કે આંગળીઓના વેઢાં પાણી વહેવાથી ખાલી રહી ન જાય. અને જો હોઝથી વુઝૂ કરતો હોય તો કાંડા સુધી હાથોને ઘસ્યા બાદ હૌઝમાં પ્રથમ જમણો હાથ નાખીને ત્રણવાર હલાવે અને પડી ડાબો હાથ નાખીને ત્રણવાર હલાવે. પછી ત્રણવાર કુલ્લી (કોગળા) એ રીતે કરે કે મોઢાની તમામ જડો અને દાંતોનાં તમામ છીદ્રોમાં પાણી પહોંચી જાય અને રોઝાદાર ન હોય તો દરેક કુલ્લી ગરગરા સાથે કરે. પછી ડાબા હાથની વચલી આંગળી નાકમાં નાખીને તેને સાફ કરે અને □ાસની મદદથી ત્રણ વાર જમણા હાથ વડે નરમ ભાગો સુધી પાણી ચઢાવે. પછી ચહેરા પર સારી રીતે પાણી ચોપડીને તેને ત્રણવાર ધૂએ કે જેથી એક કાનની બુટથી બીજા કાનની બુટ સુધી અને પેશાની સાથે ઉપર સુધીના હિસ્સાથી લઈને હડપચીની નીચે સુધી દરેક દરેક ભાગ પર પાણી વહી જાય અને દાઢીના વાળ તથા ચામડીને ધુએ. હા ! જો દાઢી ભરાવદાર (ઘટ્ટ) હોય તો ચામડીનું ધોવું ફર્ઝ નથી કેવળ મુસ્તહબ છે. અને દાઢીના જે વાળ મોઢાના વર્તુળથી નીચે છે તેને પણ ધૂએ અને દાઢીનો ખિલાલ કરે એ રીતે કે આંગળીઓને



ગરદન તરફથી દાખલ કરે અને સામે કાઢે. પછી બંને હાથો પર કોણીઓ સમેત પાણી ચોપડીને પ્રથમ જમણા હાથ પર અને પછી ડાબા હાથ પર નખની ટોચથી શરૂ કરીને કોણીઓની ઉપર સુધી વાળ અને ચામડીને દરેક ભાગ પર ત્રણવાર પાણી વહાવે. પછી માથાનો મસહ એ રીતે કરે કે બંને હાથોના અંગૂઠા અને કલ્માની આંગળીઓને છોડીને બાકીની ત્રણ ત્રણ આંગળીઓનાં છેડા મિલાવીને પેશાનીના વાળ ઉગવાની જગાએ રાખે અને માથાના ઉપરના ભાગે બોચી નજીક (ગુદ્દી) સુધી આંગળીઓના પેટ વડે મસહ કરતાં કરતાં લઈ જાય અને હથેળીઓ માથાથી અલિપ્ત રાખે. પછી ત્યાંથી હથેળીઓ વડે માથાના બંને પાસાંઓને મસહ કરતાં કરતાં પેશાની સુધી (હાથ) પાછા લાવે. અથવા ત્રણ ત્રણ આંગળીઓ માથાના આગલા ભાગે રાખે અને હથેળીઓ માથાના પાસાંઓ પર જમાવીને ગુદ્દી સુધી ખેંચીને લઈ જાય અને બસ. પછી ત્યાર બાદ કલ્માની આંગળીઓના પેટ વડે કાનના અંદરના ભાગનો મસહ કરે અને આંગળીઓની પીઠ વડે ગરદનનો મસહ કરે. પછી પગો પર ઘૂંટી સહીત પાણી ચોપડે અને પ્રથમ જમણા પગે પછી ડાબા પગે આંગળીઓ તરફથી ઘૂંટીની ઉપર સુધી દરેક વાળ અને ચામડીનો દરેક ભાગ પર ત્રણ ત્રણ વાર પાણી વહાવે અને આંગળીઓમાં ડાબા હાથની ટચલી આંગળી વડે એ રીતે કરે કે જમણા પગની ટચલી આંગળીથી શરૂ કરીને અંગૂઠા પર ખત્મ કરે અને ડાબા પગમાં અંગૂઠાથી શરૂ કરી પગની ટચલી આંગળી પર ખત્મ કરે અને દરેક અવયવ ધોતી વખતે દુરૂદ શરીફ પઢતા રહેવું અફઝલ છે.

**જરૂરી સૂચના :** **(૧)** કોઈ અંગને ધોવાનો મતલબ એ છે કે તે અંગના દરેક ભાગ પર કમસે કમ બે ટીપાં પાણી વહી જાય. *(બહારે શરીઅત, ભાગ–૨, પેજ–૯૩)*

અને દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર, જિલ્દ અવ્વલ, પેજ–૬૭માં છે :–

**(અર્થ)** : તકાતુરની સાથે (ટીપાં ટપકે એ રીતે) પાણી વહાવવામાં આવે એ રીતે કે અંગના દરેક ભાગ પર કમસે કમ બે ટીપાં વહી જાય.

અને ફતાવાએ આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૪માં છે :–

**(અર્થ)** : જ્યાં સુધી વુઝૂના અંગ પણ પાણીના ટીપા પછી બીજુ

ટીપુ પસાર ન થઈ જાય ત્યાં સુધી વુઝૂ થશે નહીં.

અને ઈનાયહ શરહે હિદાયહ્માં છે :–

**(અર્થ)** : જે અંગને ધોવું ફર્ઝ છે તેને કેવળ પાણી વહાવીને ભીંજવી દેવાથી ફર્ઝ અદા ન થશે, જેથી જે લોકો વુઝૂ કરતી વેળા અંગો પર તેલની જેમ પાણી કેવળ ચોપડી લે છે અથવા અમુક ભાગ પર તો પાણી વહાવે છે અને અને અમુક ભાગને કેવળ ભીંજવીને છોડી દે છે. દા.ત. પેશાનીના ઉપલા ભાગ, કાનના કિનારા, હાથની કોણીઓ અને પગની ઘૂંટીઓ પર કેવળ ભીનો હાથ ફેરવી લે છે અને પાણી નથી વહાવતા તેમનું વુઝૂ થતુ નથી, એટલા માટે કે કુર્આને કરીમે અંગોને ધોવા માટેનો હુકમ આપ્યો છે જેથી કેવળ ભીનાં કરવાથી વુઝૂ થશે નહીં.

અફસોસ ! સેંકડો અફસોસ ! આજે અવામ (સામાન્ય લોકો) તો અવામ ઘણા ખરા ખાસ લોકો પણ આ મસ્અલાથી લાપારવાહી વર્તે છે અને આયતે કરીમા عَامِلَةٌ نَّاصِبَةٌ تَصْلٰی نَارًا حَامِیَةً (અમલો કરે તકલીફો ઉઠાવે (બદલો શું હશે) ભભળકતી આગમાં જશે)ના મિસ્દાક બને છે. (અલ્લાહની પનાહ !)

**(૨)** જ્યારે નાના વાસણથી દા.ત. લોટા કે બદના વડે વુઝૂ કરી રહ્યો હોય તો કાંડા સુધી હાથ ધોવાનો મસ્નૂન તરીકો એ છે કે પ્રથમ બંને કાંડાઓ સુધી ખૂબ ભીનુ કરી લે, ત્યાર બાદ ડાબા હાથમાં વાસણ ઉઠાવીને જમણા હાથ પર નખની ટોચથી કાંડાની ઉપર સુધી ત્રણ વાર પાણી વહાવે. પછી એ જ રીતે જમણા હાથમાં વાસણ ઉઠાવીને ડાબા હાથ પર કાંડાની ઉપર સુધી ત્રણવાર પાણી વહાવે. જેમ કે શરહે વકાયા, ભાગ–૧, મજીદી કાનપુર, પેજ–૫૯, તહતાવી મિસ્રી, પેજ–૫૯, ફતાવાએ આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૬ અને ઈનાયહ વ કિફાયહ શુરૂહે હિદાયહમાં છે :– واللفظ للفتاوی الھندیہ کیفیتہ ان کان الاناء صغیرا ان یاخذہ بشمالہ ویصب الماء علی یمینہ ثلثا ثم یاخذہ بیمینہ ویصبہ علی یسارہ کذلک۔

અને મરાકિલ ફલાહ મઅ તહતાવી મિસ્રી, પેજ–૪૪ માં છે :–

ولیبتدا ء ۃ بالغسل من رؤس الاصابع۔



**(૩)** ઘણા લોકો એવું કરે છે કે નાક કે આંખ કે ભવાં પર ખોબો પાણી છાલક મારીને આખા મોઢા પર હાથ ફેરવી લે છે અને સમજે છે કે મોઢુ ધોવાઈ ગયું. જો કે પાણીને ઉપર ચઢાવવાનો કોઈ મતલબ નથી, એ રીતે મોઢુ ધોવાથી મોઢુ ધોવાતુ નથી અને વુઝૂ નથી થતું.

**(૪)** વુઝૂ કરવામાં નીચે મુજબની વાતોની સાવચેતી જરૂરી છે :– પેશાની ઉપર વાળ જામવાની જગાએથી પાણીનું વહેવું ફર્ઝ છે. દાઢી, મૂંછ અને ભવાંના વાળ જો એટલા ઓછા હોય કે નીચેની ચામડી ઝલકતી (દેખાઈ આવતી) હોય તો ચામડી પર પાણી વહાવવું જરૂરી છે, કેવળ વાળોને ધોવું પૂરતુ નથી. આંખ અંદર ઘુસેલી હોય તો આંખ અને ભવાંઓના મધ્યના ભાગ પર પાણી વહાવવાનો ખાસ ખયાલ રાખે. મોઢુ ધોતી વખતે આંખો અને હોઠ વાળીને જોરથી બંધ ન કરે નહીં તો અમુક ભાગ રહી જશે તો વુઝૂ ન થશે. કેટલીક વખતે આંખમાં કીચડ (પ્યા) વગેરે કઠણ બનીને જામી જાય છે તેને છોડાવીને પાણી વહાવવું જરૂરી છે. ચહેરો અને કાનનો મધ્ય ભાગ એટલે કાનપટ્ટી પર કાનના કિનારા સુધી પાણી વહાવવું ફર્ઝ છે જેનાથી ઘણે ભાગે લોકો નિષ્કાળજી સેવે છે. નસકોરામાં લીંટ વગેરે હોય કે ન હોય ગમે તેમ પણ તેમાં પાણી નાખવું જરૂરી છે. જેટલી દાઢી ચહેરાની હદમાં હોય તેને ધોવું ફર્ઝ છે. અને લટકેલી દાઢીને મસહ કરવો સુન્નત અને ધોવું મુસ્તહબ છે. પાણી વહાવવામાં આંગળીઓના વેઢાંઓ અન કરવટોનો લેહાજ જરૂરી છે. ખાસ કરીને પગોમાં, કેમ કે તેની આંગળીઓ કુદરતી રીતે ચીપકી રહેલી હોય છે. વધેલા નખોમાં જે જગા ખાલી હોય તેને ધોવું જરૂરી છે. નખોની ટોચોથી કોણીઓની ઉપર સુધી હાથની દરેક બાજુ અને એક એક વાળના મૂળથી ટોચ સુધી ધોવાઈ જવું જરૂરી છે. ખોબામાં પાણી લઈને પહોંચા (કલાઈ) પર ઉલટાવી દેવું કદી પૂરતુ ન થશે. કોણીઓ પર પાણી વહાવવાનો ખાસ ખયાલ રાખે કેમ કે નિષ્કાળજીમાં મોટે ભાગે ધોવાતી નથી કેવળ ભીની થઈને રહી જાય છે બલ્કે કેટલાક લોકોની કોણીઓ તો ભીની પણ નથી થતી. વિંટી, બંગડી, કલાઈના ઘરેણાં અને પગોના દરેક તે ઘરેણાં જે ઘૂંટી પર કે ઘૂંટી નીચે હોય તેને ખસેડીને તેની નીચે પાણી વહાવવું જરૂરી છે. આખા માથાનો મસહ સુન્નત છે અને ચોથા ભાગના

માથાનો મસહ ફર્ઝ છે. કેટલાક લોકો કેવળ આંગળીઓનાં ટેરવાં માથા પરથી પસાર કરી દે છે જે ફર્ઝના માપ બરાબર પણ નથી થતું. અને કેટલાક લોકોનો મસહ એ છે કે ટોપી ઉઠાવીને પછી માથા પર રાખી દે છે અને બસ. આવા લોકોનું વુઝૂ થતું નથી અને તેમની નમાઝો બેકાર થાય છે. પગો ધોવામાં ઘૂંટી, તળીયાં, એડીઓ અને (કાંડા) પહોંચાનો ખાસ રીતે ખયાલ રાખો કેમ કે નિષ્કાળજીમાં એ ભાગો ધોવાના રહી જાય છે અને વુઝૂ થતુ નથી.

**(૫)** વુઝૂના દરેક અંગો પર ત્રણવાર પાણી વહાવવું સુન્નત છે, ભલે ત્રણવાર પાણી વહાવવા માટે કેટલાય ખોબા ભરવા પડે. એટલા માટે કે ત્રણ ખોબા પાણી લેવું સુન્નત નથી બલ્કે આખા અંગ પર ત્રણવાર પાણી વહાવવું સુન્નત છે. જેમ કે દુર્રે મુખ્તાર મઅ શામી, ભાગ–૧, પેજ–૮૩માં છે : تثليث الغسل المستوعب ولا عبرة للغرفات (છેવટ સુધી) જેથી ત્રણ ખોબા પાણી લેવાને સુન્નત સમજવું ગલતી છે.

**(૬)** વુઝૂના પાણીના માટે શરઅન કોઈ માપ નક્કી નથી. જેમ કે મિર્કાત શરહે મિશ્કાત, ભાગ–૧, પેજ–૩૨૬ માં છે :–

الاجماع على انه لا يشترط قدر معين في ماء الوضوء والغسل જે થી એટલુ બધું પાણી ન વાપરે કે ફુઝૂલખર્ચી થાય અને ન એટલું ઓછુ વાપરે કે સુન્નત અદા ન થાય. કેટલાક લોકો કેવળ એક નાના સરખા લોટાના પાણી વડે વુઝૂ બનાવવાનો પ્રયત્ન કરે છે, તેમને ખુદા તઆલા ધોવા અને ભીંજવવાનો ફરક સમજવાની તૌફીક અતા ફર્માવે. (આમીન)

**(૭)** જો એટલું પાણી ન હોય કે વુઝૂમાં દરેક અંગને ત્રણવાર ધોઈ શકાય તો બે બે વાર ધૂએ અને જો બે બે વાર પૂરતુ પાણી ન હોય તો એક એક વાર ધૂએ અને જો એટલુ પણ ન હોય કે મોઢુ અને બંને હાથો કોણીએ સહિત અને બંને પગો ઘૂંટીઓ સહીત એકવાર ધોઈ શકે તો હવે તયમ્મુમ કરીને નમાઝ પઢે.

**(૮)** અન્યના નાબાલિગ પુત્ર પાસે વગર મજદૂરીએ પાણી ભરાવીને વુઝૂ કરવું અથવા કોઈ અન્ય કામમાં લેવું જાઈઝ નથી. *(બહારે શરીઅત)*

દુર્રે મુખ્તાર મઅ શામી, ભાગ–૪માં પેજ–૫૩૧માં છે :–



لا تصح هبة صغير۔

**(૯)** કેટલીક મસ્જિદોમાં નાના હોજ અથવા કોઈ મોટા વાસણમાં પાણી હોય છે. મોટા ભાગના લોકો જેઓ વુઝૂ વગરના હોય છે તેઓ હાથ ધોયા વગર નાના વાસણ વડે (તેમાંથી) પાણી કાઢતી વેળા આંગળીના પૂરા નખો પાણીમાં બોળી દેતા હોય છે, આ રીતે તે પાણી મુસ્તઅ્મલ (વપરાયેલુ) થઈ જાય છે તેનાથી વુઝૂ કરવું જાઈઝ નથી.

**(૧૦)** ડોલ, બાલ્દી, ઘડો, લોટો કે પાટના પાણીમાં વુઝૂ વગરના માણસના વણધાવાએલા હાથના નખ કે આંગળીનું ટેરવું ચાલ્યુ જાય (ડબોળાઈ જાય) તો પાણી મુસ્તઅ્મલ થઈ ગયું, તેના વડે વુઝૂ કરવું જાઈઝ નથી. અને જો પ્રથમ હાથ ધોઈ લીધો તો જે હિસ્સો ધોવાઈ ચૂકેલો છે તેને પાણીમાં ડૂબાડી શકાય છે, તેના વડે પાણી મુસ્તઅ્મલ થશે નહીં. પરંતુ જો હાથ ધોઈ લીધા પછી કોઈ સબબ વુઝૂ તૂટવાનો જોવા મળે જેમ કે હવા સરી કે પેશાબ કર્યો તો હવે તે હાથ (ફરી ધોયા વિના) નાખશે તો પાણી મુસ્તઅ્મલ થઈ જશે.

**(૧૧)** મુસ્તઅ્મલ પાણીને વુઝૂને લાયક બનાવવાની રીતે એ છે કે, જે પાણી મુસ્તઅમલ ન હોય તેને મુસ્તઅ્મલ પાણીમાં એટલા પ્રમાણમાં ભેગુ કરી દેવામાં આવે કે મુસ્તઅ્મલ થોડું અને ગૈર મુસ્તઅ્મલ અધિક થઈ જાય. અથવા મુસ્તઅ્મલવાળા પાત્રમાં ગૈર મુસ્તઅ્મલ એટલું રેડવામાં આવે કે તે પાત્ર છલકાઈને પાણી વહેવા માંડે તો બધું પાણી વુઝૂને લાયક થઈ જશે. *(દુર્રે મુખ્તાર, રદ્દુલ મુહતાર)*

**(૧૨)** નખનું પોલીશ વાપર્યું જેનાથી નખો પર પાતળુ પડ જામી ગયું તો જો નખોથી પોલીશ સાફ કર્યા વગર વુઝૂ કર્યું તો વુઝૂ થશે નહીં.

**(૧૩)** ઈસ્તિન્ઝાના વધેલા પાણી વડે વુઝૂ કરવું જાઈઝ છે, તેને ફેંકી દેવું નાજાઈઝ તથા ગુનોહ છે.

**(૧૪)** વુઝૂના વધેલા પાણીને ફેંકી દેવું હરામ છે અને ઉભા થઈને પીવું સવાબ છે.

**(૧૫)** જે વુઝૂ જનાઝાની નમાઝ માટે કરવામાં આવ્યું તેનાથી દરેક નમાઝ પઢી શકાશે.

# વુઝૂ તોડનારી બાબતો

**૧.** હઝરત અલી ઈબ્ને તલક رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે જ્યારે તમારામાંથી કોઈને હવા વછૂટી હોય તો તે વુઝૂ કરે. *(તિર્મિઝી શરીફ, અબૂદાઊદ)*

**૨.** હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ ફર્માવ્યું કે મેં નબી કરીમ صلی اللہ علیہ وسلم થી મઝીના વિશે પૂછયું તો હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે મઝી નીકળવાથી વુઝૂ વાજિબ થઈ જાય છે. (એટલે કે વુઝૂ તૂટી જાય છે.) *(તિર્મિઝી)*

**૩.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ تعالیٰ عنہما એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જે શખ્સ આડો પડીને ઊંઘી જાય તેના પર વુઝૂ વાજિબ છે એટલા માટે કે જ્યારે માણસ ઊંઘી જાય છે તો તેના સાંધા ઢીલા પડી જાય છે. *(તિર્મિઝી, અબૂ દાઊદ)*

**ચેતવણી : (૧)** અંબિયાએ કિરામ علیہم الصلوٰۃ والسلام નું ઊંઘવું વુઝૂ તોડતું નથી. એટલા માટે કે તેમની આંખો સૂએ છે અને દિલ જાગૃત રહે છે. *(બહારે શરીઅત, ભાગ–૨, પેજ–૧૦૭)*

દુર્રે મુખ્તાર તેમજ રદ્દુલ મુહતાર, ભાગ–૧, પેજ–૧૦૧ અને બહરૂર્રાઈક, ભાગ–૧, પેજ–૩૯માં છે :–

**(અર્થ)** : અને બહરૂર્રાઈકના શબ્દો એ છે કે ચત્તા સૂવું વુઝૂને તોડનારું છે પણ નબીએ કરીમ صلی اللہ علیہ وسلم ના હક્કમાં વુઝૂને નથી તોડતુ. કનિય્યહ્માં એને ખુલાસો (તસ્રીહ) છે, અને સિઆયહ્, ભાગ–૧, પેજ–૨૩૬માં છે, કે નબી કરીમ صلی اللہ علیہ وسلم નું સૂવૂં વુઝૂને નથી તોડતું કેમ કે આપે ફર્માવ્યું કે મારી બંને આંખો સૂએ છે અને મારું દિલ નથી ઊંઘતુ. જેમ કે આપની વિશિષ્ટતા બયાન કરનારાઓની એક જમાઅતે એની તસ્રીહ કરી છે. અને બુખારી શરીફ, ભાગ–૧, પેજ–૫૦૪માં છે, અંબિયાની આંખો સૂએ છે અને તેમનાં દિલો નથી સૂતાં.

**(૨)** આમ લોકોમાં જે મશ્હૂર છે કે ગુઠણ કે સતર ખુલી જવાથી,



પોતાનું કે પરાયાનું સતર જોવાથી વુઝૂ જતુ રહે છે, તો એ સહીહ નથી. *(બહારે શરીઅત)*

**(૩)** નીચે જણાવેલ બાબતોથી વુઝૂ તૂટી જાય છે :–

પાખાનુ (જાજરૂ), પેશાબ, વદી, મઝી, મની, કીડો, પથરીનું પુરૂષ કે સ્ત્રીની આગળ કે પાછળથી નીકળવું. સ્ત્રી કે પુરૂષની પાછળથી હવાનું સરવું, લોહી કે પરૂ કે પીળુ પાણી ક્યાંકથી નીકળીને એવી જગાએ વહે જેને વુઝૂ કે ગુસ્લમાં ધોવું ફર્ઝ છે, ખાવા કે પીવા કે પિત્તાની મોઢુ ભરીને ઊલ્ટી થવી, એ રીતે સૂઈ જવું કે શરીરના સાંધા ઢીલા પડી જાય, બેહોશ થવું, પાગલ થવું, બેશુદ્ધી આવવી, કોઈ ચીજનો એટલો નશો થવો કે ચાલવામાં પગો ડમગગે, બાલિગ માણસનું રુકૂઅ તથા સિજદાવાળી નમાઝમાં એટલા જોરથી હસવું કે આસપાસવાળા સાંભળે, દુઃખતી આંખેથી આંસૂં વહેવાં (અને એ આંસૂં નાપાક છે). મુબાશેરત એટલે કે પુરૂષ પોતાના (ગુપ્ત) અંગને ટટ્ટાર (સખત) થવાની હાલતમાં સ્ત્રીની શર્મગાહ કે કોઈ પુરૂષની શર્મગાહથી અડાડે, અથવા સ્ત્રી–સ્ત્રી પરસ્પર અડાડે એ શરતે કોઈ ચીજ વચ્ચે આડી ન હોય તો વુઝૂ જતુ રહે છે. *(બહારે શરીઅત)*

# ઈસ્તિન્જા

**૧.** હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી કરીમ صلی اللہ علیہ وسلم જ્યારે ઈસ્તિન્જાખાનામાં જતા તો પોતાની વિંટી ઉતારી દેતા. (એટલા માટે કે તેના પર **મુહમ્મદુર્રસૂલુલ્લાહ** અંક્તિ હતું.) *(અબૂ દાઊદ, તિર્મિઝી)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ આ હદીષ શરીફ હેઠળ ફર્માવે છે કે, આ હદીષથી જણાયું કે બૈતુલ ખલા (સંડાસ)માં પ્રવેશનારે જોઈએ કે એવી ચીજ કે જેમાં ખુદા અને રસૂલનું નામ અથવા કુર્આનનું કોઈ કલામ હોય તો તેને પોતાની સાથે ન લઈ જાય અને કેટલીક શરહોમાં કહેવામાં આવ્યું છે કે, આ હુકમમાં અંબિયાએ કિરામ علیہم السلام ના નામો પણ દાખલ છે. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૨૦૧)*

**૨.** હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم જ્યારે ઈસ્તિન્જાખાનામાં પ્રવેશ કરતા તો :–

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِكَ مِنَ الْخُبُثِ وَالْخَبَآئِثِ ۔ એટલે કે, "હે અલ્લાહ ! હું પલીદી (નાપાકી) અને શયાતીનથી તારી પનાહ માંગું છું."

**૩.** હઝરત અબૂ ઐયૂબ અન્સારી رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **જ્યારે તમે પાખાના (કે પેશાબખાના) માટે જાવ તો "કિબ્લા તરફ મોઢુ ન કરો અને ન તે દિશામાં પીઠ કરો."** *(બુખારી, મસ્લિમ)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ તે જ ઈસ્તિન્જાના પ્રકરણમાં ફર્માવે છે, હઝરત ઈમામે આ'ઝમ અબૂ હનીફા رضی اللہ عنہ નો મઝહબ એ છે કે પેશાબ તથા પાખાનુ (પેશાબ, જાજરૂ) કરવામાં કિબ્લા તરફ મોઢુ કે પીઠ કરવી **હરામ** છે ચાહે જંગલમાં હોય કે ઘરોમાં. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૧૯૮)*

**૪.** હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم જ્યારે



કઝાએ હાજતનો ઈરાદો ફર્માવતા તો જ્યાં સુધી બેસતાં બેસતાં જમીનની નજીક ન પહોંચી જતા ત્યાં સુધી કપડુ ન ખસેડતા. *(તિર્મિઝી શરીફ, અબૂ દાઊદ)*

**૫.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સરજિસ رضی اللہ عنہ એ કહ્યું કે **રસૂલે કરીમ** علیہ الصلوۃ والتسلیم **એ મને એ હાલતમાં જોયો કે હું ઊભો રહીને પેશાબ કરી રહ્યો હતો** તો હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **હે ઉમર ! ઊભા રહીને પેશાબ ન કરો !** ત્યાર પછી કદી પણ મેં ઊભા રહી પેશાબ નથી કર્યો. *(તિર્મિઝી, ઈબ્ને માજહ)*

**ચેતવણી : (૧)** તહારત (પાકી)ના વધેલા પાણીથી વુઝૂ થઈ શકે છે. તેને ફેંકી દેવું ફુઝૂલ ખર્ચી છે. *(બહારે શરીઅત)*

**(૨)** તેહબંદ તથા લુંગી પહેરનારા પેશાબ કરવા માટે લોકો સમક્ષ જાંગો ખોલીને બેસી જાય છે એ **નાજાઈઝ** તથા **હરામ** છે. એટલા માટે કે લોકો સમક્ષ સતર (ઢાંકવું) ઈજમાઅ સાથે **ફર્ઝ** છે. *(બહારે શરીઅત)*

અને જેમ કે રદુલ મુહતાર, ભાગ–૧, પેજ–૨૮૨માં છે :–

**અર્થ** : જ્યારે નમાઝ બહાર હોય તો લોકોની મૌજૂદગીમાં પર્દો જરૂરી છે એમાં સૌનો ઈત્તેફાક છે. અને દુર્રે મુખ્તારમાં છે, સતરે મર્દ નાફની નીચેથી ગુથણના નીચે સુધી છે અને ફતાવા આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૫૪માં છે કે મર્દનો ગુથણ અમારા તમામ ઉલમાની નજીક સતર છે અને એવું જ મોહીતમાં છે. અને બહારે શરીઅત, ભાગ–૩, પેજ–૨૫૦માં છે **કેટલાક બેબાક એવા છે કે લોકો સમક્ષ ગુથણો બલ્કે જાંગો સુદ્ધાં ખોલી દેતા હોય છે એ પણ હરામ છે અને તેની ટેવ છે તો ફાસિક છે.**



# ગુસ્લ [સ્નાન] વિશે બયાન

**૧.** હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم ને પુરૂષના વિશે પૂછવામાં આવ્યું કે જે તરી જુએ પણ એહતેલામ (સ્વપ્નદોષ) યાદ ન હોય. ફર્માવ્યું કે, ગુસ્લ કરી લે. અને તે શખ્સના બારામાં પૂછવામાં આવ્યું જેને ખ્વાબનું યકીન છે અને તરી નથી જોવા મળતી. ફર્માવ્યું, તેના માટે ગુસ્લ નથી. હઝરત ઉમ્મે સલમા رضی اللہ عنہا એ અર્ઝ કરી કે, શું ઔરત તેને જુએ તો તેના પર ગુસ્લ છે ? ફર્માવ્યું, હા ! પુરૂષોની જેમ છે. *(તિર્મિઝી, અબૂદાઊદ)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જ્યારે તમારામાં કોઈ સ્ત્રીની ચારેવ શાખો એટલે હાથો અને પગોની વચ્ચે બેસે પછી કોશિશ એટલે હમબિસ્તરી કરે તો ગુસ્લ વાજિબ થઈ ગયું ભલે મની ન નીકળે. *(બુખારી, મુસ્લિમ)*

**૩.** હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે નબી કરીમ صلی اللہ علیہ وسلم જ્યારે જુનૂબ થતા પછી જ્યારે કાંઈક ખાવા કે સૂવાનો ઈરાદો ફર્માવતા તો વુઝૂ કરી લેતા જેવી રીતે નમાઝ માટે વુઝૂ કરવામાં આવે છે. *(બુખારી, મુસ્લિમ)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે દરેક વાળની નીચે જનાબતની અસર છે એટલા માટે દરેક વાળ ધુઓ અને શરીરને સાફ સુથરૂ કરો. *(અબૂદાઊદ, તિર્મિઝી)*

મુલ્લા અલી કારી علیہ رحمۃ اللہ الباری આ હદીષ હેઠળ ફર્માવે છે કે, "જો એક વાળ પાણી પહોંચવાથી રહી ગયો (ધોવાયો નહીં) તો તેની જનાબત બાકી રહી." *(મિર્કાત, ભાગ-૧, પેજ-૩૨૭)* **જનાબત** એટલે સંભોગ કે સ્વપ્નદોષથી થતી ગુસ્લની હાજત.

**૫.** હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم જ્યારે જનાબતનું ગુસ્લ ફર્માવતા તો શરૂઆત એ રીતે કરતા કે પ્રથમ હાથ ધોતા પછી નમાઝ જેવું વુઝૂ કરતા પછી આંગળીઓ પાણીમાં નાખીને તેનાથી



વાળોના મૂળો ભીના કરતા પછી માથા પર બંને હાથો વડે ત્રણ ખોબા પાણી નાખતા પછી તમામ શરીર પણ પાણી વહાવતા. અને ઈમામ મુસ્લિમની રિવાયતમાં છે કે હુઝૂર (જ્યારે ગુસ્લ) શરૂ ફર્માવતા તો હાથોને વાસણમાં નાખતાં પહેલાં ધોઈ લેતા પછી જમણા હાથ વડે ડાબા હાથ પર પાણી નાખતા ત્યાર બાદ પોતાની શર્મગાહ ધોતા પછી વુઝૂ ફર્માવતા. *(બુખારી, મુસ્લિમ)*

**જરૂરી સૂચના : (૧)** ગુસ્લની રીત એ છે કે પ્રથમ બંને હાથોને કાંડાંઓ સુધી ત્રણવાર ધૂએ પછી ઈસ્તિન્જાની જગા (ગુપ્તાંગો) ધૂએ. ત્યારબાદ શરીર પર જો ક્યાંક નજાસત એટલે પેશાબ કે પાખાનુ કે મની વગેરે હોય તો તેને દૂર કરે પછી નમાઝ જેવુ વુઝૂ કરે પણ પગો ન ધૂએ. હા, જો ચોકી (પાટલો) કે પથ્થર વગેરે ઊંચી ચીજ પર નહાતો હોય તો પગો પણ ધૂએ. ત્યારબાદ શરીર ઉપર તેલની જેમ પાણી ચોપડે. પછી ત્રણવાર જમણા ખભા પર પાણી વહાવે અને પછી ત્રણવાર ડાબા ખભા પર. પછી માથા પર અને તમામ શરીર પર ત્રણવાર પાણી વહાવે. તમામ શરીર પર હાથ ફેરવે અને ઘસે. પછી ગુસ્લ કરવાની જગાએથી અલગ થઈ જાય. જો વુઝૂ કરવામાં પગો ન ધોયા હતા તો હવે ધોઈ લે અને તરુંત કપડાં પહેરી લે.

**(૨)** પડદાવાળી (આડવાળી) જગાએ નગ્ન શરીરે નહાવું જાઈઝ છે. હા, સ્ત્રીઓએ વધુ સાવચેતીની જરૂર છે. *(બહારે શરીઅત)*

**(૩)** લોકો સમક્ષ **જાંગો તથા ગુથણો ખોલીને નહાવું** અથવા એટલું **પાતળુ કપડુ પહેરીને નહાવું કે શરીર દેખાઈ આવે** એ સખ્ત **નાજાઈઝ** તથા **હરામ** છે. *(આમ્મએ કુતુબ)*

**(૪)** મની (વિર્ય)નું પોતાના સ્થાનેથી શહવત (વાસના) સાથે અલગ થઈને ગુપ્તાંગથી નીકળવું, સ્વપ્નદોષ (એહતેલામ) થવો, સોપારી જેવા (ગુપ્તાંગની ટોચના ગોળ) ભાગનું પ્રવેશવું, હૈઝ (માસિક)થી ફારિગ થવું, નિફાસ (સુવાવડ પછી આવતું લોહી) ખત્મ થવું, આ સૌ સ્થિતિઓમાં ગુસ્લ કરવું ફર્ઝ છે. અને જુમ્આ, ઈદો, અરફાના દિવસ અને એહરામ બાંધતી વખતે નહાવું સુન્નત છે. *(બહારે શરીઅત)*

# અઝાન તથા ઈકામત

**૧.** હઝરત મુઆવિયહ્ رضی اللہ عنہ એ કહ્યું કે મેં રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم ને ફર્માવતાં સાંભળ્યા છે કે મોઅઝ્ઝિનોની ગરદનો કિયામતના દિવસે સૌથી વધુ લાંબી હશે. *(મુસ્લિમ શરીફ)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે, આ હદીષમાં કિયામતના દિવસે મોઅઝ્ઝિનોની બુઝુર્ગી અને ઉચ્ચ સ્થાન (આલા મન્સબી) પ્રત્યે નિર્દેશ કરવામાં આવ્યો છે.

**૨.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે **જે શખ્સ કેવળ સવાબના હેતુએ સાત વરસ અઝાન કહે તેના માટે દોઝખથી નજાત (મુક્તિ) લખી દેવામાં આવે છે.** *(તિર્મિઝી, ઈબ્ને માજહ)*

**૩.** હઝરત જાબિર رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલે કરીમ علیہ الصلوٰۃ والسلام એ હઝરત બિલાલ رضی اللہ عنہ ને ફર્માવ્યું કે, જ્યારે અઝાન કહો તો અટકી અટકીને કહો અને જ્યારે તકબીર કહો તો જલ્દી જલ્દી કહો. અને અઝાન તથા તકબીરની દરમ્યાન એટલું અંતર રાખો કે ખાનાર પોતાના ખાણાથી અને પીનાર પોતાના પીણાથી અને કઝાએ હાજત (સંડાસ) કરનાર પોતાની હાજત પૂરી કરવાથી ફારિગ થઈ જાય અને જ્યાં સુધી મને જોઈ ન લો ત્યાં સુધી નમાઝના માટે ઊભા ન થાવ. *(તિર્મિઝી)*

**૪.** હઝરત અલકમહ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, હું હઝરત મુઆવિયહ્ رضی اللہ عنہ ની પાસે બેઠો હતો તેવામાં તેમના મુઅઝ્ઝિને અઝાન પઢી. હઝરત મુઆવિયહ્ رضی اللہ عنہ એ પણ તે જ શબ્દો કહ્યો કહ્યા જે મુઅઝ્ઝિને કહ્યા, એટલે સુધી કે જ્યારે મુઅઝ્ઝિને **હય્ય અલસ્સલાહ** કહ્યું તો હઝરત મુઆવિયહ્એ **લા હૌલ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ** કહ્યું અને જ્યારે મોઅઝ્ઝિને **હય્ય અલલ ફલાહ** કહ્યું તો હઝરત મુઆવિયહ્એ **લાહૌલ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ,** કહ્યું અને ત્યાર



બાદ હઝરત મુઆવિયહ્એ તે જ કહ્યું જે મુઅઝ્ઝિને કહ્યું. પછી હઝરત મુઆવિયહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, મેં હુઝૂર صلی اللہ علیہ وسلم ને કહેતાં સાંભળ્યું કે, આપ એ જ રીતે ફર્માવતા હતા. *(અહમદ, મિશ્કાત)*

**સૂચનો : (૧)** અઝાન મિઅઝનહ્ (અઝાન દેવાની જગા) પર કે ખારિજે મસ્જિદ (મસ્જિદ બહારના ભાગમાં) પઢવામાં આવે. દાખિલે મસ્જિદ (જે ભાગ મસ્જિદમાં દાખલ હોય) અઝાન પઢવી મકરૂહ તથા મના છે. ભલે પંજવક્તા નમાઝ માટેની અઝાન હોય કે જુમ્આના ખુત્બાના માટેની હોય, બંનેનો એક જ હુકમ છે.

**(૨)** નાસમજ બાળકો, જુનૂબ (સંભોગ બાદના ગુસ્લની હાજતવાળો) અને **ફાસિક** ભલે આલિમ પણ હોય છતાં તેમની અઝાન મકરૂહ છે. જેથી તેમણે આપેલી અઝાન ફરીથી દોહરાવવી. *(દુર્રે મુખ્તાર, બહારે શરીઅત)*

**(૩)** અઝાનમાં હુઝૂર પુરનૂર શાફએ યૌમુન્નુશૂર صلی اللہ علیہ وسلم નું નામ મુબારક સાંભળીને અંગૂઠા ચૂમવા અને આંખોથી લગાડવા મુસ્તહબ છે. તહતાવી અલલ મરાકીયુલ ફલાહ, મિસ્રી, પેજ–૧૨૨ અને દુર્રે મુખ્તાર, ભાગ–૧, મિસ્રી, પેજ–૨૭૯માં છે : ''મુસ્તહબ છે કે જ્યારે અઝાનમાં પહેલીવાર **અશ્હદુઅન્ન મુહમ્મદર્રસૂલુલ્લાહ** સાંભળે તો **સલ્લલ્લાહુ અલૈક યા રસૂલલ્લાહ !** કહે અને જ્યારે બીજીવાર સાંભળે તો **કુર્રતુ ઐનીબિક યા રસૂલલ્લાહ !** અને પછી કહે **અલ્લાહુમ્મ મત્તિઅ્ની બિસ્સમ્અિ વલ્બસર,** અને આવું અંગૂઠાના નખોને આંખો પર રાખ્યા બાદ થાય, **નબી અકરમ** صلی اللہ علیہ وسلم **પોતાની સાથે તેને જન્નતમાં લઈ જશે.''** એ જ પ્રમાણે કન્ઝુલ એબાદમાં છે. આ મઝમૂન (લખાણ) અલ્લામા કહસ્તાનીનું છે અને એ જ મુજબ ફતાવાએ સૂફિયહ્માં છે.

**(૪)** અઝાન અને ઈકામતની વચ્ચે સલાત પઢવી એટલે કે મોટા અવાજથી **અસ્સલાતુ વસ્સલામુ અલૈક યા રસૂલલ્લાહ !** કહેવું જાઈઝ તથા મુસ્તહબ છે. એ સલાતનું નામ શરીઅતની પરીભાષામાં ''તષ્વીબ'' છે અને તષ્વીબને ઈસ્લામના ફકીહોએ મગરિબની નમાઝ સિવાય બાકીની નમાઝો માટે મુસ્તહસન ઠરાવ્યું છે જેમ કે ફતાવાએ આલમગીરી,

ભાગ–૧, મિસ્રી, પેજ–૫૩માં છે :– (અરબી અનુવાદ) : "તષ્વીબ મુતાખ્ખેરીનની નજીક નમાઝને માટે સારી છે સિવાય મગરિબ." એ જ પ્રમાણે શૈખ અબુલ મકારિમની શરહે નકાયામાં છે, અને આ મુઅઝ્ઝિનનું દોહરાવવું છે ખબરની તરફ સલાત દ્વારા અઝાન અને ઈકામત વચ્ચે. અંતે તષ્વીબ દરેક શહેરના માટે તે જ છે જેને તે લોકોએ રિવાજ બનાવી. ક્યાં તો "તનહહુખિ" અથવા "અસ્સલાત–અસ્સલાત" અથવા "કામત–કામત" દ્વારા એટલા માટે કે આ ખબરમાં વધારો કરવું છે. અને બેશક ! એ હાંસલ થઈ જાય છે દરેક તે ચીજથી જેને તે લોકો રિવાજ કરે. એ જ પ્રમાણે કાફીમાં છે." મિર્કાતુલ શરહે નૂરુલ ઈઝામાં અને મિર્કાત શરહે મિશ્કાત, જિલ્દ–૧, પેજ–૪૧૮માં મુલ્લા અલી કારી علیہ رحمۃ الباری એ એ જ અર્થમાં લખ્યું છે. અને દુર્રે મુખ્તાર મએ રદ્દુલ મુહતાર, જિલ્દ–૧, પેજ–૨૭૩માં અઝાન બાદ ખાસ સલાતો સલામ સંબંધે ખુલાસો ફર્માવતાં લખ્યું છે કે, અઝાન પછી **અસ્સલાતુ વસ્સલામુ અલૈક યા રસૂલલ્લાહ !** પઢવું માહે રબીઉલ આખિર ૭૮૧ હિ. માં શરૂ થયું અને આ બેહતરીન શરૂઆત (ઉપસ્થિતી) છે.

**(૫)** ઈકામતના સમયે કોઈ શખ્સ (મસ્જિદમાં) આવ્યો તો તેણે ઉભા રહીને રાહ જોવી મકરૂહ છે, બલ્કે બેસી જાય અને મુકબ્બિર (તકબીર કહેનાર) જ્યારે **હય્ય અલસ્સલાહ–હય્ય અલલ ફલાહ** પર પહોંચે તે વખતે ઉભા થાય. ફતાવા આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૫૩માં છે :– (અરબીનો અર્થ ઉપર મુજબ છે.)

અને દુર્રે મુખ્તાર, ભાગ–૧, પેજ–૩૮૦માં પણ એ જ અર્થમાં છે.

**(૬)** જે લોકો તકબીરના સમયે મસ્જિદમાં હાજર છે તેઓ પણ બેસેલા રહે અને જ્યારે મુકબ્બિર **હય્ય અલસ્સલાહ–હય્ય અલલ ફલાહ** પર પહોંચે ત્યાર ઉઠે અને એ જ હુકમ ઈમામના માટે પણ છે. ફતાવા આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૫૩માં છે : ઉલમાએ ષલાષા ઈમામે આ'ઝમ, ઈમામ અબૂ યૂસુફ અને ઈમામ મુહમ્મદ (قُدِّسَتْ اَسْرَارُهُمْ)ની નજીક ઈમામ તથા મુકતદી તે વખતે ઉભા થાય જ્યારે કે મુકબ્બિર **હય્ય અલલ ફલાહ** કહે અને એ જ સહીહ છે. અને શરહે



વકાયહ, ભાગ–૧, મજીદી, પેજ–૧૩૬માં છે : ઈમામ અને મુકતદી **હય્ય અલસ્સલાહ** કહેવાના સમયે ઉભા થાય અને મિર્કાત શરહે મિશ્કાત, ભાગ–૧, પેજ–૪૧૯માં છે, ઈમામ અને મુકતદી **હૈય અલલ ફલાહ** વેળા ઉભા થાય. અને શૈખ અબ્દુલહક્ક મુહદિષ દહેલ્વી رحمۃ اللہ علیہ અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૩૨૧માં ફર્માવે છે કે ફુકહાએ કિરામ (ફકીહો)એ ફર્માવ્યું કે, મઝહબ એ છે કે **હય્ય અલસ્સલાહ**ના સમયે ઉઠવું જોઈએ.

---

# નમાઝ

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, બતાવો ! જો તમારા લોકોમાંથી કોઈના દરવાજા પર નહેર હોય અને તે તેમાં દરરોજ પાંચવાર ગુસ્લ કરતો હોય તો શું તેના શરીર પર કાંઈ મેલ બાકી રહી જશે ?! સહાબાએ કિરામે અર્ઝ કરી કે એવી સ્થિતિમાં તેના શરીર પર કાંઈ પણ મેલ બાકી રહેશે નહીં. હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, બસ એ જ હાલત છે પાંચેવ નમાઝોની ! અલ્લાહ તઆલા તેના (પાંચેવ નમાઝો પઢનારના) સર્વ ગુનાહો મિટાવી દે છે.

**૨.** હઝરત અબૂઝર رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, એક દિવસ ઠંડીની ઋતુમાં જ્યારે ઝાડોનાં પાંદડાં ખરી રહ્યાં હતાં (એટલે પાખનર ઋતુ ચાલતી હતી), ત્યારે હુઝૂર ﷺ બહાર તશરીફ લઈ ગયા તો આપે એક ઝાડની બે ડાળીઓ પકડી (અને તેને હલાવી) તો તે ડાળીઓમાંથી પાંદડાં ખરવા માંડયાં. આપે ફર્માવ્યું કે, હે અબૂઝર ! હઝરત અબૂઝર رضی اللہ عنہ એ અર્ઝ કરી, હાજર છું યા રસૂલલ્લાહ ! આપે ફર્માવ્યું, **જ્યારે મુસલમાન બંદો કેવળ અલ્લાહ તઆલાના માટે નમાઝ પઢે છે તો તેના ગુનાહ એ રીતે ખરી જાય છે જેવી રીતે આ ઝાડનાં પાંદડાં ખરી રહ્યા છે.** *(અહમદ)*

**૩.** હઝરત સલ્માન رضی اللہ عنہ એ કહ્યું કે, મેં રસૂલે કરીમ ﷺ ને ફર્માવતાં સાંભળ્યું કે જે શખ્સ ફજરની નમાઝ માટે ગયો તો ઈમાનનો ઝંડો લઈને ગયો. અને જે સવાર સવારમાં બજારની તરફ ગયો તો તે શૈતાનનો ઝંડો લઈને ગયો. *(ઈબ્ને માજહ)*

**૪.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ એક દિવસે નમાઝનો ઉલ્લેખ કર્યો તો ફર્માવ્યું કે, **જે શખ્સ નમાઝની પાબંદી કરશે તો નમાઝ તેના માટે નૂરનો સબબ બનશે, ઈમાનના કમાલની દલીલ થશે અને કિયામતના**



**દિવસે બખ્શિશનો ઝરીયો બનશે.** અને જે **નમાઝની પાબંદી નહીં કરે** તેના માટે ન તો નૂરનો સબબ થશે ન ઈમાનના કમાલની દલીલ થશે અને ન બખ્શિશનો ઝરીયો. અને **તે કિયામતના દિવસે કારૂન, ફિરઔન, હામાન અને ઉબય ઈબ્ને ખલફની સાથે હશે.** *(અહમદ, દારમી, બયહકી)*

**૫.** હઝરત અલી كرم الله وجهه الكريم એ કહ્યું કે હુઝૂર ﷺ એ મને ફર્માવ્યું કે, હે અલી ! ત્રણ કામોમાં વાર ન લગાડશો, એક તો નમાઝ અદા કરવામાં જ્યારે કે સમય થઈ જાય, બીજું જનાઝામાં જ્યારે કે તે તૈયાર હોય, ત્રીજું વિધવાના નિકાહમાં જ્યારે કે તેણીને તેના યોગ્ય પાત્ર મળી જાય. *(તિર્મિઝી)*

**૬.** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે એ મુનાફિકોની નમાઝ છે કે બેઠાં બેઠાં સૂરજનો ઈંતેઝાર કરે છે ત્યાં સુધી કે જ્યારે સૂરજ પીળો પડી જાય છે અને શૈતાનનાં બંને શીંગડાંની વચ્ચે આવી જાય છે તો ઉભો થઈને ચાર ચાંચો મારી લે છે. નથી ઝિક્ર કરતો તેમાં (ટૂંકા સમયમાં) અલ્લાહ તઆલાનો પણ ઘણો જ થોડો. *(મુસ્લિમ શરીફ)*

**૭.** હઝરત અમ્ર ઈબ્ને શોએબ رضی اللہ عنہ પોતાના દાદાથી રિવાયત કરે છે. તેમણે કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે જ્યારે તમારાં બાળકો સાત વરસનાં થઈ જાય તો તેમને નમાઝ પઢવાનો હુકમ કરો અને **જ્યારે દસ વરસનાં થઈ જાય તો તેમને મારીને નમાઝ પઢાવો,** અને તેમની સૂવાની જગાઓ અલગ કરો. *(અબૂ દાઊદ)*

**જરૂરી સૂચનો : (૧)** ધીમેથી કુર્આન પઢવામાં એટલુ જરૂરી છે કે પોતે સાંભળે. જો હુરૂફ સહી અદા કર્યા છતાં પણ એટલુ ધીમેથી પઢ યો કે પોતે પણ ન સાંભળ્યું તો નમાઝ ન થઈ. *(બહારે શરીઅત, ભાગ–૩, પેજ–૨૭૭)* અને ફતાવાએ આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૬૫માં છે : (અરબીનો અનુવાદ) : જો હુરૂફને પોતાની ઝબાન વડે સહી કહ્યા અને પોતે ન સાંભળ્યા તો એનાથી નમાઝ જાઈઝ નથી. આમ મશાઈખે તેને અપનાવ્યું છે. એ જ પ્રમાણે મુહીતમાં છે અને એ

જ મુખ્તારમાં છે. એ જ પ્રમાણે સિરાજિયહ્માં છે અને એ જ સહીહ છે. એ જ પ્રમાણે નકાયહમાં છે.

**(૨)** સિજદામાં પગની એક આંગળીનું પેટ જમીન સાથે લાગવું **શર્ત** છે અને દરેક પગની ત્રણ ત્રણ આંગળીઓનાં પેટ લાંગવાં **વાજિબ** છે તો જો કોઈએ એ રીતે સિજદો કર્યો કે બેઉ પગો જમીનથી ઉઠેલા રહ્યા તો નમાઝ ન થઈ. *(બહારે શરીઅત, ભાગ–૩, પેજ–૨૭૯ તથા ફતાવાએ રઝવિય્યહ્, ભાગ–૧, પેજ–૫૫૬)*

અને અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૩૯૪માં છે :– **''જો બંને પગોને ઉઠાવી લે તો નમાઝ ફાસિદ છે અને જો એક પગ ઉઠાવે તો મકરૂહ છે.''**

અને રદ્દુલ મુહતારમાં પેજ–૩૧૩માં પર છે, ''સિજદામાં કદમની આંગળીઓનું કિબ્લા તરફ રાખવું ફર્ઝ છે ભલે એક જ આંગળી હોય, નહીં તો નમાઝ જાઈઝ નથી. અને લોકો એનાથી ગાફિલ છે.''

અને કન્ઝુદ દકાઈકમાં છે, કિબ્લા તરફ પગની આંગળીઓને મુતવજ્જેહ કરવું. તેના જ હેઠળ બહરુર્રાઈક, ભાગ–૧, પેજ–૩૨૧માં છે, ''સાહિબે હિદાયહએ નસ કરી છે તજનીસમાં છે કે જો કિબ્લાની તરફ આંગળીને મુતવજ્જેહ ન કરે તો મકરૂહ છે.

**(૩)** ઘણી સ્ત્રીઓ પોતાની નાદાનીને કારણે ફર્ઝ, વાજિબ, સુન્નત સૌ નમાઝો કશાય ઉઝર (મજબૂરી) વિના બેસીને પઢે છે તો તેમની નમાઝ નથી થતી. એટલા માટે કે **પુરૂષોની જેમ સ્ત્રીઓ પર પણ ઉભા રહીને નમાઝ પઢવી ફર્ઝ છે.** જો કોઈ બીમારી કે ઘડપણના લીધે અશક્ત હોય (ઉભા થવા પર શક્તિમાન ન હોય) પરંતુ જો નોકરાણી અથવા લાકડી કે દીવાલના ટેકાથી ઉભી થઈ શક્તી હોય તો ફર્ઝ છે કે ઉભી થઈને પઢે. એટલે સુધી કે થોડીકવાર માટે પણ ઉભી રહી શકે તેમ હોય, કેવળ ઉભી રહીને **અલ્લાહુ અકબર** કહી શકે તેમ હોય તો ઉભી થઈને એટલું પણ કહી લે પછી બેસી જાય. *(બહારે શરીઅત, ભાગ–૩, પેજ–૩૭૭)* અને ફતાવાએ રઝવિય્યહ્, ભાગ–૩, પેજ–૫૨માં તન્વીરુલ અબ્સાર તથા દુર્રે મુખ્તારથી છે : (અરબી લખાણનો અર્થ ઉપર મુજબ



વર્તમાનકાળમાં સામાન્યતઃ પુરૂષો પણ જરા સરખી તકલીફમાં બેસીને નમાઝ શરૂ કરી દે છે. જ્યારે કે મોડે સુધી ઉભા ઉભા આમ તેમ વાતો હાંકી લેતા હોય છે, તેમની નમાઝ થતી નથી. એટલા માટે કે કિયામના બારામાં સ્ત્રી પુરૂષો માટે એક સરખો જ હુકમ છે.

**(૪) સ્ત્રીએ એટલો બારીક દુપટ્ટો (પાતળી ઓઢણી) ઓઢીને નમાઝ પઢી કે જેમાંથી વાળની કાળાશ જણાઈ આવે છે તો નમાઝ થશે નહીં, જ્યાં સુધી તેના પર કોઈ એવી ચીજ ન ઓઢે કે જેના થકી વાળનો રંગ છુપાઈ જાય.** *(બહારે શરીઅત, ભાગ–૩, પેજ–૨૫૧)* અને ફતાવાએ આલમગીરી, ભાગ–૧, પેજ–૫૪માં છે :– (જેમ કે ઉપર દર્શાવ્યું છે.)

---

### ★ મન્કબત દર શાને સુલ્તાનુલ્ હિંદ رحمۃ اللہ علیہ ★

**અઝ** : હઝરત હસન રઝા બરેલ્વી رحمۃ اللہ علیہ

ખ્વાજાએ હિંદ વોહ દરબાર હૈ આ'લા તેરા
કભી મેહરૂમ નહીં માંગનેવાલા તેરા

હૈ તેરી ઝાત અજબ બહ્રે હકીકત પ્યારે
કિસી તીરાકને પાયા ન કિનારા તેરા

ગુલશને હિંદ કે શાદાબ કલેજે ઠંડે
વાહ રે ! અબ્રે કરમ રોઝ બરસના તેરા

તેરે ઝર્રે પે મઆસીકી ઘટા છાઈ હૈ
ઈસ તરફ ભી કભી ઐ મેહર હો જલ્વા તેરા

ફિર મુઝે અપના દરે પાક દિખા દે પ્યારે
આંખે પુરનૂર હોં ફિર દેખકે જલ્વા તેરા

કયૂં ન બગદાદ મેં જારી હો તેરા ચશ્મા એ ફૈઝ
બહ્રે બગદાદ હી કી નહેર હૈ દરયા તેરા

જબસે તૂને કદમે ગૌષ લિયા હૈ સર પર
ઔલિયા સર પે કદમ લેતે હૈં શાહા તેરા

મુહીય્યુદ્દીન ગૌષ હંય ઔર ખ્વાજા મુઈનુદ્દીન
ઐ **''હસન''** કયૂં ન હો મેહફૂઝ અકીદા તેરા

# તરાવીહનું બયાન

૧. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે **જે શખ્સ સાચા દિલથી અને સહીહ એતેકાદની સાથે રમઝાનમાં કિયામ કરે એટલે તરાવીહ પઢે તો તેના આગલા ગુનાહો માફ કરી દેવામાં આવે છે.** *(મુસ્લિમ શરીફ)*

૨. હઝરત સાઈબ ઈબ્ને યઝીદ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે અમે સહાબાએ કિરામ હઝરત ઉમર ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ ના સમયમાં ૨૦ (વીસ) રકાત (તરાવીહ) અને વિત્ર પઢતા હતા. *(બયહકી)*

આ હદીષના બારામાં મિર્કાત શરહે મિશ્કાત, ભાગ–૨, પેજ–૧૭૫માં છે : ઈમામ નવવીએ ખુલાસામાં ફર્માવ્યું કે આ રિવાયતની સનદો સહીહ છે.

૩. હઝરત યઝીદ ઈબ્ને રૂમાન رضی اللہ عنہ એ ફર્માવ્યું કે હઝરત ઉમર رضی اللہ عنہ ના જમાનામાં લોકો ત્રેવીસ રકાત પઢતા હતા. (એટલે કે ૨૦ રકાત તરાવીહ અને ત્રણ રકાત વિત્ર) *(ઈમામ માલિક)*

## ★ વીસ રકાત પર સહાબીઓનો ઈજમાઅ ★

મલિકુલ ઉલમા, હઝરત અલ્લામા અલાઉદ્દીન અબૂબક્ર ઈબ્ને મસઉદ કાસાફી رحمۃ اللہ علیہ લખે છે કે :–

**(અર્થ)** : રિવાયત છે કે હઝરત ઉમર ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ એ રમઝાનના મહીનામાં સહાબાએ કિરામને હઝરત ઉબય ઈબ્ને કઅબ رضی اللہ عنہ પર જમા કર્યા તો તે દરરોજ સહાબાએ કિરામને વીસ (૨૦) રકાત પઢાવતા હતા અને તેઓમાંથી કોઈએ વિરોધ નથી કર્યો. જેથી વીસ રકાત માટે સહાબીઓનો ઈજમાઅ (સર્વસંમતિ) થઈ ગયો. *(બદાએઉસ્સનાએઅ, ભાગ–૧, પેજ–૨૮૮)*

અને ઉમ્દતુલ કારી, શરહે બુખારી, ભાગ–૫, પેજ–૩૫૫માં છે કે :–



**(અર્થ)** : અલ્લામા ઈબ્ને અબ્દુલ બરએ ફર્માવ્યું કે (૨૦) રકાત તરાવીહ) જમહૂર ઉલમાનો કૌલ છે, ઉલમાએ કૂફા, ઈમામ શાફઈ અને મોટા ભાગના ફકીહો એ જ પ્રમાણે ફર્માવે છે અને એ જ સહીહ છે. ઉબય ઈબ્ને કઅબથી મનકૂલ છે કે, એમાં સહાબીઓનો મતભેદ નથી.

અને અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું કે :–

**(અર્થ)** : સહાબીઓનો એ વાત પર ઈજમાઅત છે કે તરાવીહ વીસ (૨૦) રકાત છે.

અને મરાકિયુલ ફલાહ શરહે નૂરુલ ઈઝાહમાં છે :–

**(અર્થ)** : તરાવીહ વીસ (૨૦) રકાત છે એટલા માટે કે તેના પર સહાબાએ કિરામનો ઈજમાઅ છે.

અને મૌલાના અબ્દુલ હય સાહબ ફિરંગી મહલી ઉમ્દતુર્રિઆયહ હાશિયા શરહે વકાયહ, ભાગ–૧, પેજ–૧૭૫માં લખે છે કે :–

**(અર્થ)** : હઝરત ઉમર, હઝરત ઉષ્માન અને હઝરત અલી (رضوان اللہ تعالیٰ علیہم اجمعین)ના સમયમાં અને તેમના પછી પણ સહાબાએ કિરામનો ૨૦ રકાત તરાવીહ પર એહતેમામ સાબિત છે. આ વિષયની હદીષને ઈમામ માલિક, ઈબ્ને સઅદ અને ઈમામ બયહકી વગેરેએ તખરીજ કરી છે અને મુલ્લા અલી કારી علیہ الرحمۃ والرضوان લખે છે :–

**(અર્થ)** : સહાબાએ કિરામનો એ વાત પર ઈજમાઅ છે કે તરાવીહ વીસ (૨૦) રકાત છે. *(મિર્કાત, ભાગ–૨, પેજ–૧૭૫)*

વીસ રકાત જમહૂરનો કૌલ છે અને તેના પર અમલ છે :–

ઈમામ તિર્મિઝી رحمۃ اللہ علیہ ફર્માવે છે :–

**(અર્થ)** : અસંખ્ય ઉલમા (કષીર ઉલમા)નો તેના અમલ છે જે હઝરત મૌલા અલી, હઝરત ફારૂકે આ'ઝમ અને અન્ય સહાબીઓ (رضوان اللہ تعالیٰ علیہم اجمعین) થકી વીસ રકાત તરાવીહ મનકૂલ (નકલ થયેલ) છે. અને સુફયાન ષૌરી, ઈબ્ને મુબારક અને ઈમામ શાફઈ رحمۃ اللہ علیہ પણ એવું જ ફર્માવે છે (કે તરાવીહ વીસ રકાત છે.) અને ઈમામ શાફઈ رحمۃ اللہ علیہ એ ફર્માવ્યું કે અમે અમારા શહેર મક્કા શરીફમાં લોકોને વીસ રકાત તરાવીહ પઢતાં જોયા છે. *(તિર્મિઝી, બાબે કિયામે શહરે રમઝાન, પેજ–૯૯)*

અને મુલ્લા અલી કારી عَلَيْهِ الرَّحْمَةُ وَالرِّضْوَان શરહે નકાયહમાં લખે છે :–

**(અર્થ)** : વીસ રકાત તરાવીહ માટે મુસલમાનોનો ઈત્તેફાક (એકમતિ) છે એટલા માટે કે ઈમામ બયહકીએ સહીહ સનદો વડે રિવાયત કરી છે. હઝરત ઉમર ફારૂકે આ'ઝમ, હઝરત ઉષ્માનગની અને હઝરત મૌલા અલી (رِضْوَانُ اللهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْن)ના મુકદસ સમયોમાં સહાબાએ કિરામ અને તાબેઈને એઝામ વીસ (૨૦) રકાત તરાવીહ પઢયા કરતા હતા.

અને તહતાવી એલા મરાકીયુલ ફલાહ, પેજ–૨૨૪માં છે :–

**(અર્થ)** : હઝરત અબૂબક્ર સિદ્દીક رَضِىَ اللهُ عَنْهُ સિવાય અન્ય ખુલફાએ રાશિદીન رِضْوَانُ اللهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْن ના હમેશાં અમલથી ૨૦ રકાત તરાવીહ સાબિત છે. અને અલ્લામા ઈબ્ને આબિદીન શામી رَحْمَةُ اللهِ عَلَيْه લખે છે કે :–

**(અર્થ)** : તરાવીહ ૨૦ રકાત છે એ જ જમહૂર ઉલમાનો કૌલ (કથન) છે અને પૂર્વ તથા પશ્ચિમ આખી દુનિયાના મુસલમાનોનો એના પર અમલ છે. *(શામી, ભાગ–૧, મિસ્રી, પેજ–૧૫૯)*

અને શૈખ ઝૈનુદ્દીન ઈબ્ને નજીમ رَحْمَةُ اللهِ عَلَيْه લખે છે :–

**(અર્થ)** : વીસ રકાત તરાવીહ જમહૂર ઉલમાનો કૌલ છે એટલા માટે કે મુઅત્તા ઈમામ માલિકમાં હઝરત યઝીદ ઈબ્ને રૂમાન رَضِىَ اللهُ عَنْهُ થી રિવાયત છે. તેમણે ફર્માવ્યું કે, હઝરત ઉમર ફારૂકે આ'ઝમ رَضِىَ اللهُ عَنْهُ ના સમયમાં સહાબાએ કિરામ ત્રેવીસ રકાત પઢતા હતા (એટલે ૨૦ રકાત તરાવીહ અને ત્રણ રકાત વિત્ર) અને એના પર આખી દુનિયાના મુસલમાનોનો અમલ છે. *(બહર્રુરાઈક, ભાગ–૨, પેજ–૬૬)*

અને એનાદહ શરહે હિદાયહમાં છે :–

**(અર્થ)** : હઝરત ઉમર رَضِىَ اللهُ عَنْهُ ના પ્રારંભિક ખિલાફતકાળ સુધી સહાબીઓ તરાવીહ અલગ અલગ પઢતા હતા. બાદમાં હઝરત ઉમર رَضِىَ اللهُ عَنْهُ એ ફર્માવ્યું કે, એક ઈમામ પર સહાબાએ કિરામને એકત્ર કરવાનું બેહતર સમજું છું. પછી તેમણે હઝરત ઉબય ઈબ્ને કઅબ رَضِىَ اللهُ عَنْهُ પર સહાબાએ કિરામને એકત્ર કર્યા. હઝરત ઉબયે લોકોને પાંચ તરવીહા



એટલે કે ૨૦ રકાત પઢાવી.

અને કિફાયહમાં છે :–

**(અર્થ)** : તરાવીહ કુલ ૨૦ રકાત છે, અને એ અમારો મસ્લક છે. અને એ જ મસ્લક ઈમામ શાફઈ رَضِىَ اللهُ عَنْهُ નો પણ છે.

અને બદાએસ્સનાએઅ, ભાગ–૧, પેજ–૨૮૮માં છે :–

**(અર્થ)** : તરાવીહની સંખ્યા ૨૦ રકાત છે, પાંચ તરાવીહ દસ સલામની સાથે, દરેક બે સલામ એક તરાવીહ છે અને એ જ આમ ઉલમાનો કૌલ છે.

અને ઈમામ ગિઝાલી رَحْمَةُ اللهِ عَلَيْه લખે છે કે :–

**(અર્થ)** : તરાવીહ ૨૦ રકાત છે. *(અહયાઉલ ઉલૂમ, ભાગ–૨૦૧)*

અને શરહે વકાયા, ભાગ–૧, પેજ–૧૭૫માં છે :–

**(અર્થ)** : તરાવીહ વીસ રકાત મસ્નૂન છે. અને ફતાવાએ આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૧૦૮માં છે :–

**(અર્થ)** : તરાવીહ પાંચ તરવીહા છે, દરેક તરવીહા ચાર રકાતનો બે સલામ સાથે. એવું જ સિરાજિયહમાં છે, અને હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ મુહદ્દિષ દહેલ્વી رَحْمَةُ اللهِ عَلَيْه ફર્માવે છે :–

**(અર્થ)** : તરાવીહની સંખ્યા ૨૦ રકાત છે. *(હુજ્જતુલ્લાહુલ બાલિગહ, ભાગ–૧, પેજ–૧૮)*

## ★ વીસ રકાત તરાવીહની હિકમત ★

વીસ રકાત તરાવીહની હિકમત એ છે કે રાત તથા દિવસમાં કુલ વીસ રકાત ફર્ઝ તથા વાજિબ છે, સત્તર રકાત ફર્ઝ અને ત્રણ રકાત વિત્ર અને રમઝાનમાં ૨૦ રકાત તરાવીહ મુકર્રર કરવામાં આવી જેથી કરીને ફર્ઝ તથા વાજિબના દરજાઓ ઔર વધી જાય અને તેની સારી રીતે તકમીલ (પરીપૂર્ણતા) થઈ જાય. જેમ કે બહરુર્રાઈક, ભાગ–૨, પેજ–૬૭ પર છે :–

**(અર્થ)** : અલ્લામા હલબી رَحْمَةُ اللهِ عَلَيْه એ ઝિક્ર ફર્માવ્યું કે તરાવીહની

વીસ રકાતો હોવામાં હિકમત એ છે કે વાજિબ અને ફર્ઝ જે રાત દિવસમાં કુલ રકાતો છે તેની તકમીલના માટે સુન્નતો મુકર્રર થઈ છે તો તરાવીહ પણ ૨૦ રકાત થઈ જેથી કરીને મુકમ્મલ કરનારી તરાવીહ અને જેની તકમીલ થશે એટલે કે ફર્ઝ તથા વાજિબ બંને બરાબર થઈ જાય.

અને મરાકિયુલ ફલાહના કૌલ "તરાવીહ ૨૦ રકાત છે"ના હેઠળ અલ્લામા તહતાવી رحمۃ اللہ علیہ લખે છે :–

**(અર્થ)** : ૨૦ રકાત તરાવીહ મુકર્રર કરવામાં હિકમત એ છે કે, મુકમ્મલ કરનારી સુન્નતો રકાતો અને જેની તકમીલ થાય છે એટલે ફર્ઝ તથા વાજિબની રકાતોની સંખ્યા સરખી થઈ જાય.

અને દુર્રે મુખ્તાર મઅ શામી, ભાગ–૧, પેજ–૪૯૫માં છે :– **(અર્થ)** : તરાવીહ ૨૦ રકાત છે અને ૨૦ રકાત તરાવીહમાં હિકમત એ છે કે મુકમ્મિલ (મુકમ્મલ કરનાર) મુકમ્મલના બરાબર થાય.

અને દુર્રે મુખ્તારની એ જ ઈબારત હેઠળ શામીમાં નહરથી મનકૂલ છે :–

**(અર્થ)** : જાણી લો કે ફર્ઝો જો કે પહેલેથી પણ મુકમ્મલ છે પરંતુ માહે રમઝાનમાં તેના કમાલની અધિક્તાના સબબે એ મુકમ્મલ એટલે ૨૦ રકાત તરાવીહ વધારી દેવામાં આવી તો તે ખૂબ કામિલ થઈ ગયા.

## ★ ઈમામ પાછળ કિરાઅત પઢવા વિશે ★

**૧.** હઝરત અતાઈ ઈબ્ને યસ્સાર رضی اللہ عنہ થી રિવાયત છે કે તેમણે હઝરત ઝયદ ઈબ્ને ષાબિત رضی اللہ عنہ ને ઈમામની સાથે કિર્અત કરવાના બારામાં પૂછયું તો તેમણે ફર્માવ્યું કે ઈમામની સાથે કોઈ પણ નમાઝમાં કિર્અત જાઈઝ નથી ભલે સિર્રી (ધીમે) હોય કે જહરી (જોરથી.)

**૨.** હઝરત અબૂ મૂસા رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે જ્યારે તમે નમાઝ પઢો તો તમારી સફો સીધી કરો પછી તમારામાંથી કોઈ ઈમામત કરે તો જ્યારે તે તકબીર કહે તો તમે પણ તકબીર કહો અને જ્યારે તે કિર્અત કરે તો તમે ચૂપ રહો. *(મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ



علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે જે શખ્સ ઈમામની પાછળ નમાઝ પઢે તો ઈમામની તિલાવત મુકતદીની જ તિલાવત છે. *(મુઅત્તા ઈમામ મુહમ્મદ, પેજ–૯૯)* હઝરત મુહમ્મદ ઈબ્ને મુનીઅ અને ઈમામ ઈબ્ને હમામે ફર્માવ્યું કે આ આ સનદો મુસ્લિમ અને બુખારી શર્ત પર સહીહ છે.

**૪.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہ એ ફર્માવ્યું કે જે શખ્સ ઈમામની પાછળ નમાઝ પઢે તો ઈમામની તિલાવત તેના માટે પૂરતી છે. *(મુઅત્તા ઈમામ મુહમ્મદ, પેજ–૯૭)*

**૫.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલ કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે ઈમામ કેવળ એટલા માટે નિશ્ચિત કરાયો છે કે તેનું અનુસરણ કરવામાં આવે જેથી જ્યારે તે તિલાવત કરે તો તમે ખામોશ રહો. *(તહતાવી, પેજ–૧૦૬)*

મુસ્લિમ શરીફ, ભાગ–૧, પેજ–૧૭૫માં છે :–

**(અર્થ)** : અબૂબક્રએ સુલૈમાનને પૂછયું કે અબૂ હુરૈરહ્ની હદીષ કેવી છે ? તો તેમણે ફર્માવ્યું કે, સહીહ છે. એટલે તે હદીષ કે જ્યારે ઈમામ તિલાવત કરે તો તમે ખામોશ રહો.

**ચેતવણી** : સાહિબે હિદાયહ્એ (હિદાયહ્ના લેખકે) ઈમામની પાછળ કિર્અત ન કરવા સંબંધે સહાબીઓનો ઈજમાઅ નકલ કર્યો છે, જેમ કે હિદાયહ, ભાગ–૧, પેજ–૮૨માં છે :–

**(અર્થ)** : મુકતદી ઈમામની પાછળ કિર્અત ન કરે અને તેના પર સહાબાનો ઈજમાઅ છે.

અને "ઈનાયહ્"માં એના હેઠળ છે :–

**(અર્થ)** : હિદાયહના કૌલ "સહાબાનો ઈજમાઅ"નો મતલબ એ છે કે મોટા ભાગના સહાબીઓનો ઈજમાઅ છે એટલા માટે કે ઈમામની પાછળ કિર્અત કરવાથી મુકતદીને મના કરવામાં આવવું એ મોટા મોટા ૮૦ સહાબાએ કિરામથી રિવાયત થયેલ છે. અને ઈમામ શઅબીએ ફર્માવ્યું કે, મેં જંગે બદરમાં શરીક થનાર ૭૦ સહાબાએ કિરામથી મુલાકાત કરી, તે સર્વે ઈમામની પાછળ કિર્અત કરવાથી મુકતદીને મના ફર્માવતા હતા. અને કેટલાક લોકોએ કહ્યું કે સહાબાના

ઈજમાઅનો મતલબ મુજતહેદીન સહાબા તથા કેબાર (મહાન) સહાબાનો ઈજમાઅ છે. અને બેશક ! હઝરત અબ્દુલ્લાહ બયાન કરે છે કે મારા વાલિદ હઝરત ઝયદ ઈબ્ને અસ્લમ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી કરીમ علیہ الصلوٰۃ والتسلیم ના સહાબાએ કિરામમાંથી દસ હઝરાત એટલે હઝરત અબૂબક્ર સિદ્દીક, હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ, હઝરત ઉષ્માન ઈબ્ને અફ્ફાન, હઝરત અલી ઈબ્ને અબૂ તાલિબ, હઝરત અબ્દુર્રહ્માન ઈબ્ને ઔફ, હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ, હઝરત ઝયદ ઈબ્ને ષાબિત, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ(رِضْوَانُ اللهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَ) આ તમામે તમામ ઈમામની પાછળ કિર્અત કરવાને સખ્તીની સાથે મના ફર્માવતા હતા.

અને કિફાયહમાં છે :–

**(અર્થ)** : મોટા મોટા એંસી (૮૦) સહાબીઓના બારામાં રિવાયત આવી છે કે તેઓ મુકતદીને કિર્અતથી રોકતા હતા. તેઓમાં હઝરત અલી મુર્તઝા, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ પણ છે. અને દુર્રે મુખ્તારમાં છે :–

**(અર્થ)** : મુકતદી સૂરએ ફાતિહા અથવા કોઈ અન્ય સૂરતની કિર્અત કરશે નહીં, જો તેણે કિર્અત કરી તો મકરૂહે તહરીમી થશે.

## ★ ધીરેથી "આમીન" વિશે ★

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જ્યારે ઈમામ આમીન કહે તો તમે પણ આમીન કહો એટલા માટે કે જેની આમીન મલાઈકા (ફરિશ્તા)ની આમીનની માફક થશે તો તેના પાછલા ગુનાહો માફ કરી દેવામાં આવશે. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

અને એક રિવાયતમાં આ શબ્દો છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જ્યારે ઈમામ غَيْرِ الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ કહે તો તમે આમીન કહો.



એટલા માટે કે જેનું આમીન કહેવું ફરિશ્તાઓની આમીન કહેવા મુજબ હશે તો તેના પાછલા ગુનાહો બખ્શી દેવામાં આવશે. આ શબ્દો બુખારીના છે અને મુસ્લિમમાં પણ તેના જ જેમ છે. *(મિશ્કાત શરીફ, પેજ–૭૯)*

આ હદીષ શરીફથી બે વાતો સ્પષ્ટપણે જાણવા મળી : પ્રથમ એ કે મુકતદી ઈમામની પાછળ સૂરએ ફાતિહા ન પઢે એટલા માટે કે જો મુકતદીને સૂરએ ફાતિહા પઢવાનો હુકમ હોત તો હુઝૂર صلی اللہ علیہ وسلم એ રીતે ફર્માવત કે, જ્યારે તેમ **વલદ્દાલ્લીન** કહો તો આમીન કહો. જણાયું કે મુકતદી કેવળ આમીન કહેશે, **વલદ્દાલ્લીન** કહેવું ઈમામનું કામ છે.

## ★ રફએ યદૈન (હાથોને ઉઠાવવા) ★

**૧.** હઝરત અલ્કમાએ કહ્યું કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે હું તમારી સમક્ષ હુઝૂર صلی اللہ علیہ وسلم ની નમાઝ પઢું. પછી આપે નમાઝ પઢી અને કેવળ નમાઝની શરૂઆતમાં હાથોને ઉઠાવ્યા. ઈમામ તિર્મિઝીએ ફર્માવ્યું કે ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہ ની હદીષ હસન છે. અને ઉલમાએ સહાબા તથા ઉલમાએ તાબઈન એ જ ફર્માવે છે. (કે શરૂ નમાઝ સિવાય) રફએ યદૈન એટલે હાથ ઉઠાવવામાં ન આવે. *(તિર્મિઝી શરીફ, ભાગ–૧, પેજ–૩૫)*

**૨.** હઝરત બરાઅ ઈબ્ને આઝિબ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી કરીમ صلی اللہ علیہ وسلم જ્યારે નમાઝ શરૂ કરવા માટે તકબીર કહેતા તો પોતાના મુબારક હાથોને ઉઠાવતા એટલે સુધી કે હુઝૂર صلی اللہ علیہ وسلم ના અંગૂઠા કાનોની પટ્ટી સુધી પહોંચી જતા. પછી હુઝૂર صلی اللہ علیہ وسلم આખર નમાઝ સુધી રફએ યદૈન ન કરતા. (હાથ ન ઉઠાવતા) *(તહાવી, પેજ–૧૧૦)*

**૩.** હઝરત અસ્વદ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે મેં ફારૂકે આ'ઝમ હઝરત ઉમર رضی اللہ عنہ ને જોયા કે પ્રથમ તકબીરમાં હાથ ઉઠાવતા હતા, પછી નમાઝના અંત સુધી એવું ન કરતા. *(તહાવી, પેજ–૧૧૧)*

**૪.** હઝરત મુજાહિદ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે મેં હઝરત ઈબ્ને ઉમર رَضِیَ اللّٰہُ عَنْهُمَا ની ઈક્તેદામાં નમાઝ પઢી તો તેઓ કેવળ પ્રથમ તકબીરમાં રફએ યદૈન કરતા હતા. *(તહાવી)*

આ હદીષોથી સ્પષ્ટપણે માલૂમ થયું કે હુઝૂર સૈયદે આલમ ﷺ, હઝરત ફારૂકે આ'ઝમ, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ, હઝરત ઈબ્ને ઉમર તથા સહાબીઓ તથા તાબઈનના અન્ય મહાન ઉલમા رضوان الله تعالىٰ عليهم اجمعين કેવળ તકબીરે તહરીમાના સમયે રફએ યદૈન કરતા હતા, પછી અંતિમ નમાઝ સુધી એવું કરતા હતા.

અને અમુક રિવાયતોથી જે રુકૂઅથી પહેલાં અને બાદમાં રફએ યદૈન સાબિત છે તો તે હુકમ પહેલાં હતો, બાદમાં મન્સૂખ થઈ ગયો. જેમ કે અયની શારેહે બુખારીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર رضی الله عنه થી રિવાયત કરી છે કે :–

"હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર رضی الله عنه એ એક શખ્સને રુકૂઅમાં જતાં અને રુકૂઅથી ઉઠતી વખતે રફએ યદૈન કરતાં જોયો, તો આપે તેને ફર્માવ્યું કે એવું ન કરો ! એટલા માટે કે આ એવી ચીજ છે કે જેને હુઝૂર ﷺ એ પ્રથમ કરી હતી બાદમાં છોડી દીધી.





# દુરૂદ શરીફની ફઝીલત

**૧.** હઝરત અનસ رضی الله عنه એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે જે શખ્સ મારા પર એકવાર દુરૂદ મોકલશે તો ખુદા તઆલા એના પર દસવાર રહમત નાઝિલ ફર્માવશે અને તેના દસ ગુનાહ માફ ફર્માવશે અને દસ દરજા બુલંદ ફર્માવશે. *(નિસાઈ)*

صَلَّى اللهُ عَلَى النَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ صَلٰوةً
وَّسَلَامًا عَلَيْكَ يَارَسُوْلَ اللهِ

**૨.** હઝરત ઈબ્ને મસઊદ رضی الله عنه એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, **કિયામતના દિવસે લોકોમાં સૌથી અધિક મારી નિકટ તે શખ્સ હશે જેણે સૌથી વધુ મારા પર દુરૂદ મોકલ્યું હશે.** *(તિર્મિઝી)*

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا وَمَوْلٰنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا
وَمَوْلٰنَا مُحَمَّدٍ وَّبَارِكْ وَسَلِّمْ

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈયિદિના વ મૌલાના મુહમ્મદિંવ વ અલા આલિ સૈયિદિના વ મૌલાના મુહમ્મદિંવ વ બારિક વ સલ્લમ.**

**૩.** હઝરત ઉબય ઈબ્ને કઅબ رضی الله عنه એ ફર્માવ્યું કે, મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! હું આપના પર કષરતથી (ખૂબ જ પ્રમાણમાં) દુરૂદ પઢવા ઈચ્છું છું તો હવે તેના માટે મારા વિર્દ તથા વઝીફાઓના સમયોમાંથી કેટલો સમય નિશ્ચિત કરું ? ફર્માવ્યું, જેટલો તમે ઈચ્છો ! અર્ઝ કરી, ચોથો ભાગ ? ફર્માવ્યું, જેટલો તમે ચાહો અને જો વધારી આપો તો તમારા માટે વધુ બેહતર છે. મેં અર્ઝ કરી કે, શું અડધો ? ફર્માવ્યું, જેટલો તમે ચાહો અને જો એનાથી પણ અધિક કરી લો તો તમારા માટે અધિક સારું છે. મેં અર્ઝ કરી બેતૃત્યાંશ ? ફર્માવ્યું, જેટલો તમે ચાહો, જો વધુ કરી આપો તો તમારા માટે ઔર બેહતર છે. મેં અર્ઝ કરી

કે તો પછી સઘળો સમય દુરૂદ શરીફના માટે જ નિશ્ચિત કરી લઉં ? ફર્માવ્યું, એવું થાય તો તે તમારા સર્વ કામો માટે કાફી થશે અને તમારા ગુનાહો માફ કરી દેવામાં આવશે. *(તિર્મિઝી)*

**સલ્લલ્લાહુ અલન્ નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સલાતંવ્ વ સલામન્ અલૈક યા રસૂલલ્લાહ ﷺ.**

**૪.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, તે શખ્સનું નાક ધૂળમાં રગદોળાય જેની સમક્ષ મારું ઝિક્ર કરવામાં આવે અને તે મારા પર દુરૂદ ન પઢે. *(તિર્મિઝી)*

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈયિદિના વ મૌલાના મુહમ્મદિંવ વ અલા આલિ સૈયિદિના વ મૌલાના મુહમ્મદિમ્ મઅ્દનિલજૂદિ વલ્કરમિ વ આલિહી વ અસ્હાબિહી વ બારિક વ સલ્લિમ.**

**૫.** હઝરત અલી رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, અસલમાં (ખરેખર) બખીલ તે શખ્સ છે જેની સમક્ષ મારું ઝિક્ર થાય અને તે મારા પર દુરૂદ ન પઢે. *(તિર્મિઝી)*

**સલ્લલ્લાહુ અલન્નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સલાતંવ્ વ સલામન્ અલૈક યા રસૂલલ્લાહ !**

**૬.** હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, દુઆ આસમાન તથા જમીનની વચ્ચે મોઅલ્લક (અધ્ધર) રહે છે, તેમાંથી કાંઈ ઉપર નથી ચઢતું જ્યાં સુધી કે તું તારા નબી પર દુરૂદ ન મોકલે. *(તિર્મિઝી શરીફ)*

**અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ વબારિક અલા સૈયિદિના મુહમ્મદિંવ્ વ આલિહી વ સહબિહી અજમઈન.**

**ચેતવણી :** (૧) ઘણા ભાગે લોકો આજકાલ દુરૂદ શરીફને બદલે સલ્અમ, અમ., સલ., અ.સ., લખે છે એ **નાજાઈઝ** તથા **હરામ** છે. અને જો મઆઝલ્લાહ ! શાન ઘટાડવાનો ઈરાદો હશે તો કતઅન **કુફ્ર** છે. એ જ પ્રમાણે સહાબાએ કિરામ અને ઔલિયાએ એઝામ رضوان اللہ تعالیٰ علیہم اجمعین ના મુબારક નામોની સાથે **રદિયલ્લાહુ તઆલા**



**અન્હૂ** તથા **રહમતુલ્લાહિ અલૈહ**ને બદલે **રદિ.** તથા **રહ.** લખવું મકરૂહ તથા મેહરૂમીનો સબબ છે. *(ફતાવાએ અફ્રિકા, બહારે શરીઅત)*

(૨) જેમનાં નામ મુહમ્મદ, અહમદ, અલી, હસન, હુસૈન વગેરે હોય છે તો કેટલાક લોકો તેના નામો પર સલ. અલ. બનાવે છે એ પણ મના છે એટલા માટે કે તે જગાએ તો તે શખ્સ મુરાદ છે તેના પર દુરૂદના ઈશારાનો શો અર્થ ?!

## ★ દુરૂદે ગંજે આશિકાં ★

صَلَّى اللّٰهُ عَلَى النَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ صَلَاةً
وَّسَلَامًا عَلَيْكَ يَا رَسُوْلَ اللّٰهِ

**સલ્લલ્લાહુ અલન્નબિય્યિલ ઉમ્મિય્યિલ વ આલિહી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સલાતંવ્ વ સલામન્ અલૈક યા રસૂલલ્લાહ.**

જે શખ્સ હુઝૂરે અકદસ ﷺ થી સાચી મહોબ્બત રાખે, તમામ જહાનથી અધિક હુઝૂરની અઝમત દિલમાં જમાવે, હુઝૂરની શાન ઘટાડનારાઓથી બેઝાર અને તેમનાથી દૂર રહે તે જો આ દુરૂદ શરીફને જુમ્આની નમાઝ બાદ મદીના શરીફની તરફ મોઢું કરીને હાથ બાંધીને ઉભો રહીને સો વખત પઢે તો તેના માટે અગણિત ફાયદાઓ છે. જેમાંથી કેટલાક અહીં વર્ણણ કરવામાં આવે છે :–

**(૧)** આ દુરૂદ શરીફ પઢનાર પર ખુદા તઆલા ત્રણ હજાર રહમતો નાઝિલ ફર્માવશે. **(૨)** તેના પર બે હજાર પોતાના સલામ મોકલશે. **(૩)** પાંચ હજાર નેકીઓ તેના આમાલનામામાં લખાશે. **(૪)** તેના માલમાં તરક્કી આપશે. **(૫)** તેની ઔલાદ અને ઔલાદની ઔલાદમાં બરકત રાખશે. **(૬)** દુશ્મનો પર સરસાઈ આપશે. **(૭)** કોઈ દિવસે ખ્વાબમાં સરકારે અકદસ ﷺ ની ઝિયારતથી મુશર્રફ થશે. **(૮)** ઈમાન પર ખાત્મો થશે. **(૯)** કિયામતમાં હુઝૂર ﷺ ની શફાઅત વાજિબ થશે. **(૧૦)** અલ્લાહ તઆલા તેનાથી એવો રાજી થશે કે કદી નારાજ ન થશે.

# જમાઅત

**૧.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે નમાઝે બાજમાઅતનો સવાબ એકલા પઢવાની સરખામણીમાં સત્તાવીસ દરજા વધુ છે. *(બુખારી તથા મુસ્લિમ)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે મુનાફિકો માટે ફજર અને ઈશાની નમાઝોથી વધુ કોઈ નમાઝ અઘરી નથી. જો લોકો જાણતા કે આ બંને નમાઝોમાં શું અજર તથા સવાબ છે તો ઘસડાતા ઘસડાતા ચાલીને તેમાં શરીક થાત. *(બુખારી તથા મુસ્લિમ)*

**૩.** હઝરત ઉષ્માન رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જેણે ઈશાની નમાઝ જમાઅત સાથે પઢી તો જાણે અડધી રાત સુધી ઈબાદતમાં ઉભો રહ્યો અને જેણે ફજરની નમાઝ જમાઅતથી અદા કરી તો જાણે તેણે આખી રાત નમાઝ પઢી. *(મુસ્લિમ શરીફ)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, કસમ છે તે ઝાતની જેની કુદરતના તાબામાં મારી જાન છે કે મારો જીવ ચાહે છે કે હું લાકડીઓ એકત્ર કરવાનો હુકમ આપું, જ્યારે લાકડીઓ એકત્ર થઈ જાય તો નમાઝનો હુકમ આપું કે તેની અઝાન આપવામાં આવે. પછી કોઈને હુકમ આપું કે તે લોકોને નમાઝ પઢાવે. પછી હું તે લોકોની તરફ જાઉં જેઓ નમાઝમાં હાજર નથી થતા એટલે સુધી કે તેમનાં ઘરોને સળગાવી દઉં. *(બુખારી શરીફ તથા મુસ્લિમ શરીફ)*

**૫.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જો ઘરોમાં સ્ત્રીઓ અને બાળકો ન હોય તો હું ઈશાની નમાઝ કાયમ કરત અને આપણા યુવાનોને હુકમ આપી દેત કે જે કાંઈ (બેનમાઝીઓના) ઘરોમાં છે આગથી સળગાવી દે. *(અહમદ)*

**૬.** હઝરત અબૂ દરદા رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જે આબાદી કે જંગલમાં ત્રણ માણસો હોય અને તેમાં નમાઝ



જમાઅતથી કાયમ કરવામાં ન આવે તો શૈતાન તેમના પર ગાલિબ આવી જાય છે જેથી જમાઅતને લાઝિમ જાણો. *(અહમદ, અબૂદાઊદ)*

**ચેતવણી : (૧)** આકિલ, બાલિગ, કાદિર પર જમાઅત વાજિબ છે વિના ઉઝર એકવાર પણ છોડનાર ગુનેહગાર અને સજાનો હક્કદાર છે અને કેટલીયેવાર તર્ક કરે તો **ફાસિક મરદૂદુશ્શહાદહ** (જેની ગવાહી અમાન્ય) છે, તેને સખત સજા આપવામાં આવશે. જો પડોશીઓએ મૌન અપનાવ્યું (એટલે કે જમાઅતમાં શરીક થવાની તાકીદ ન કરી અને મૌન રહ્યા) તો તેઓ પણ ગુનેહગાર થશે. *(બહારે શરીઅત, ભાગ–૩, પેજ–૩૩૭)*

અને તન્વીરુલ અબ્સાર તથા દુર્રે મુખ્તારમાં છે :–

**(અર્થ)** : (જેનો અર્થ ઉપર મુજબ છે) અને તહતાવી, પેજ–૧૭૧માં એ જ પ્રમાણે છે અને ફતાવાએ આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૭૭ માં એ જ પ્રમાણે છે.

અને અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૪૫૮માં છે :–

**(અર્થ)** : શૈખ ઈબ્ને હુમામ رحمۃ اللہ علیہ એ નકલ ફર્માવ્યું કે, આપણા ઘણા જ બધા મશાઈખનો મઝહબ એ છે કે **જમાઅત વાજિબ** છે અને **તેનું નામ સુન્નત એ કારણે છે કે તેનું વાજિબ હોવું સુન્નતથી સાબિત છે.**



# મસ્જિદના ફઝાઈલ

**૧.** હઝરત ઉષ્માન رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જે શખ્સ ખુદા તઆલા (ની રઝા) માટે મસ્જિદ બનાવશે તો ખુદા તઆલા તેના બદલામાં જન્નતમાં ઘર બનાવશે. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે ખુદા તઆલાની નજીક તમામ આબાદીઓમાં સૌથી પ્રિય જગાઓ તેની મસ્જિદો છે અને બદ્તરીન સ્થાનો બજારો છે. *(મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત ઉષ્માન ઈબ્ને મઝઊન رضی اللہ عنہ એ કહ્યું કે મેં હુઝૂર صلی اللہ علیہ وسلم ને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! صلی اللہ علیہ وسلم મને તારિકુદુન્યા (સન્યાસી) થવાની ઈજાઝત આપો ! હુઝૂરે ફર્માવ્યું કે મારી ઉમ્મતના માટે દુનિયાનો ત્યાગ એ જ છે કે તેઓ મસ્જિદોમાં બેસીને નમાઝનો ઈંતેઝાર કરે. *(શરહુસ્સુન્નહ્, મિશ્કાત શરીફ)*

**૪.** હઝરત મઆઝ ઈબ્ને કુર્રા رضی اللہ عنہما પોતાના બાપથી રિવાયત કરે છે કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ તે બે સબ્ઝી (શાકભાજી)ઓને ખાવાથી મના ફર્માવ્યું, એટલે પ્યાઝ તથા લસણથી, અને ફર્માવ્યું કે એને ખાઈને કોઈ શખ્સ હરગિઝ અમારી મસ્જિદોની નજીક ન આવે. અને ફર્માવ્યું કે એને ખાવા જ ચાહતા હોય તો પકાવીને તેની ગંધ દૂર કરી લીધા કરે. *(અબૂ દાઊદ)*

હઝરત શયખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ ફર્માવે છે કે :–

"દરેક તે ચીજ કે જેની ગંધ નાપસંદ હોય તે આ હુકમમાં દાખલ છે ચાહે તે ખાવાની ચીજોમાંથી હોય કે ન હોય. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૩૨૮)*

**૫.** હઝરત હસન બસરી رضی اللہ عنہ થી મુર્સલ તરીકાથી રિવાયત છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે એક જમાનો એવો આવશે કે લોકો મસ્જિદોમાં દુનિયાની વાતો કરશે તો એ સમયે તમે તે લોકોની પાસે બેસશો નહીં.



ખુદા તઆલાને એ લોકોની કાંઈ પરવા નથી. *(બયહકી)*

હઝરત શયખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે :–

"ખુદા તઆલા એ લોકોથી બેઝાર છે." *(અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૩૩૯)*

**સૂચના : (૧)** મસ્જિદમાં કાચુ લસણ અથવા પ્યાજ ખાવા અથવા ખાઈને જવું જાઈઝ નથી જ્યાં સુધી કે ગંધ બાકી હોય. અને આ જ હુકમ દરેક તે ચીજનો છે જેમાં ગંધ હોય, જેમ કે બીડી, સિગરેટ પીને અથવા મૂળી ખાઈને જવું તેમજ જેને મોં ગંધાવાની બીમારી હોય અથવા કોઈ બદ્બૂદાર દવા લગાડી હોય તો જ્યાં સુધી ગંધ દૂર ન થાય તો આ સૌએ મસ્જિદમાં આવવાની મનાઈ છે. એ જ પ્રમાણે મસ્જિદમાં એવી માચીસ અને દીવાસળી સળગાવવી કે જેને ઘસવાથી ગંધ ઉડતી હોય તો મના છે. *(દુર્રે મુખ્તાર, રદ્દુલ મુહતાર, બહારે શરીઅત)*

**(૨)** મસ્જિદમાં ઘાસતેલ (કેરોસીન) સળગાવવું હરામ છે પણ જ્યારે કે તેની ગંધ દૂર કરી દેવામાં આવે. *(ફતાવા રઝવિય્યહ્, ભાગ–૩, પેજ–૫૯૮)*

**(૩)** મસ્જિદથી જોડાયેલ કોઈ મકાન મસ્જિદથી ઊંચુ હોય તો વાંધો નથી, એટલા માટે **મસ્જિદ એ જાહેરી દીવાલોનું નામ નથી, બલ્કે એ જગાના વિસ્તારમાં સાતેવ આસ્માનો સુધી સૌ મસ્જિદ છે.** દુર્રે મુખ્તાર તથા રદ્દુલ મુહતારમાં એ જ પ્રમાણે છે :–

**(૪)** મસ્જિદમાં પ્રવેશ કરતી વખતે પ્રથમ જમણો પગ અંદર રાખે અને આ દુઆ પઢો :–

اَللّٰھُمَّ افْتَحْ لِیْ اَبْوَابَ رَحْمَتِكَ એટલે "હે અલ્લાહ ! તું તારી રહમતના દરવાજા મારા માટે ખોલી આપ."

**(૫)** મસ્જિદથી નીકળતી વખતે પ્રથમ ડાબો પગ બહાર રાખે અને આ દુઆ પઢો :–

اَللّٰھُمَّ اِنِّیْ اَسْئَلُكَ مِنْ فَضْلِكَ એટલે "હે અલ્લાહ ! હું તારાથી તારા ફઝલનો સવાલ કરું છું."

# જુમ્આ

**૧.** હઝરત સલ્માન رضي الله عنه એ કહ્યું કે, સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે, જે શખ્સ જુમ્આના દિવસે સ્નાન કરે અને જે રીતે શક્ય હોય તે પાક સાફ સુથરુ કરે અને તેલ લગાડે અથવા ખુશ્બુ ઘસે જે ઘરમાં ઉપલબ્ધ હોય. પછી ઘરેથી નમાઝના માટે નીકળે અને બે માણસોની વચ્ચે (પોતાના બેસવા તથા આગળ જવા માટે) ફાંટો ન કાઢે. (જ્યાં જગા મળે બેસી જાય) પછી નમાઝ પઢે જે મુકર્રર કરી આપવામાં આવી છે. પછી જ્યારે ઈમામ ખુત્બો પઢે તો ખામોશ બેસી રહે, તો તેના તે તમામ ગુનાહો જે એક જુમ્આથી બીજી જુમ્આ સુધી તેણે કર્યા છે (તે સર્વ) માફ કરી આપવામાં આવશે. *(બુખારી શરીફ)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضي الله عنه એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે જુમ્આના દિવસે ફરિશ્તા મસ્જિદના દરવાજે ઉભા રહીને મસ્જિદમાં આવનારાઓની હાજરી નોંધે છે. જે લોકો પ્રથમ આવે છે તેમને પ્રથમ અને જેઓ બાદમાં આવે છે તેમને બાદમાં. અને જે શખ્સ જુમ્આની નમાઝ માટે પ્રથમ ગયો તેનું દષ્ટાંત તે શખ્સની જેમ છે જેણે ગાય મોકલી, ત્યારબાદ જે તેના પછી આવે તે શખ્સની જેમ છે જેણે ઘેટું મોકલ્યું, પછી જે ત્યારબાદ આવે તે એ શખ્સની જેમ છે જેણે મરઘી મોકલી અને જે તેના પછી આવે તે એ શખ્સની જેમ છે જેણે ઈંડુ મોકલ્યું. પછી જ્યારે ઈમામ ખુત્બા માટે ઉઠે છે તો ફરિશ્તા પોતાના કાગળો લપેટી લે છે અને ખુત્બો સાંભળવામાં મશગૂલ થઈ જાય છે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ رضي الله عنه એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે જે શખ્સે કોઈ શરઈ ઉઝર (મજબૂરી) વગર જુમ્આની નમાઝ છોડી તો તેણે જોઈએ કે એક દીનાર (અશરફી) સદકો કરે, જો એટલું શક્ય ન હોય તો અડધો દીનાર. *(અહમદ, અબૂદાઊદ)*



**૪.** હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ رضي الله عنه એ કહ્યું કે, હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, હાજર રહો ખુત્બાના સમયે અને ઈમામની નજીક રહો, એટલા માટે કે **માણસ જેટલા પ્રમાણમાં દૂર રહેશે તેટલા પ્રમાણમાં જન્નતમાં પાછળ રહેશે** ભલે તે જન્નતમાં દાખલ જરૂર થશે. *(અબૂદાઊદ)*

**૫.** હઝરત ઈબ્ને ઉમર رضي الله عنه એ કહ્યું કે, રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, જે શખ્સને મસ્જિદમાં જુમ્આના દિવસે ઊંઘ આવે તો તેણે જોઈએ કે તે પોતાની જગા બદલી નાખે. *(તિર્મિઝી)*

**૬.** હઝરત અનસ رضي الله عنه એ ફર્માવ્યું કે, હુઝૂર ﷺ સખત ઠંડીની ઋતુમાં જુમ્આની નમાઝ જલ્દી પઢતા અને સખત ગરમીના દિવસોમાં મોડેથી પઢતા. *(બુખારી શરીફ)*

**ચેતવણી : (૧)** ખતીબની સામે જે અઝાન થાય છે જેનો જવાબ મુક્તદીઓએ કદી પણ ન આપવો જોઈએ એ જ વધુ સારું છે. *(ફતાવાએ રઝવિય્યહ્)* અને દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર, ભાગ–૧, પેજ–૩૮૦માં એ જ પ્રમાણે છે.

અને રદ્દુલ મુહતાર, ભાગ–૧, પેજ–૫૭૫માં છે, "એ સમયે અઝાનનો જવાબ આપવો મકરૂહ છે.

**(૨)** ખુત્બામાં હુઝૂર અકદસ ﷺ નું નામે પાક સાંભળીને અંગૂઠા ન ચુમે, આ હુકમ કેવળ ખુત્બા માટે જ છે નહીં સામાન્ય સ્થિતિઓમાં નામે પાકે સાંભળીને આ અંગૂઠા ચુમવા મુસ્તહબ છે. અને (ખુત્બાની હાલતમાં) દુરૂદ શરીફ દિલમાં પઢે.... જીભને હલાવે નહીં, એટલા માટે કે **જીભથી મૌન રાખવું ફર્ઝ** છે. *(ફતાવાએ રઝવિય્યહ્)* અને દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર, ભાગ–૧, પેજ–૫૭માં એ જ પ્રમાણે છે.

**(૩)** ગૈર અરબીમાં ખુત્બો પઢવો અથવા અરબીની સાથે બીજી ભાષાને સમાવી લેવી "મકરૂહ" અને સુન્નતે મુતવારિષહની વિરૂધ્ધ છે. *(ફતાવા રઝવિય્યહ્, બહારે શરીઅત)*

**(૪)** દેહાત (ગામડા)માં જુમ્આ જાઈઝ નથી (આમ્મએ કુતુબ) પરંતુ અવામ જો પઢતી હોય તો તેમને મના ન કરવામાં આવે. *(ફતાવા રઝવિય્યહ્, ભાગ–૩)*

**(૫)** કેમ કે દેહાત (ગામડા)માં જુમ્આ જાઈઝ નથી એટલા માટે ગામડામાં જુમ્આની નમાઝ પઢવાથી તે દિવસની ઝોહર સાકિત થતી નથી, જેથી ગામડામાં **જુમ્આ પઢયા બાદ ચાર રકાત ઝોહર ફર્ઝ પઢવી** જરૂરી છે. *(ફતુબે આમ્મહ)*

## ★ ખુત્બાની અઝાન ક્યાં આપવામાં આવે ? ★

**૧.** હઝરત સાઈબ ઈબ્ને યઝીદ رضی اللہ عنہ થી મરવી છે. તેમણે ફર્માવ્યું કે જયારે હુઝૂર صلی اللہ علیہ وسلم જુમ્આના દિવસે મિમ્બર પર તશરીફ રાખતા તો હુઝૂરની સામે મસ્જિદના દરવાજા પર અઝાન થતી અને એવી જ હઝરત અબૂબક્ર તથા ઉમર رضی اللہ عنہما ના સમયમાં પણ પ્રણાલિ હતી. *(અબૂ દાઊદ, ભાગ–૧, પેજ–૧૬૨)*

આ હદીષ શરીફથી જણાયું કે ખુત્બાની અઝાન મસ્જિદની બહાર પઢવી સુન્નત છે. હુઝૂર સૈયદે આલમ صلی اللہ علیہ وسلم ના મુબારક જમાનામાં ખુત્બાની અઝાન મસ્જિદની બહાર જ થતી હતી. એટલા માટે ફુકહાએ કિરામ મસ્જિદની અંદર અઝાન આપવાને મના ફર્માવે છે. જેમ કે ફતાવાએ કાઝીખાન, ભાગ–૧, મિસ્રી, પેજ–૭૮ અને ફતાવાએ આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૫૫ અને બહર્રુરાઈક, ભાગ–૧, પેજ–૨૬૭માં છે : "મસ્જિદની અંદર અઝાન આપવી મના છે." અને ફત્હુલ કદીર, ભાગ–૧, પેજ–૨૧૫માં છે : "ફુકહાએ કિરામે ફર્માવ્યું કે મસ્જિદમાં અઝાન ન આપવામાં આવે." અને તહતાવી અલલ મરાકિયુલ ફલાહ, પેજ–૧૭માં છે : "મસ્જિદમાં અઝાન આપવી મકરૂહ છે." એ જ પ્રમાણે કહસ્તાનીમાં નઝમથી છે. જેથી જે રિવાજ થઈ ગયો છે કે અઝાન મસ્જિદની અંદરના ભાગે આપવામાં આવે છે એ ગલત છે. મુસલમાનોએ આ ગલત રિવાજને છોડી દઈને હદીષ અને ફિકહ પર અમલ કરવો જોઈએ.



# ઈદ અને બકરા ઈદ

**૧.** હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી કરીમ صلی اللہ علیہ وسلم જયારે હિજરત ફર્માવી મદીના મુનવ્વરા તશરીફ લાવ્યા તો હુઝૂર صلی اللہ علیہ وسلم ને માલૂમ થયું કે અહીંના લોકો વરસમાં બે દિવસ ખેલકૂદ કરે છે, ખુશી મનાવે છે. એના પરથી લોકોને પૂછયું શકે, આ બંને દિવસો કેવા છે ? લોકોએ અર્ઝ કરી કે આ દિવસોમાં અમે લોકો જાહિલિયતના સમયમાં ખુશીઓ મનાવતા હતા અને ખેલકૂદ કરતા હતા. હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે અલ્લાહ તઆલાએ તમારા માટે આ બંનેને એનાથી બેહતર દિવસોમાં તબદીલ કરી દીધા છે, તેમાંથી એક ઈદુલ ફિત્ર અને બીજો ઈદુદુહા છે. *(અબૂ દાઊદ, મિશ્કાત)*

**૨.** હઝરત અબૂ હવૈરષ رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ અમ્ર ઈબ્ને હઝરમને જયારે કે તે નજરાનમાં હતા, લખ્યું કે બકરા ઈદની નમાઝ જલ્દી પઢો અને ઈદુલ ફિત્રની નમાઝ મોડેથી પઢો અને લોકોને વઅઝ સંભળાવો. *(મિશ્કાત)*

**૩.** હઝરત જાબિર ઈબ્ને સમુરહ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, મેં રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم ની સાથે ઈદોની નમાઝો અઝાન તથા ઈકામત વિના પઢી છે, એકવાર નહીં બલ્કે કેટલીયે વાર ! *(મુસ્લિમ શરીફ)*

**૪.** હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે ઈદુલ ફિત્રના દિવસે જયાં સુધી હુઝૂર صلی اللہ علیہ وسلم અમુક ખજૂરો ન ખાઈ લેતા ત્યાં સુધી ઈદગાહે તશરીફ ન લઈ જતા અને આપ તાજા ખજૂરો તનાવુલ ફર્માવતા. *(બુખારી શરીફ)*

**૫.** હઝરત બુરીદા رضی اللہ عنہ એ ફર્માવ્યું કે ઈદુલ ફિત્રના દિવસે જયાં સુધી હુઝૂર صلی اللہ علیہ وسلم કાંઈક ખાઈ ન લેતા ઈદગાહે તશરીફ ન લઈ જતા અને ઈદુદુહાના દિવસે ત્યાં સુધી કાંઈ ન ખાતા જયાં સુધી કે નમાઝ ન પઢી લેતા. *(તિર્મિઝી, ઈબ્ને માજહ)*

**૬.** હઝરત જાબિર رضی اللہ عنہ એ ફર્માવ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم ઈદના દિવસે

બે વિવિધ રસ્તાઓએથી આવતા જતા હતા. *(બુખારી શરીફ)*

**સૂચના : (૧)** ઈદોની નમાઝ પછી મુસાફો તથા મુઆનિકા (ગળે મળવું) કરવું જેમ કે સામાન્યતઃ મુસલમાનો રિવાજ છે એ બેહતર છે, એટલા માટે કે તેમાં ખુશીનું પ્રદર્શન છે. *(બહારે શરીઅત)*

**(૨) ઔરતો માટે ઈદોની નમાઝ જાઈઝ નથી** એટલા માટે કે ઈદગાહમાં પુરૂષોની સાથે ભેળસેળ થવાનું થશે અને એટલા માટે હવે **ઔરતોએ કોઈ નમાઝમાં જમાઅતની હાજરી જાઈઝ નથી, દિવસની નમાઝ હોય કે રાતની, જુમ્આ હોય કે ઈદોની, ભલે તેણી યુવાન હોય કે વૃધ્ધા.** જેમ કે તન્વીરુલ અબ્સાર તથા રદુલ મુહતારમાં છે. અને જો **કેવળ સ્ત્રીઓ જમાઅત કરે તો એ પણ નાજાઈઝ** છે, એટલા માટે કે કેવળ ઔરતોની જમાઅત **નાજાઈઝ** તથા **મકરૂહે તહરીમી** છે જેમ કે ફતાવાએ આલમગીરી, ભાગ-૧, મિસ્રી, પેજ-૮૦માં અને દુર્રે મુખ્તારમાં છે. અને **જો વ્યક્તિગત અલગ અલગ પઢશે તો પણ નમાઝ જાઈઝ ન થશે, એટલા માટે કે ઈદોની નમાઝના માટે જમાઅત શર્ત છે.** હા, સ્ત્રીઓ તે દિવસે પોતપોતાના ઘરોમાં **વ્યક્તિગત નફ્લ નમાઝ પઢે** તો સવાબ તથા બરકત અને નેઅમતનો સબબ છે.





# કિતાબુલ જનાઇઝ

## ★ બીમારી ★

**૧.** હઝરત અબૂ સઈદ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, મુસલમાનને કોઈ રંજ, કોઈ દુઃખ, કોઈ તકલીફ, કોઈ ઈજા અને કોઈ ગમ નથી પહોંચતો એટલે સુધી કે કાંટો જે તેને ખુપી જાય, પણ અલ્લાહ તઆલા તેના સબબે તેના ગુનાહોને મિટાવી આપે છે. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضی اللہ تعالیٰ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, નથી પહોંચતી મુસલમાનને કોઈ તકલીફ બીમારી અથવા એના સિવાય કાંઈ અન્ય પરંતુ અલ્લાહ તઆલા તેના સબબથી તેના (સગીરા) ગુનાહો નષ્ટ કરી આપે છે, જેમ કે ઝાડથી પાંદડાં ખરે છે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم ની સમક્ષ તાવનું વર્ણન કરવામાં આવ્યું તો એક શખ્સે તાવને બુરો કહ્યો. હુઝૂરે ફર્માવ્યું કે, તાવને બુરો ન કહો એટલા માટે કે તે (મો'મિન)ને **ગુનાહથી એવી રીતે પાક કરી આપે છે જેવી રીતે આગ લોખંડના મેલને સાફ કરી આપે છે.** *(ઈબ્ને માજહ, મિશ્કાત શરીફ)*

**૪.** હઝરત મુહમ્મદ ઈબ્ને ખાલિદ સુલમી પોતાના બાપથી રિવાયત કરે છે કે તેમના દાદાએ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, **બંદાના માટે ઈલ્મે ઈલાહીમાં જ્યારે કોઈ કમાલનો મર્તબો મુકદ્દર બને છે અને તે પોતાના અમલથી તે મર્તબા સુધી નથી પહોંચી શક્તો તો ખુદા તઆલા તેના શરીર અથવા માલ અથવા ઔલાદ પર મુસીબત નાખે છે પછી તેના પર સબ્ર અતા ફર્માવે છે. એટલે સુધી કે તેને તે મર્તબા સુધી પહોંચાડી આપે છે** જે તેના માટે ઈલ્મે ઈલાહીમાં મુકદ્દર થઈ ચૂક્યો છે. *(અહમદ, અબૂ દાઊદ)*

**૫.** હઝરત આઈશા رضی اللہ عنہا એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **જ્યારે બંદાના ગુનાહો વધારે થઈ જાય છે અને તેના અમલમાં કોઈ એવી ચીજ નથી જે ગુનાહોનો કફ્ફારો બની શકે તો અલ્લાહ તઆલા તેને ગમ અને પરેશાનીમાં નાખી દે છે જેથી કરીને તેના ગુનાહોનો કફ્ફારો બની જાય.** *(અહમદ, મિશ્કાત શરીફ)*

**૬.** હઝરત સઅદ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, નબી કરીમ صلی اللہ علیہ وسلم થી દર્યાફત કરવામાં આવ્યું કે કયા લોકો બલાઓમાં સપડાય છે ? હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, (સૌ પ્રથમ) અંબિયાએ કિરામ પછી તેમના પછી જે અફઝલ છે, પછી તેમના પછીના જે અફઝલ છે. એટલે મર્તબાઓ પ્રમાણે આદમીમાં દીનની સાથે જેવો સંબંધ હોય છે તેના પ્રમાણે બલાઓમાં નાખવામાં આવે છે. **જો દીનમાં સખ્ત (મજબૂત) છે તો બલા પણ તેના પર સખત હશે, અને જો દીનમાં કમજોર છે તો તેના પર આસાની કરવામાં આવે છે.** આ ક્રમ હમેશાં રહે છે એટલે સુધી કે જમીન પર તે એવી રીતે ચાલે છે કે તેના પર કોઈ ગુનાહ નથી રહેતો. *(તિર્મિઝી, ઈબ્ને માજહ, દારમી)*

**૭.** હઝરત જાબિર ઈબ્ને અતીક رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, ખુદા તઆલાની રાહમાં કત્લના ઉપરાંત **સાત શહાદતો** અન્ય છે : જે પ્લેગમાં મરે શહીદ છે, જે ડૂબીને મરે શહીદ છે, જે ન્યુમોનિયામાં મરે શહીદ છે, જે આગમાં સળગી મરે તે શહીદ છે, જે ઈમારત નીચે દબાઈને મરી જાય શહીદ છે અને જે સ્ત્રી બાળકના જન્મ વખતે મરી જાય તે શહીદ છે. *(માલિક, અબૂદાઊદ, મિશ્કાત)*

**ફાયદો** : બીમારીથી જાહેરી રીતે તો તકલીફ પહોંચે છે પરંતુ હકીકતમાં તે ઘણી જ મોટી નેઅમત છે, જેના થકી મો'મિનને કાયમી રાહત તથા આરામનો ઘણો મોટો ખજાનો હાથ આવે છે એટલા માટે કે આ જાહેરી બીમારી હકીકતમાં રૂહાની બીમારીઓનો એક મોટો જબરદસ્ત ઈલાજ છે, શરત એ કે માણસ મો'મિન હોય અને સખતથી સખત બીમારીમાં સબર તથા શુક્રથી કામ લે. જો સબર ન કરે બલ્કે હાય વોય કરે તો બીમારીથી કોઈ આંત્રિક ફાયદો પહોંચશે નહીં એટલે સવાબથી



મહરૂમ રહેશે. કેટલાક નાદાનો બીમારીમાં ખૂબ જ અયોગ્ય શબ્દો બોલી ઉઠે છે અને કેટલાક તો ખુદા તઆલાની ઝાત પ્રત્યે જુલ્મની નિસ્બત કરીને કુફ્ર સુધી પહોંચી જાય છે. આ તેમની અતિશય બદ્બખ્તી તથા દુનિયા તથા આખેરતની હલાકત (તબાહી)નો સબબ છે. અલ્ અયાઝુબિલ્લાહિ તઆલા.

## ★ બીમારની ખબર લેવા વિશે ★

**૧.** હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ ફર્માવ્યું કે, મેં નબી કરીમ صلی اللہ علیہ وسلم ને ફર્માવતાં સાંભળ્યું કે, જ્યારે કોઈ મુસલમાન પોતાના મુસલમાન ભાઈની સવારના સમયે ખબર પૂછવા જાય છે તો સાંજ સુધી **સિત્તેર હજાર ફરિશ્તાઓ તેના માટે રહમત તથા મગફિરતની દુઆ કરે છે.** અને જે સાંજના સમયે ખબર પૂછવા જાય છે તેના માટે સિત્તેર હજાર ફરિશ્તાઓ સવાર સુધી મગફિરતની દુઆ કરે છે અને તેના માટે જન્નતમાં એક બાગ છે. *(તિર્મિઝી શરીફ, અબૂ દાઊદ)*

**૨.** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જેણે સારું વુઝૂ કર્યું અને કેવળ સવાબ હાંસલ કરવાના આશયે પોતાના મુસલમાન ભાઈની અયાદત (ખબર પૃચ્છા) કરી તો તેને સાઈઠ વરસની મુસાફરીના અંતર પર દોઝખથી દૂર કરી દેવામાં આવે છે. *(અહમદ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જે શખ્સ બીમારની અયાદત માટે જાય છે તો આસ્માનેથી એક મુનાદી (ગૈબી અવાજ પોકારનાર) નિદા (પોકાર) કરે છે કે, તું સારો છે અને તારું ચાલવું સારું અને જન્નતની એક મંઝિલને તેં (પોતાનુ) ઠેકાણુ બનાવી લીધી. *(ઈબ્ને માજહ)*

**૪.** હઝરત જાબિર رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, જે શખ્સ મરીઝ (બીમાર)ની અયાદત (ખબર લેવા) માટે જાય તો તે રહમતના દરિયામાં ડૂબકી મારેલો રહે છે જ્યાં સુધી કે બેસી નથી જતો અને જ્યારે બેસી જાય છે તો રહમતના દરિયામાં ડૂબી જાય છે. *(અહમદ, માલિક)*

૫. હઝરત અબૂ સઈદ ઈબ્ને મુસૈઈબ رضی اللہ عنہ થી મુરસલન્ મન્કૂલ છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે બેહતરીન અયાદત એ છે કે મિજાઝપુર્સી બાદ તુરત ઉઠી જાય. *(બયહકી, મિશ્કાત શરીફ)*

૬. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે, હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, જે મુસલમાન કોઈ મુસલમાનની અયાદત માટે જાય તો સાત વખત આ દુઆ પઢે :–

اَسْــاَلُ اللّٰهَ الْعَظِـيْمَ رَبَّ الْعَرْشِ الْعَظِيْمِ اَنْ يَّشْفِيَــكَ

અસ્અલુલ્લાહલ્અઝીમ રબ્બલ્ અર્શિલ અઝીમિ અંયશફિયક★. જો મૌતનો સમય નથી આવી ગયો તો જરૂર તેને શિફા મળશે. *(અબૂ દાઊદ, તિર્મિઝી)*

## ★ દવા વિશે ★

૧. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, ખુદા તઆલાએ કોઈ એવી બીમારી નથી પેદા કરી જેના માટે શિફા એટલે દવા ન ઉતારી હોય. *(બુખારી શરીફ)*

૨. હઝરત જાબિર رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, દરેક બીમારીની દવા છે, જ્યારે બીમારીને (તેની સહી) દવા પહોંચાડી દેવામાં આવે છે તો ખુદા તઆલાના હુકમથી બીમાર સાજો થઈ જાય છે. *(મુસ્લિમ શરીફ)*

3. હઝરત અબૂદાઊદ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, ખુદા તઆલાએ બીમારી પેદા કરી છે અને દવા પણ, અને દરેક બીમારીની દવા મુકર્રર ફર્માવી છે જેથી દવા કરો પરંતુ હરામ ચીજથી દવા ન કરો. *(અબૂ દાઊદ)*

૪. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ નજિસ (નાપાક) દવા (ના વપરાશ)થી મના ફર્માવ્યું છે. *(અહમદ, અબૂદાઊદ, તિર્મિઝી, ઈબ્ને માજહ)*

*(★ એટલે કે અલ્લાહ બુઝુર્ગ વ બરતરથી દુઆ કરું છું જે અર્શે અઝીમનો માલિક છે કે તને શિફા બખ્શે.)*



**ચેતવણી** : અંગ્રેજી દવાઓ પુષ્કળ એવી મૌજૂદ છે જેમાં સ્પિરિટ અને શરાબની મિલાવટ હોય છે એવી દવાઓ કદી પણ વાપરવામાં ન આવે. *(બહારે શરીઅત, ભાગ–૧૬, પેજ–૧૨૭)*

## ★ દુઆ–તા'વીઝ વિશે ★

૧. હઝરત આઈશા رضی اللہ عنہا એ કહ્યું કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ હુકમ ફર્માવ્યો છે કે આપણે નઝરે બદના માટે દુઆ તા'વીઝ કરાવીએ. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

૨. હઝરત ઉમ્મે સલમા رضی اللہ عنہا થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ તેમના ઘરમાં એક છોકરીને જોઈ જેનો ચહેરો પીળો હતો. હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, એને દુઆ તા'વીઝ કરાવો તેને બુરી નઝર લાગી છે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

3. હઝરત ઔફ ઈબ્ને માલિક અશ્જઈ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે, અમે લોકો જાહિલિયતના સમયમાં ઝાળ ફૂંક કરતા હતા, (ઈસ્લામ લાવ્યા બાદ) અમે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! આ મંત્રો વિશે આપ શું ફર્માવો છો ? હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, તમારા મંત્રો મને સંભળાવો, તે મંત્રોમાં કોઈ વાંધો નથી જ્યાં સુધી કે તેમાં શિર્ક ન હોય. *(મુસ્લિમ શરીફ)*

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે : મંત્રમાં જિન તથા શૈતાનોનાં નામ ન હોય અને તે મંત્રોના અર્થોથી કુફ્ર લાઝિમ ન આવતુ હોય (તો તેના પઢવામાં કોઈ વાંધો નથી). અને એટલા માટે ઉલમાએ સલફે ફર્માવ્યું છે કે, જે મંત્રનો અર્થ ખબર ન હોય તેને પઢી શક્તા નથી પરંતુ જે શારેઅ علیہ الصلوٰۃ والتسلیم થી સહીહ તૌર પર નકલ થયેલ હોય (તેને પઢી શકે છે ભલે તેનો અર્થ ખબર ન હોય).

## ★ મૌત ★

૧. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે લઝ્ઝતો (મજાઓ)ને ખત્મ કરી દેનારી ચીજ (મૌત)ને મોટા ભાગે ખૂબ પ્રમાણમાં યાદ કરો. *(તિર્મિઝી, નિસાઈ)*

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ ફર્માવે છે કે, મૌતને યાદ કરવાનો મતલબ એ છે કે દિલમાં ખુદા તઆલાનો ખૌફ તથા ભય હોય અને તેના હુકમ પ્રમાણે જ અમલ હોય તેમજ તૌબા તથા ઈસ્તિગફાર કરે અને આખેરતના લાભને (દુનિયાના લાભ કરતાં) પ્રતિનિધિત્વ આપે અને અગ્રિમતા આપે. નહીં તો અમલ વગર કેવળ મૌતની ચર્ચા કરવી અને તેને યાદ રાખવું કોઈ ચીજ નથી (બેકારની વાત ગણાય), બલ્કે (એવું કરવું) દિલની સખ્તાઈ અને કઠણતાનો સબબ બની શકે છે જેમ કે ગફલત અને બેઅમલીની સાથે ખુદા તઆલાને (કેવળ જીભ થકી) યાદ કરવો (દિલની કઠણતાનો સબબ છે.)

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે તમારામાં કોઈ મૌતની આરઝૂ ન કરે (એટલા માટે કે) તે ક્યાં તો નેકી કરનારો હશે તો શક્ય છે કે તેના નેક અમલમાં અધિક્તા થઈ જાય અને જો બદ્કાર હશે તો શક્ય છે ભાવિમાં તૌબા કરીને ખુદા તઆલાની ખુશ્નૂદી હાંસલ કરે. *(બુખારી શરીફ)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ ફર્માવે છે કે, દુનિયવી નુકસાન જેમ કે બીમારી કે ગરીબી વગેરેના કારણે મૌતની તમન્ના કરવી મકરૂહ છે એટલા માટે કે એ બેસબરી અને તકદીરે ઈલાહીથી રંજ અને નારાજગીની નિશાની છે, પરંતુ ખુદા તઆલાની મહોબ્બત અને તેની મુલાકાતના શૌક (તલબના જઝબા)માં મૌતની તમન્ના કરી તેમજ આ દુનિયાની તંગી અને પરેશાનીથી છૂટકારો પામવા અને આખેરતના મુલ્ક અને જન્નતમાં પહોંચવા માટે મૌતની તમન્ના કરવી ઈમાન અને તેના કમાલની નિશાની છે. એ જ રીતે દીની નુકસાનના ભયથી મૌતની તમન્ના કરવી મકરૂહ નથી. *(અશ્અતુલ લમ્આત, ભાગ-૧, પેજ-૬૫૩)*

**૩.** હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એક યુવાનની પાસે તશરીફ લઈ ગયા જે મૌતની નજીક (મરવાની અણીએ) હતો. હુઝૂરે તેને ફર્માવ્યું કે, તું પોતે પોતાને કેવી સ્થિતિમાં પામે છે ? તેણે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! હું ખુદા તઆલાની રહમતનો ઉમ્મીદવાર છું અને મારા ગુનાહોથી ડરું છું. હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, આ બંને (એટલે કે ખૌફ તથા ઉમ્મીદ) આ મૌકાએ જે બંદાના દિલમાં હશે તેને ખુદા



તઆલા એ ચીજ આપશે જેની તે ઉમ્મીદ રાખે છે અને તે ચીજથી મહફૂઝ રાખશે જેનાથી તે ડરે છે. *(તિર્મિઝી, ઈબ્ને માજહ, મિશ્કાત શરીફ)*

**૪.** હઝરત મઅકલ ઈબ્ને યસાર رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, પોતાના મરનારાઓ નજીક સૂરએ યાસીન શરીફ પઢો. *(અહમદ, અબૂ દાઊદ)*

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે, જાહેરી અર્થ એ છે કે મૌતના સમયે સૂરએ યાસીન પઢવામાં આવે અને એના પર અમલ પણ છે અને શક્ય છે કે એ અર્થ હોય કે મૌત પછી ઘરમાં પઢવામાં આવે અથવા કબરના સિરહાને. *(અશ્અતુલ લમ્આત, ભાગ-૧, પેજ-૬૬૨)*

**૫.** હઝરત અબૂ સઈદ અને હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે તમારા મરનારાઓને કલ્મએ તૈયબહ્‌ની તલ્કીન કરો. *(મુસ્લિમ શરીફ)*

તલ્કીનની રીત એ છે કે મૌતના સમયે હાજર રહેલાઓ મોટા અવાજે કલ્મએ તૈયેબહ્ પઢે પરંતુ મરનારને તેના પઢવાનો હુકમ ન કરે.

## ★ ગુસ્લ તથા કફન ★

**૧.** હઝરત ઉમ્મે અતિય્યહ્ رضی اللہ عنہا કહે છે કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم અમારી પાસે તશરીફ લાવ્યા જ્યારે કે અમે હુઝૂરની સાહબઝાદી (હઝરત ઝયનબ رضی اللہ عنہا)ને ગુસ્લ દઈ રહ્યાં હતાં. તો હુઝૂરે ફર્માવ્યું, તેને ગુસ્લ આપો એક સંખ્યામાં એટલે ત્રણ અથવા પાંચ અથવા સાત વખત, અને ગુસ્લનો ક્રમ જમણી બાજુથી અને વુઝૂના અંગોથી શરૂ કરો. *(બુખારી શરીફ)*

મૈયતને ગુસ્લ આપવામાં કુલ્લી ન કરાવે અને ન નાકમાં પાણી નાખવામાં આવે. *(બહારે શરીઅત)*

**૨.** હઝરત જાબિર رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જ્યારે કોઈ પોતાના ભાઈને કફન આપે તો જોઈએ કે સારું કફન આપે. *(મુસ્લિમ શરીફ)*

૩. હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે, સારા કફનનો મતલબ એ છે કે કફન પૂરું હોય અને સાફ સુથરૂ તથા સફેદ હોય અને એમાં ફુઝૂલ અને નિરર્થક ખર્ચ ન હોય. નવુ કફન અથવા જૂનુ જે ધોએલું હોય, બંનેનો હુકમ એક જ છે, પરંતુ ફુઝૂલખર્ચી કરનારાઓ જેઓ રિયાકારી અને ઘમંડથી કરે છે તે સખત મકરૂહ અને સખત હરામ છે. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૬૭૨)*

૪. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, તમે લોકો સફેદ કપડાં પહેરતા રહો એટલા માટે કે તે ઉમદા પ્રકારનાં કપડાં છે. અને સફેદ કપડાંમાં તમારા મુડદાંઓને કફન આપ્યા કરો. *(અબૂદાઊદ, તિર્મિઝી)*

**જરૂરી ચેતવણી : (૧)** અવામમાં જે મશહૂર છે કે પતિ પત્નીના જનાઝાને ખાંધ નથી આપી શક્તો, ન કબરમાં ઉતારી શકે છે ન મોઢુ જોઈ શકે છે, તો આ તદ્દન ગલત છે. કેવળ નવડાવવાની અને તેના શરીરને કોઈ માધ્યમ વગર હાથ લગાડવની મનાઈ છે. *(બહારે શરીઅત, ભાગ–૪, પેજ–૫૧૯)*

**(૨)** મૈયતના બંને હાથો પાસાંઓ (કરવટો)માં રાખે, છાતી પર ન રાખે, કેમ કે એ કાફિરોનો તરીકો છે. *(દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર, ભાગ–૧, પેજ–૬૦૦)*

**(૩)** કેટલીક જગાએ મૈયતનાં બંને હાથો નાફની (ડૂંટીની) નીચે એ રીતે રાખે છે જેમ કે નમાઝના કિયામમાં, એ પણ મના છે.

**(૪)** મૈયતનું તેહબંદ ચોટીથી (માથાના વાળના મધ્ય ભાગથી) કદમ સુધી હોવું જોઈએ. એટલે કે ચાદર (લિફાફા)થી એટલુ જે બાંધવા માટે અધિક હોય છે. જેમ કે ફતાવા આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૧૫૦, હિદાયહ, ભાગ–૧, પેજ–૧૩૭ અને રદ્દુલ મુહતાર, ભાગ–૧, પેજ–૬૦૩માં છે : "તેહબંદનું માપ ચોટીથી કદમ સુધી છે." એ જ પ્રમાણે બહારે શરીઅતમાં છે. જેથી કેટલાક લોકો જેઓ નાફથી પીંડલી સુધી રાખે છે એ સહીહ નથી.

**(૫)** સ્ત્રીની ઓઢણી અડધી પીઠથી છાતી સુધી હોવી જોઈએ જેનો



અંદાઝો ત્રણ હાથ એટલે કે દોઢ ગજ છે અને પહોળાઈ એક કાનની બુટીથી બીજા કાનની બુટી સુધી હોવું જોઈએ અને જે લોકો જીવંતની જેમ ઓઢણી રાખે છે એ નિરર્થક અને સુન્નતની વિરૂધ્ધ છે. *(બહારે શરીઅત)*

**(૬)** ઔરતના માટે સીનાબંદ છાતીથી ડૂંટી સુધી અને બેહતર એ છે કે જાંઘ સુધી હોય. ફતાવા આલમગીરીમાં એ પ્રમાણે છે.

**(૭)** સીનાબંદ ચાદરની (લિફાફા)ની ઉપર હોવું જોઈએ. ફતાવાએ આલમગીરી, ભાગ–૧, પેજ–૧૫૧ અને ફત્હુલ કદીરમાં છે, શરહે કન્ઝુદ્દકાઈકમાં સીનાબંદની જગા સૌ કપડાંની ઉપર ઉલ્લેખાયેલ છે જેથી સનાબંદનો સૌ કપડાંની પહેલાં લપેટવાનો જે આમ રિવાજ છે તે ગલત છે.

## ★ જનાઝો ★

૧. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, જનાઝાને લઈ જવામાં જલ્દી કરો એટલા માટે કે તે જો નેક માણસનો જનાઝો છે તો તેને ખૈરની (ભલાઈની મંઝિલ) તરફ જલ્દી પહોંચાડવો જોઈએ અને જો બદ્કારનો જનાઝો છે તો બુરાને આપણી ગરદનેથી જલ્દી ઉતારી દેવો જોઈએ. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

૨. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે જે શખ્સ ઈમાનનો તકાઝો સમજીને અને સવાબ પ્રાપ્ત કરવાની આશાએ કોઈ મુસલમાનના જનાઝાની સાથે સાથે ચાલે, એટલે સુધી કે તેની નમાઝ પઢે અને તેના દફનથી ફારિગ થાય તો તે બે કીરાત (વજનનુ એક માપ) સવાબ લઈને પાછો ફરશે જેમાંથી દરેક કીરાત ઓહદ (પહાડ)ના બરાબર છે. અને જે શખ્સ કેવળ જનાઝાની નમાઝ પઢીને પાછો આવી જાય અને દફનમાં શરીક ન થાય તો તે એક કીરાતનો સવાબ લઈને પાછો વળે છે. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

૩. હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે કેટલાક સહાબાએ કિરામ એક જનાઝાની નજીકથી પસાર થયા તો ભલાઈની સાથે તેનો ઉલ્લેખ કર્યો. એના પરથી હુઝૂર ﷺ એ ઈર્શાદ ફર્માવ્યો કે, વાજિબ થઈ ગઈ ! પછી લોકો બીજા જનાઝા પાસેથી પસાર થયા તો બુરાઈની સાથે તેની

ચર્ચા કરી, તેના માટે હુઝૂરે ઈર્શાદ ફર્માવ્યો કે, વાજિબ થઈ ગઈ ! હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ એ અર્ઝ કરી, (યા રસૂલલ્લાહ !) કઈ ચીજ વાજિબ થઈ ગઈ ?! ફર્માવ્યું, જે મૈયતની તમે લોકોએ ભલાઈની સાથે ચર્ચા કરી તેના માટે જન્નત વાજિબ થઈ ગઈ અને જેની તમે બુરાઈની સાથે ચર્ચા કરી તેના માટે દોઝખ વાજિબ થઈ ગઈ, તમે લોકો જમીન પર ખુદા તઆલાના ગવાહ છો. *(બુખારી, મુસ્લિમ)*

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે, ભલાઈ, સચ્ચાઈ અને તકવાવાળાઓની એવી તારીફ મુરાદ છે જેમાં નફ્સાની ગરઝ (સ્વાર્થ) સમાયેલ ન હોય, એટલા માટે કે એવી જ તારીફ માણસના જન્નતી હોવાની છે, નહીં તો જો અમુક ફાસિકો ફાજિર કોઈ સ્વાર્થમાં કોઈ ફાસિકની પ્રશંસા કરે અથવા કોઈ નેક, સાલેહ માણસની બુરાઈ કરે તો તેના લઈને (જન્નતી કે જહન્નમી હોવાનુ) યકીન નથી કરી શક્તા. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૬૮૨)*

**૪.** હઝરત આઈશા رضی اللہ عنہا એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, મુડદાંઓને ગાળ ન આપો. *(બુખારી શરીફ)*

**૫.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, પોતાના મુડદાંઓની નેકીઓની ચર્ચા કરો અને તેમની બુરાઈઓથી ચશ્મપોશી કરો. *(અબૂદાઊદ, તિર્મિઝી)*

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ શરીફ હેઠળ ફર્માવે છે કે, આ હુકમ તે નેક મુસલમાનોની સાથે ખાસ છે જેઓ એલાનિયા ફિસ્ક તથા જુલ્મ કરતા ન હતા.

**૬.** હઝરત મુહમ્મદ ઈબ્ને સીરીં رضی اللہ عنہ થી રિવાયત છે કે, એક જનાઝો હઝરત ઈમામ હસન ઈબ્ને અલી તથા ઈબ્ને અબ્બાસ رضوان اللہ تعالیٰ علیہم اجمعین ની પાસેથી પસાર થયો તો હઝરત ઈમામ હસન ઉભા થઈ ગયા. હઝરત ઈમામ હસને હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી ફર્માવ્યું , શું હુઝૂર صلی اللہ علیہ وسلم એક યહૂદીનો જનાઝો જોઈને ઉભા ન થયા હતા ? હઝરત ઈબ્ને અબ્બાસે કહ્યું કે, હા, પરંતુ પછી ત્યારબાદ બેઠા રહેતા હતા. (અને ઉભા ન થતા હતા.) *(નિસાઈ)*



અશ્અતુલ લમ્આત તર્જમએ મિશ્કાતમાં આ હદીષ હેઠળ છે કે, "તો પ્રથમ હુકમ મન્સૂખ (રદ) થઈ ગયો અને આ મન્સૂખ થવું કેવળ યહૂદીના જનાઝાના માટે છે કે દરેકના માટે એ ખુદા બેહતર જાણે છે. પરંતુ જાહેર એ છે કે સૌના માટે છે." ફતાવા આલમગીરી, ભાગ–૧, પેજ–૧૫૨માં છે, જનાઝના માટે ઉભા ન થાવ પરંતુ તેમાં શિર્કતનો ઈરાદો હોય તો ઉભો થઈ શકે છે. અને તહતાવી, પેજ–૩૬૭માં છે, જનાઝો જોઈએ ઉભા થવું મકરૂહ છે, જેમ કે કુહસ્તાનીમાં છે.

## ★ મૈયતની દફન ક્રિયા ★

**૧.** હઝરત ઉરવહ્ ઈબ્ને ઝુબૈર رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, મદીના શરીફમાં બે માણસો કબર ખોદયા કરતા હતા. એક તેમનામાંથી (હઝરત અબૂ તલ્હા અન્સારી رضی اللہ عنہ હતા જેઓ) લહદ એટલે બગલી ખોદયા કરતા હતા અને બીજા (હઝરત અબૂ ઓબૈદા ઈબ્ને જર્રાહ رضی اللہ عنہ હતા જેઓ) બગલી ખોદતા ન હતા. (બલ્કે સન્દૂક જેવી કબર બનાવતા હતા). હુઝૂર صلی اللہ علیہ وسلم ના વિસાલ પર સહાબાએ આપસમાં નક્કી કર્યું કે જે આ બંનેમાંથી પ્રથમ આવશે તે આપણુ કામ કરશે તો પ્રથમ તે સહાબી આવ્યા જે લહદ (બગલી) ખોદયા કરતા હતા તો તેમણે હુઝૂર صلی اللہ علیہ وسلم માટે બગલી કબર તૈયાર કરી. *(શર્હે સુન્નહ, મિશ્કાત)*

**૨.** હઝરત અલી رضی اللہ عنہ એ ફર્માવ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ એક માણસના જનાઝામાં શિર્કત કરી તો ફર્માવ્યું કે, હે અલી ! મુર્દાને કિબ્લાની તરફ મુતવહજજેહ કરો અને સર્વ લોકો **بِاسْمِ اللّٰهِ وَعَلٰى مِلَّةِ رَسُوْلِ اللّٰهِ** **બિસ્મિલ્લાહિ વ અલા મિલ્લતિ રસૂલિલ્લાહ** પઢો. અને તેને કરવટ પર રાખો. મોંઢાભેર ઊંધો ન કરો, અને ન પીઠભેર ચત્તો સૂવાડો. *(બદાએઉસ્સનાએઅ)*

આ હદીષ શરીફથી સ્પષ્ટ રૂપે જણાયું કે મૈયતને જમણી કરવટે સૂવડાવામાં આવે, અને એ જ સહીહ છે જેમ કે "બહારે શરીઅત" ભાગ–૪, પેજ–૫૪૫માં છે, મૈયતને જમણી કરવટે સૂવડાવો.

અને "ફતાવા આલમગીરી", ભાગ–૧, મિસ્રી, પેજ–૫૫માં અને

"દુર્રે મુખ્તાર મઅરદ્દુલ મુહતાર", ભાગ–૧, પેજ–૬૨૬માં અને "બહરુર્રાઈક", ભાગ–૨, પેજ–૧૯૪માં અને "બદાએઉસ્સનાએઅ", ભાગ–૧, પેજ–૩૧૯માં અને "મરાકિયુલ ફલાહ"માં છે, એ લખાણોનો ખુલાસો એ છે કે; મૈયતને જમણી કરવટ પર સૂવડાવવું બેહતર છે. "ફત્હુલ કદીર", ભાગ–૩, પેજ–૯૫ ઉપર છે, હુઝૂર ﷺ અઝમતવાળી કબ્ર શરીફમાં કિબ્લા રુખ પોતાના જમણા પાસા (કરવટ) પર (રોનક અફરોઝ) છે. અને "તહતાવી", પેજ–૬૯માં છે : મૈયતને કરવટ પર સૂવડાવવામાં તેની પીઠની બાજુ માટી વગેરેની ટેક લગાડી દેવામાં આવે જેથી તે પલટી ન જાય.

૩. હઝરત સૂફયાન તમ્માર رضی اللہ عنہما થી રિવાયત છે કે તેમણે હુઝૂર ﷺ ની કબર શરીફને જોઈ જે ઊંટની ખાંધની જેમ (ઉઠેલી) હતી. *(બુખારી શરીફ)*

૪. હઝરત જાબિર رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી કરીમ ﷺ ની કબર શરીફ પર પાણી છાંટવામાં આવ્યું. અને પાણી છાંટનાર બિલાલ ઈબ્ને રુબાહ હતા. તેમણે મશકથી પાણી છાંટયું અને સિરહાનેથી છાંટવાનું શરૂ કર્યું અને કદમો સુધી છાંટયું. *(બયહકી, મિશ્કાત)*

**સૂચના :** **(૧)** મુસ્તહબ એ છે કે સિરહાનાની તરફ બંને હાથો વડે માટી નાખે. પ્રથમ વાર مِنۡهَا خَلَقۡنٰكُمۡ **"મિન્હા ખલકનાકુમ"** બીજી વાર وَفِيۡهَا نُعِيۡدُكُمۡ **"વફીહા નુઈદુકુમ"** અને ત્રીજી વાર وَمِنۡهَا نُخۡرِجُكُمۡ تَارَةً اُخۡرٰى **"મિન્હા નુખ્રિજુકુમ તારતન્ ઉખ્રા"** પઢે. *(તહતાવી, બહારે શરીઅત)*

**(૨)** શજરો અથવા અહદનામુ કબરમાં મૂકવું "જાઈઝ" છે અને બેહતર એ છે કે મૈયતના મોઢાની સામે કિબ્લા તરફ તાક ખોદીને તેમાં રાખે. *(બહારે શરીઅત)*

**(૩)** મૈયતની પેશાની અથવા કફન પર અહદનામુ લખવું બેહતર છે. "દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર", ભાગ–૧, પેજ–૬૩૩માં એ જ પ્રમાણે છે.

**(૪)** પેશાની પર "બિસ્મિલ્લાહ શરીફ" અથવા છાતી પર કલ્મએ



તૈયબહ લખવું પણ જાઈઝ છે પણ નવડાવ્યા બાદ કફન પહેરાવતાં પહેલાં કલ્માની આંગળી વડે લખે, શાહી વડે ન લખે. *(રદ્દુલ મુહતાર, ભાગ–૧, પેજ–૬૩૪)*

**(૫)** દફનાવ્યા પછી કબરના સિરહાના પાસે "અઝાન પઢવી જાઈઝ" બલ્કે "મુસ્તહસન" છે.

**(૬)** ઉલમા (આલિમો), સાદાતે કિરામ અને મશાઈખે કિરામની કબ્રો પર કુબ્બો (ઘુમ્મટ) અથવા ઈમારત બનાવવી જાઈઝ છે. *(રદ્દુલ મુહતાર, ભાગ–૧, પેજ–૨૬૭, દુર્રે મુહતાર બાબુદ દફન અને તહતાવી)*

**(૭)** ઔલિયાએ કિરામની અઝમત પ્રદર્શિત કરવાને માટે તેમના મઝારો પર ચાદર નાખવી, ફૂલો રાખવાં અને તેમના મઝારોની નજીક ચિરાગ રોશન કરવો જાઈઝ છે. *(રદ્દુલ મુહતાર, આલમગીરી, હદીકએ નદિયહ્)*

## ★ મૈયત પર રડવા બાબતે ★

૧. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, ખબરદાર થઈને સાંભળી લો કે આંખનાં આસૂં અને દિલના ગમના સબબે ખુદા તઆલા અઝાબ નથી ફર્માવતો (અને જીભની તરફ ઈશારો કરીને ફર્માવ્યું) પરંતુ આના સબબે અઝાબ કે રહમ ફર્માવે છે. "ઘરવાળાંઓનાં રડવાના સબબે મૈયત પર અઝાબ થાય છે." (જ્યારે કે તેણે રડવાની વસિયત કરી હોય અથવા ત્યાં રડવાનો રિવાજ હોય અને તેણે મના ન કર્યું હોય અથવા એ મતલબ છે કે તેમના રડવાથી મૈયતને તકલીફ થાય છે. *(બુખારી, મુસ્લિમ)*

૨. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે જે આસૂં આંખોએથી હોય અને જે ગમને કારણે હોય તો તે અલ્લાહ તઆલા તરફથી છે અને તેની રહમતનો હિસ્સો છે. અને **ગમનું જે પ્રદર્શન હાથ અને જીભ વડે હોય તે શૈતાનની તરફથી છે.** *(મિશ્કાત શરીફ)*

૩. હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, જ્યારે કોઈ મો'મિન બંદાનો પુત્ર મરી જાય છે તો

ખુદા તઆલા ફરિશ્તાઓને ફર્માવે છે કે તમે મારા બંદાના પુત્રની રૂહ કબ્ઝ કરી લીધી ? તો તેઓ અર્ઝ કરે છે, હા ! પછી ખુદા તઆલા ફર્માવે છે કે, તમે તેના દિલના મેવાને તોડી લીધો ? તો તેઓ અર્ઝ કરે છે, હા ! પછી ખુદા તઆલા ફર્માવે છે, (આ મુસીબત પર) મારા બંદાએ શું કહ્યું ? તો ફરિશ્તા અર્ઝ કરે છે કે, તારી તા'રીફ કરી અને انا للہ وانا الیہ راجعون **ઈન્ના લિલ્લાહિ વઈન્ના ઈલૈહિ રજિઊન** પઢયો. તો ખુદા તઆલા ફર્માવે છે કે, **મારા એ બંદાના માટે જન્નતમાં એક ઘર બનાવો** અને તેનું નામ "બયતુલ હમ્દ" રાખો. *(અહમદ, તિર્મિઝી)*

**૪.** હઝરત મઆઝ ઈબ્ને જબલ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જે બે મુસલમાન એટલે કે પતિ પત્નીના ત્રણ બાળકો મૃત્યુ પામે, તો ખુદા તઆલા તે બંનેને પોતાના ફઝલ તથા રહમતથી જન્નતમાં દાખલ ફર્માવશે. સહાબાએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! જો બે બાળકો ઈન્તેકાલ કરી જાય તો ? હુઝૂરે ફર્માવ્યું કે, બે નો પણ એ જ બદલો (અજર) છે. પછી સહાબાએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! અને જો એક મરી જાય તો ? હુઝૂરે ફર્માવ્યું, એકનો પણ એ જ અજર છે. પછી ફર્માવ્યું, કસમ છે તે ઝાતની જેના દસ્તે કુદરતમાં મારી જાન છે ! કે કાચો હમલ (ગર્ભ) જે પડી જાય છે તે પોતાની નાર વડે પોતાની માંને જન્નતની તરફ ખેંચશે જ્યારે કે માં (આ તકલીફ પર) સબ્ર અને ષવાબની તાલિબ રહી હોય. *(અહમદ, મિશ્કાત)*

**૫.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને જા'ફર رضی اللہ عنھما એ ફર્માવ્યું કે, જ્યારે જાફરની શહાદતની ખબર આવી તો નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જાફરના ઘરવાળાંઓ માટે ખાણુ તૈયાર કરો એટલા માટે કે તેમને એવી મુસીબત પહોંચી છે જે એમને ખાણુ પકવવાથી દૂર રાખશે. *(તિર્મિઝી, અબૂ દાઊદ, ઈબ્ને માજહ)*

આ હદીષ હેઠળ હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ ફર્માવે છે કે, "આ હદીષ શરીફથી સાબિત થયું કે રિશ્તેદારો પડોશીઓ અને દોસ્તોએ પકાવેલું ખાવા મૈયતના ઘરે લાવવું મુસ્તહબ છે.

**ચેતવણી :** **(૧)** નૌહા એટલે કે મૈયતની ખૂબીઓ વધારી ચઢાવીને



બયાન કરતાં કરતાં જોરથી રડવું જેને બયન કહે છે એ ઈજમાઅ સાથે "હરામ" છે. *(બહારે શરીઅત બહવાલા જોહરહ્)*

**(૨)** ગરેવાન ફાડવું, મોઢુ ચૂથવું, વાળ ખોલવા, માથા પર માટી નાખવી, જાંગો પર હાથ મારવા અને છાતી પીટવી આ સર્વ જાહિલિયતના કામો છે, નાજાઈઝ અને ગુનોહ છે. *(ફતાવા આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૧૫૭)*

**(૩)** જોરથી રડવું મના છે અને જો અવાજ મોટો ન થાય તો તેની મનાઈ નથી. *(બહારે શરીઅત)*

**(૪)** તા'ઝિયત (આ□ાસન આપવું) મસ્નૂન (સુન્નત મુજબ) છે અને તેનો સમય મૃત્યુથી ત્રણ દિવસ સુધીનો છે, ત્યારબાદ **મકરૂહ** છે. અને જો કોઈ હાજર ન હતો અથવા જાણતો ન હતો તો બાદમાં પણ વાંધો નથી. *(બહારે શરીઅત બહવાલા દુર્રે મુખ્તાર વગેરે)*

**(૫)** "તા'ઝિયત"માં એ છે કે, "ખુદા તઆલા મૈયતની મગફિરત ફર્માવે અને તેને પોતાની રહમતમાં ઢાંકે અને તેમને સબ્રની તૌફીક આપે અને મુસીબત પર સવાબ અતા ફર્માવે." અથવા એ પ્રમાણેના અન્ય શબ્દો આ□ાસનરૂપે કહે.

**(૬)** મૈયતના ઘરે કેવળ પહેલા દિવસે ખાણુ મોકલવું સુન્નત છે, ત્યારબાદ મકરૂહ છે. *(બહારે શરીઅત બહવાલા આલમગીરી)*

**(૭)** મૈયતનાં ઘરવાળાં તીજીયાના દિવસે અથવા ત્યારબાદ "ઈસાલે સવાબના માટે" ફકીરો અને ગરીબોને ખાણુ ખવડાવે તો **"બેહતર"** છે. પરંતુ સગા–સ્નેહી, મિત્રો અને આમ મુસલમાનોની દા'વત કરે તો નાજાઈઝ તથા બિદઅતે કબીહા છે કેમ કે દાવત તો ખુશીના પ્રસંગ સમયે મશરૂઅ (જાઈઝ કરેલ) છે નહીં કે ગમના સમયે. ફતાવા આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૧૫૭માં તથા રદ્દુલ મુહતાર, ભાગ–૧, પેજ–૬૨૯ અને ફત્હુલ કદીર, ભાગ–૨, પેજ–૧૦૨માં એ પ્રમાણે જ છે.

**(૮)** તીજીયા વગેરેનું ખાણુ મોટા ભાગે મૈયતના વારસામાંથી કરવામાં આવે છે એમાં એ લેહાઝ જરૂરી છે કે વારસદારમાં નાબાલિગ

ન હોય નહીં તો સખત હરામ છે પરંતુ બાલિગ જો પોતાના હિસ્સાથી કરે તો વાંધો નથી. *(બહારે શરીઅત બહવાલા ખાનિયહ)*

## ★ શહીદ ★

**૧.** હઝરત મિકદાદ ઈબ્ને મઅદી رضي الله عنه એ કહ્યું કે, રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, ખુદા તઆલા નજીક શહીદના માટે છ વાતો છે :–

**(૧)** પ્રથમ જ વખતે એટલે કે લોહીનું પ્રથમ ટીપું પડતાં જ તેને બખ્શવામાં આવશે અને તેનું ઠેકાણુ જન્નતમાં દેખાડવામાં આવશે **(૨)** કબરના અઝાબથી મેહફૂઝ રાખવામાં આવશે. **(૩)** મોટી ગભરાહટથી અમ્નમાં રહેશે. (૪) તેના માથા પર વકાર (ઈજ્જત)નો એવો તાજ રાખવામાં આવશે કે જેના યાકૂત દુનિયા અને દુનિયાની તમામ ચીજોથી બેહતર હશે. (૫) તેના નિકાહમાં મોટી મોટી આંખોવાળી બોત્તેર (૭૨) હૂરો આપવામાં આવશે. (૬) અને તેના કુટુંબીઓમાંથી સિત્તેર (૭૦) માણસોના માટે તેની શફાઅત કબૂલ કરવામાં આવશે. *(તિર્મિઝી, ઈબ્ને માજહ)*

**૨.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ رضي الله عنه થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફર્માવ્યું કે, ખુદા તઆલાની રાહમાં કત્લ કરવામાં આવવું એ કરજ સિવાયના તમામ ગુનાહને નષ્ટ કરી દે છે. *(મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત સહલ ઈબ્ને હુનૈફ رضي الله عنه એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, "જે શખ્સ ખુદા તઆલાથી સાચા દિલે શહાદત તલબ કરે તો અલ્લાહ તઆલા તેને શહીદનો મર્તબો અતા ફર્માવી આપે છે, ભલે પછી તે પોતાની પથારી પર મરે." *(મુસ્લિમ શરીફ)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ رضي الله عنه એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, જે શખ્સ મૃત્યુ પામ્યો અને ન જેહાદ કર્યો, ન જેહાદનો ખયાલ દિલમાં લાવ્યો તો તેની મૌત "નિફાક"ની એક કિસ્મ (પ્રકાર) પર થઈ. *(મુસ્લિમ શરીફ)*

**૫.** હઝરત અનસ رضي الله عنه થી રિવાયત છે કે, નબી કરીમ ﷺ એ



ફર્માવ્યું કે, પોતાની જાન તથા માલ અને જીભો વડે મુશ્રિકોની સાથે જેહાદ કરો. *(અબૂ દાઊદ, નિસાઈ)*

**૬.** હઝરત અબૂ મૂસા رضي الله عنه એ કહ્યું કે, એક શખ્સે હુઝૂરની બારગાહમાં હાજર થઈને કહ્યું કે કોઈ માલે ગનીમતના માટે લડે છે, કોઈ શોહરત તથા ખ્યાતિ માટે લડે છે અને કોઈ પોતાની બહાદુરી તથા સુજાઅત દેખાડવા માટે લડે છે તો તેમનામાંથી રાહે હક્કમાં લડનાર કોણ છે ? હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, જે એટલા માટે લડે છે કે અલ્લાહ તઆલાના દીનની બોલબાલા થાય તો તે મુજાહિદ ફી સબીલિલ્લાહ છે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

## ★ કબરોની ઝિયારત ★

**૧.** હઝરત બુરયદહ رضي الله عنه એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફમાવ્યું કે, મેં લોકોને કબરોની ઝિયારતથી મના કર્યું હતું (હવે હું તમને ઈજાઝત આપુ છું કે) તેની ઝિયારત કરો. *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત ઈબ્ને મસ્ઊદ رضي الله عنهما એ ફર્માવ્યું કે, મેં તમને લોકોને કબરોની ઝિયારતથી રોકયા હતા, તો હવે હું તમને ઈજાઝત આપું છું કે તેની ઝિયારત કરો એટલા માટે કે કબરોની ઝિયારત કરવી દુનિયાથી બેઝાર કરે છે અને આખેરતની યાદ અપાવે છે. *(ઈબ્ને માજહ)*

**સૂચના** : કબરોની ઝિયારતનો બેહતરીન તરીકો એ છે કે પગોની દિશાએથી જઈને મૈયતના મોઢા સમક્ષ ઉભા રહો અને કહો :–

اَلسَّلَامُ عَلَيْكُمْ اَهْلَ دَارِ قَوْمٍ مُّؤْمِنِيْنَ اَنْتُمْ لَنَا سَلَفٌ وَّاِنَّا اِنْ شَاءَ اللّٰهُ
بِكُمْ لَاحِقُوْنَ نَسْأَلُ اللّٰهَ لَنَا وَلَكُمُ الْعَفْوَ وَالْعَافِيَةَ۔

**અસ્સલામુ અલૈકુમ અહલદારિ કૌમિમ મુઅ્મનીન અન્તુમ લના સલફુન્ વઈન્ના ઈન્શાઅલ્લાહુ બિકુમ્ લાહિકુન નસ્અલુલ્લાહ વલકુમુલ્ અફ્વ વલઆફિયહ.**

પછી ત્રણ કે પાંચ કે સાત કે અગ્યાર વખત દુરૂદ શરીફ પઢે. ત્યાર પછી શક્ય હોય તેટલી કુર્આન શરીફની સૂરતો આયતો તિલાવત કરે. દા.ત. યાસીન, સૂરએ મુલ્ક, ચારેવ કુલ, સૂરએ ફાતિહા,

અલિફ–લામ–મીમથી મુફિલહૂન સુધી, આયતુલ કુર્સી અને આમનર્રસૂલ વગેરે પછી છેવટમાં દુરૂદ શરીફ પઢીને ઈસાલે સવાબ કરે અને અફઝલ એ છે કે ઈસાલે સવાબમાં સર્વ મો'મિન સ્ત્રી પુરૂષોને સામેલ કરે કેમ કે દરેકને પૂરેપૂરો સવાબ મળશે અને કોઈના સવાબમાં કાંઈ કમી થશે નહીં. *(રદુલ મુહતાર)*

**(૨)** ઔલિયાએ કિરામના મુકદ્દસ મઝારોની ઝિયારતના માટે સફર કરવી જાઈઝ છે. *(બહારે શરીઅત બહાવાલા રદુલ મુહતાર)*

**(૩)** ઔલિયાએ કિરામની ઝિયારત કરવી એ ખુદા તઆલાથી મહબ્બતની દલીલ છે અને ઝિયારત કરનારાઓને કાફિર તથા બિદઅતી કહેવું એ ખુલ્લી ગુમરાહી અને બદ્અકીદગી છે. તફસીરે સાવી, ભાગ–૧, પેજ–૨૪૫માં આયતે કરીમહ **اِبْتَغُوْا اِلَيْهِ الْوَسِيْلَةَ** હેઠળ છે કે, "ઔલિયા અલ્લાહની ઝિયારતના સબબે મુસલમાનોને એ ખયાલે કાફિર કહેવા કે તેમની ઝિયારત ગૈરુલ્લાહની ઈબાદત છે, એ ઉઘાડી ગુમરાહી અને ખસારાનો (આખેરતની તબાહીનો) સબબ છે. (ઔલિયાએ કિરામની ઝિયારત)એ ગૈરુલ્લાહની ઈબાદત હરગિઝ નથી બલ્કે એ **الحب فی اللہ** "અલ્લાહની ખાતર મહોબ્બત"માંથી છે.

**(૪)** ઉર્સના દિવસોમાં શરીઅતની મના કરેલ બાબતો જોવા મળે તો તેના કારણે ઝિયારત કરવાનું ત્યજી ન દે, એટલા માટે કે એવી વાતોના લીધે નેક કામ છોડી શકાતુ નથી, બલ્કે તેને (શરીઅત વિરૂધ્ધ થતી બાબતોને) બુરી જાણે અને ઈસ્લાહ (સુધારણા) માટે જદ્દો જેહદ (કોશિશ) કરે. જેમ કે એ જ પ્રમાણે "રદુલ મુહતાર", ભાગ–૧, પેજ–૬૩૧માં છે. (અરબી લખાણનો ભાવાર્થ ઉપર મુજબ જ છે જેથી આપ્યું નથી.)

**(૫)** ઔરતોએ સગાંઓની કબરો પર જવું મના છે એટલા માટે કે તેણીઓ રડવુ પીટવું કરશે.

**(૬)** ઔલિયાએ કિરામના મઝારો પર બરકતના માટે જવું "ઘરડી ડોશીઓ"એ જવામાં વાંધો નથી અને "યુવતીઓએ" જવું નાજાઈઝ છે. જેમ કે "રદુલ મુહતાર", ભાગ–૧ પેજ–૬૩૧માં એ જ પ્રમાણે છે. અને અલ્લામા તહતાવી رحمۃ اللہ علیہ એ જ પ્રમાણે લખ્યા બાદ ફર્માવે છે કે :–



**(અર્થ)** : તાત્પર્ય એ કે ઔરતોના માટે ઈજાઝત એ સ્થિતિમાં છે કે ઝિયારત એવી રીતે કરવામાં આવે કે તેમાં કોઈ ફિત્નો ન હોય અને હઝરત સદરૂશ્શરીઅહ رحمۃ اللہ علیہ એ લખ્યું છે કે :–

"સાવચેતી એમાં જ છે કે **સ્ત્રીઓને બિલકુલ (યુવતી કે ઘરડી) મના કરવામાં આવે."** *(બહારે શરીઅત, ભાગ–૪, પેજ–૫૪૯)*

**(૭)** મઝારાતે મુકદ્દસા પર હાથ ફેરવવા, બોસો આપવો, તેમની સામે ઝુકવું અને જમીન પર ચહેરો ઘસો મના છે........... જેમ કે અશ્અતુલ લમ્આત, ભાગ–૧, બાબે ઝિયારતે કુબૂર, પેજ–૭૧૬માં છે અને ફતાવા આલમગીરી, ભાગ–૫, મિસ્રી, પેજ–૩૦૪માં છે :–

**(અર્થ)** : કબર પર હાથ ન ફેરવે અને ન તેને બોસો આપે. અને ફતાવા રઝવિય્યહ્, ભાગ–૪, પેજ–૭માં છે કે, મઝારોને બોસો ન આપવો જોઈએ.

**(૮)** કબરને સિજદો કરવો **હરામ** છે અને જો ઈબાદતની નિય્યતથી હોય તો **કુફ્ર** છે. શરહે ફિકહે અકબર, પેજ–૨૩૦માં છે, **"ગૈરુલ્લાહને માટે સજદો હરામ છે."**

અને ફતાવાએ આલમગીરી, ભાગ–૫, મિસ્રી, પેજ–૨૩૧માં જવાહિરૂલ અખ્લાતીથી છે :–

**(અર્થ)** : ફકીહ અબૂ જાફર رحمۃ اللہ علیہ એ ફર્માવ્યું કે, **જો ઈબાદતની નિય્યતથી બાદશાહને સજદો કર્યો અથવા કોઈ નિય્યત તે વખતે ન હતી તો કાફિર થઈ જશે.**

## ★ ઈસાલે સવાબ ★

**૧.** હઝરત સઅદ ઈબ્ને ઓબાદહ رضی اللہ عنہ થી મરવી છે કે તેમણે હુઝૂર علیہ الصلوٰۃ والسلام થી અર્ઝ કરી, કે ઉમ્મે સઅદ એટલે કે મારી માંનો ઈન્તેકાલ થઈ ગયો છે તેમના માટે કયો સદકો અફઝલ છે ? સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, પાણી. (બેહતરીન સદકો છે. તો હુઝૂરના ઈર્શાદ પ્રમાણે) હઝરત સઅદ رضی اللہ عنہ એ કૂવો ખોદી કાઢયો. (અને તેને પોતાની માંની પ્રત્યે સંબંધિત કરીને) કહ્યું કે, આ કૂવો સઅદની માંના માટે છે. (એટલે

કે તેનો સવાબ તેમની રૂહને પહોંચે.) *(અબૂ દાઊદ, નિસાઈ)*

**૨.** હઝરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત છે કે એક શખ્સ આવ્યા અને તેમણે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! મારી માંનો અચાનક ઈન્તેકાલ થઈ ગયો અને તેની કોઈ વાતની વસિયત ન કરી શકી, મારું ધારવું છે કે ઈન્તેકાલના સમયે જો તેણીને કાંઈ કહેવા સાંભળવાનો અવસર મળત તો તેણી જરૂર સદકો આપત. તો જો હું તેણીની તરફથી સદકો કરું તો શું તેમની રૂહને સવાબ પહોંચશે ?! સરકારે અકદસે ફર્માવ્યું કે, હા ! પહોંચશે. *(મુસ્લિમ શરીફ, ભાગ–૧, પેજ–૨૨૪)*

અલ્લામા નવવી رحمۃ اللہ علیہ આ હદીષ શરીફ હેઠળ ફર્માવે છે કે, આ હદીષ શરીફથી સાબિત થયું કે, જો મૈયતની તરફથી સદકો કરવામાં આવે તો મૈયતને તેનો ફાયદો અને સવાબ પહોંચે છે. એના પર ઉલમાનો ઈત્તેફાક છે. *(નવવી શરહે મુસ્લિમ, ભાગ–૧, પેજ–૩૨૪)*

આ મુબારક હદીષો પરથી નિમ્ન લિખિત વાતો સ્પષ્ટરૂપે જણાઈ આવે છે :–

**(૧)** મૈયતના ઈસાલે સવાબના માટે **પાણી બેહતરીન સદકો** છે કે કૂવો વગેરે ખોદાવીને તેનો સવાબ મૈયતને બખ્શી દેવામાં આવે.

**(૨)** મૈયતને કોઈ નેક કામનો સવાબ બખ્શવો બેહતર છે. તફસીરે અઝીઝી, પારા અમ્મ, પેજ–૧૧૩માં છે :–

**(અર્થ)** : "મુડદુ આ હાલતમાં ડૂબતાની જેમ છે કે જે ફરિયાદરસીનો ઈન્તેઝાર કરે છે અને સદકાઓ તથા દુઆઓ તથા ફાતેહા આ સમયે ખૂબ જ ઉપયોગી થાય છે. અને એમાં જ છે કે, બની આદમની કૌમ એક વરસ સુધી અને વિશેષતઃ એક ચિલ્લા (૪૦ દિવસ) સુધી મૌત પછી આ પ્રકારની ઈમદાદની રાહ જોતા રહે છે."

**(૩)** સવાબ બખ્શવાના શબ્દો જીભ વડે અદા કરવા સહાબીની સુન્નત છે.

**(૪)** ખાણુ કે શીરીની વગેરેને સામે રાખીને ઈસાલે સવાબ કરવું જાઈઝ છે એટલા માટે કે હઝરત સઅદ رضی اللہ عنہ એ નજીકના ઈશારાના શબ્દો વાપરીને ફર્માવ્યું, આ કૂવો સઅદની માંના માટે છે એટલે કે, હે



અલ્લાહ તઆલા ! આ કૂવાના પાણીનો સવાબ મારી માંને અતા ફર્માવ. એનાથી જણાયું કે કૂવો તેમની સમક્ષ હતો.

**(૫)** ગરીબ તથા મિસ્કીનો વગેરેને ખાણુ આપતાં પહેલાં પણ ઈસાલે સવાબ કરવું જાઈઝ છે. જેમ કે સહાબીએ રસૂલે કર્યું કે કૂવો તૈયાર થતાં જ તેમણે ઈસાલે સવાબ કર્યો જ્યારે કે લોકોના પાણી વાપર્યા પછી સવાબ મળશે. એ જ રીતે જો કે ગરીબ તથા મિસ્કીનોને ખાણુ આપવાથી સવાબ પ્રાપ્ત થશે પરંતુ તે સવાબને અગાઉથી જ બખ્શી દેવું જાઈઝ છે.

**(૬)** કોઈ ચીજ પર મૈયતનું નામ આવવાથી તે ચીજ હરામ થશે નહીં. દા.ત. ગૌષે પાકનો બકરો અને ગાઝીમિયાંનો મરઘો વગેરે એટલા માટે કે એક જલીલુલ કદ્ર સહાબીએ તે કૂવાને પોતાની મર્હૂમા માંના નામે સંબંધિત કર્યો હતો, જે આજ સુધી બીરે ઉમ્મે સઅદના નામે જ પ્રખ્યાત છે.

## ✪ મન્કબત શરીફ ✪

જો ભી રઝા કે નામસે ચિળતા દિખાઈ દે
ઉસકા અકીદા સાફ બિગળતા દિખાઈ દે

એહમદ રઝા તો અપની કિતાબોં કી શકલમેં
ગદ્દારે દીં સે આજ ભી લળતા દિખાઈ દે

અલ્લાહ રે વો મુફ્તીએ આ'ઝમ કા રૂએ પાક
ગૌષુલવરા કા નૂર બરસતા દિખાઈ દે

બરકાતિય્યત કી ખૂશ્બૂ હૈ જિસમેં ભરી હૂઈ
વો અઝહરી ગુલાબ મહકતા દિખાઈ દે

શેરે રઝા મુનાઝેરા કરને કો આ ગયા
મુલ્લા વહાબીયોં કા લરઝતા દિખાઈ દે

**"આકિબ"** હમ ઉસ રઝા કે ગદા હૈં યે જાન લો
જો સૈયદોં કે નામ પે મરતા દિખાઈ દે

*–"આકિબ" બરકાતી, પેટલાદ*

# ઝકાત વિશે બયાન

**૧.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, જે શખ્સ માલદાર છે તેના પર ત્યાં સુધી ઝકાત નથી જ્યાં સુધી કે તેના પર એક વરસ પસાર ન થઈ જાય. *(તિર્મિઝી)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જે શખ્સ સોના કે ચાંદીના શરઈ નિસાબનો માલિક હોય અને તે તેનો હક્ક એટલે કે ઝકાત અદા ન કરે તો કિયામતના દિવસે તેના માટે તે સોના તથા ચાંદીની સીલો બનાવવામાં આવશે અને તેને આગમાં તપાવવામાં આવશે પછી અગ્નિમય સીલો વડે તેનાં પાસાં, પેશાની અને પીઠને ડામ દેવામાં આવશે અને જ્યારે તે ઠંડી થઈ જશે તો ફરી દોઝખની આગમાં તૈયાર કરીને ડામ દેવામાં આવશે અને સતત એ પ્રમાણે થતું રહેશે. *(મુસ્લિમ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જે શખ્સને ખુદા તઆલાએ માલ અતા કર્યો પણ તેણે તેની ઝકાત અદા ન કરી તો તેના માલને કિયામતના દિવસે ગંજા (બોડા) સાપના રૂપમાં ફેરવી નાખવામાં આવશે જેના માથા પર બે ધબ્બા હશે. તે સાપ તેના ગળામાં હાર (તોક) બનાવીને નાંખી દેવામાં આવશે. પછી તે સાપ તેના હોટોના ખૂણા પકડશે અને કહેશે કે હું તારો માલ છું, હું તારો ખજાનો છું ત્યારબાદ હુઝૂરે *(પા. ૪, રુકૂઅ–૯ની)* આયતે કરીમા તિલાવત કરી **ولایحسبن الذین**--- الخ (છેવટ સુધી) એટલે કે, "અને જે લોકો કંજૂસાઈ કરે છે તે ચીજમાં જેને ખુદા તઆલાએ તેમને પોતાના ફઝલથી અતા કરી (તો પરિણામે) કદાપિ તેને પોતાના માટે સારું ન સમજે બલ્કે તે તેમના માટે બુરું છે. નજીકમાં જ તે માલ કે જેમાં કંજૂસાઈ કરી હતી તે કિયામતના દિવસે તેમના ગળાનો તોક હશે. *(બુખારી શરીફ)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, તમારો ખજાનો કિયામતના દિવસે એક ગંજો (બોડો) સાપ



બનશે. તેનો માલિક તેનાથી ભાગશે અને તે સાપ તેને ઢુંઢતો ફરશે એટલે સુધી કે તેને પકડી લેશે અને તેને આંગળીઓને લુકમો બનાવશે. *(અહમદ)*

**૫.** હઝરત અમ્ર ઈબ્ને શોઐબ رضی اللہ عنہ પોતાના વાલિદથી અને તે પોતાના દાદાથી રિવાયત કરે છે કે, બે સ્ત્રીઓ હુઝૂર صلی اللہ علیہ وسلم ની ખિદમતમાં હાજર થઈ અને તેમના હાથોમાં સોનાની બે બંગડીઓ હતી. આપે તેમને પૂછયું કે શું તમે એની ઝકાત આપો છો ? તેણીઓએ અર્ઝ કરી, નહીં. આપે તેમને ફર્માવ્યું કે, **શું તમે એ વાતને પસંદ કરો છો કે ખુદા તઆલા તમને આગની બે બંગડીઓ પહેરાવે ?** તેણીઓએ અર્ઝ કરી કે, નહીં ! ફર્માવ્યું, **તો પછી તેની ઝકાત અદા કર્યા કરો.** *(તિર્મિઝી શરીફ)*

**૬.** હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ رضی اللہ عنہما થી રિવાયત છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم અમને હુકમ ફર્માવ્યા કરતા હતા કે, અમે વેપારના માટે તૈયાર કરવામાં આવતી ચીજોની ઝકાત કાઢતા રહીએ. *(અબૂ દાઊદ)*

**૭.** હઝરત મૂસા ઈબ્ને તલ્હા رضی اللہ عنہ એ ફર્માવ્યું કે અમારી પાસે હઝરત મઆઝ ઈબ્ને જબલ رضی اللہ عنہ ના બે પત્રો મૌજૂદ છે જેને હુઝૂરે તેમને મોકલ્યા હતા. રાવીએ કહ્યું કે હુઝૂરે મઆઝ ઈબ્ને જબલને હુકમ ફર્માવ્યો હતો કે તેઓ ઘઉં, જવ, દ્રાક્ષ અને ખજૂરની પેદાશમાં (મુસલમાનોથી) ઝકાત વસૂલ કરે. *(શરહુસ્સુન્નહ, મિશ્કાત શરીફ)*

**સૂચના : (૧)** ઝકાત બાબતે "માલિકે નિસાબ" તે શખ્સ છે જે **"સાડા બાવન તોલા ચાંદી"** અથવા **"સાડા સાત તોલા સોના"**નો માલિક હોય, અથવા **તેમાંથી કોઈ એકની કિંમત જેટલા** વેપારના સામાનનો માલિક હોય અને માલિકની આ ચીજો અસલી હાજત (અસલી આવશ્યક્તા)થી વધારે હોય અને કરજ મુક્ત હોય. (માસિકે નિસાબની આ વ્યાખ્યા કેવળ 'અમ્વાલે બાતિના'ના હિસાબે છે)

**(૨)** ઝકાતની અદાયગીમાં મોડુ કરનાર ગુનેહગાર મરદુદુશ્શહાદહ (જેની ગવાહી સ્વીકારને પાત્ર નથી) છે. *(બહારે શરીઅત)*

અને ફતાવા આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૧૬૦માં છે :–

**(અર્થ)** : "વરસ પૂર્ણ થતાં તરત જ વાજિબ થાય છે, વિના ઉઝરે (મજબૂરી વિના) મોડુ કરનાર ગુનેહગાર છે."

**(૩)** ઝકાતની રકમ મુડદાના કફન દફન અથવા મસ્જિદ કે મદ્રસાના બાંધકામમાં નથી લગાડી શકાતી જેમ કે ફતાવા આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૧૮૬માં છે :–

**(અર્થ)** : ઝકાતની રકમથી મસ્જિદ બાંધવી જાઈઝ નથી. એ જ પ્રમાણે હજ્જ અને દરેક તે માલ જેમાં માલિકીપણુ છે અને ઝકાતના પૈસાથી મૈયતને કફન આપવું જાઈઝ નથી અને ન તેનાથી મુર્દાના કરજને અદા કરવું જાઈઝ નથી અને એ જ પ્રમાણે તબીઈનમાં છે.

**(૪)** ઝકાતનો માલ જો મસ્જિદ અને મદ્રસો વગેરેમાં ખર્ચ કરવો હોય તો "તેનો તરીકો" એ છે કે "કોઈ ગરીબ માણસને આપી દે" પછી તે વાપરે તો હવે સવાબ બંનેને મળશે. *(દુર્રે મુખ્તાર, બહારે શરીઅત)*

**(૫) વહાબીઓ** કે જેઓ ખુદા વ રસૂલ عَزَّوَجَلَّ وَصَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ની તૌહીન તથા શાનમાં ગુસ્તાખી કરે છે જેમને અકાબિરે ઉલમાએ હરમૈન તૈયૈબેનએ બિલ્ઈત્તેફાક **કાફિર** તથા **મુર્તદ** જણાવ્યા છે, ભલે તેઓ પોતે પોતાને મુસલમાન કહે તો પણ **તેમને ઝકાત આપવી હરામ** અને **સખત હરામ** છે અને આપી દીધી તો અદા થશે નહીં. *(બહારે શરીઅત)*

**(૬)** ઘઉં, જવ, જુવાર, બાજરી, ડાંગર અને દરેક પ્રકારનું અનાજ, અલસી, કુસુમ, અખરોટ, બદામ અને સર્વ જાતના મેવા, કપાસ, ફૂલ, શેરડી, સકરટેટી, તડબુચ, કોરૂ, ચીભડાં, રીંગણાં અને દરેક જાતની શાકભાજીના સર્વેમાં "ઉશ્ર" વાજિબ છે, થોડું પેદા થાય કે વધારે. *(આલમગીરી, બહારે શરીઅત)*

**(૭)** જે ખેતર વરસાદ અથવા નેહર–નાળાંના પાણીથી સિંચન પામે તેમાં ઉશ્ર એટલે કે **દસમો ભાગ વાજિબ** છે અને જેની સિંચાઈ અથવા ડોલથી થઈ હોય તેમાં અડધું ઉશ્ર એટલે કે ઉપજનો **વીસમો ભાગ વાજિબ** છે (કૂવા તથા ટયુબવેલથી સિંચાઈ કરવાનો પણ આ જ હુકમ છે.) અને જો પાણી વેચાતુ લઈને પીવડાવ્યું હોય તો પણ **વીસમો ભાગ**



**વાજિબ** છે. *(દુર્રે મુખ્તાર, રદુલ મુહતાર)*

**(૮)** જે ચીજમાં ઉશ્ર કે અડધુ ઉશ્ર વાજિબ તેમાં કુલ પેદાશનું ઉશ્ર કે અડધું ઉશ્ર આપવામાં આવશે. ખેતીના સાધનો જેમ કે હળ, બળદ, સાચવનારા અને કામ કરનારાની મજૂરી અથવા બી વગેરેની કિંમત તેમાંનો કોઈ પણ ખર્ચ ઉશ્રમાંથી બાદ થશે નહીં. *(દુર્રે મુખ્તાર, બહારે શરીઅત)*

## ★ સદકએ ફિત્ર ★

**૧.** હઝરત ઈબ્ને ઉમર رَضِيَ اللّٰهُ عَنْهُمَا એ કહ્યું કે રસૂલે કરીમ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ એ સદકએ ફિત્રને વાજિબ ઠરાવ્યો ગુલામ, આઝાદ, સ્ત્રી, પુરૂષ, બાળક અને વૃધ્ધ દરેક મુસલમાન પર. એક સાઅ જવ અથવા ખજૂર. અને હુકમ ફર્માવ્યો કે નમાઝ (ઈદની) માટે નીકળતાં પહેલાં તેને અદા કરવામાં આવે. *(બુખારી શરીફ તથા મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત ઈબ્ને અબ્બાસ رَضِيَ اللّٰهُ عَنْهُمَا એ રમઝાનના આખરમાં લોકોને ફર્માવ્યું કે તમે લોકો તમારા રોઝાનો સદકો અદા કરો. કેમ કે હુઝૂર صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ એ સદકાને દરેક મુસલમાન પર મુકર્રર ફર્માવ્યો છે ભલે તે આઝાદ હોય કે ગુલામ, સ્ત્રી હોય કે પુરૂષ, નાનો કે મોટો દરેકના તરફથી એક "સાઅ" ખજૂર અથવા જવ અથવા અડધો સાઅ ઘઉં. *(અબૂ દાઊદ, નિસાઈ)*

**૩.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ષઉલબહ કે ષઅ્લબહ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ સગીર પોતાના વાલિદથી રિવાયત કરે છે કે, હુઝૂર صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ એ ફર્માવ્યું કે, એક "સાઅ" ઘઉં બે માણસો તરફથી પૂરતા છે ચાહે તે બાલિગ હોય કે નાબાલિગ, આઝાદ હોય કે ગુલામ, સ્ત્રી હોય કે પુરૂષ. ખુદા તઆલા તેના થકી તમારા ગની (માલદાર)ને પાક કરે છે અને ફકીરને એનાથી વિશેષ આપે છે જેટલું કે તેણે આપ્યું. *(અબૂ દાઊદ શરીફ)*

**૪.** હઝરત ઈબ્ને અબ્બાસ رَضِيَ اللّٰهُ عَنْهُمَا એ કહ્યું કે, રસૂલે કરીમ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ એ સદકએ ફિત્ર એટલા માટે નિયુક્ત કર્યો કે બેકારની તથા બેહૂદા વાતોથી

રોઝાની પાકીઝગી (તહારત) થઈ જાય (રોઝો પાક થઈ જાય) અને બીજી તરફ મિસ્કીનોના માટે ખોરાક થઈ જાય. *(અબૂ દાઊદ)*

**૫.** હઝરત અમ્ર ઈબ્ને શોઐબ رضي الله عنه પોતાના બાપથી અને તે પોતાના દાદાથી રિવાયત કરે છે કે નબી કરીમ ﷺ એ એક શખ્સને મોકલ્યો કે મક્કા શરીફની ગલીઓમાં એલાન કરી દે કે સદકએ ફિત્ર દરેક મુસલમાન પર વાજિબ છે ચાહે તે પુરૂષ હોય કે સ્ત્રી, આઝાદ હોય કે ગુલામ, નાબાલિગ હોય કે બાલિગ. *(તિર્મિઝી)*

**સૂચના : (૧)** સદકએ ફિત્ર માલિકે નિસાબ પર વાજિબ છે કે પોતાના તરફથી અને પોતાના નાના બાળકો તરફથી કાઢે જ્યારે કેબાળક માલિકે નિસાબ ન હોય અને જો હોય તો બાળકનો સદકો ફિત્રો તેના જ માલ વડે અદા કરવામાં આવશે. *(દુર્રે મુખ્તાર, બહાર)*

**(૨)** સદકએ ફિત્રના મસ્અલામાં **માલિકે નિસાબ** તે શખ્સ છે જે **સાડા બાવન તોલા ચાંદી** અથવા **સાડા સાત તોલા સોનાનો માલિક હોય અથવા તેમાંથી કોઈ એકની કિંમત જેટલો સામાન** વ્યાપારના માલ સિવાયનો હોય અને માલિકીની ચીજો અસલી હાજતો ઉપરાંતની હોય.

**(૩)** સદકએ ફિત્ર વાજિબ થવા માટે રોઝો રાખવો શર્ત નથી, જો કોઈ ઉઝર (મજબૂરી) દા.ત. સફર, બીમારી, ઘડપણના વાંકે અથવા મઆઝલ્લાહ વિના ઉઝરે ન રાખ્યો તો પણ વાજિબ છે. *(બહારે શરીઅત)*

અને જેમ કે રદ્દુલ મુહતાર, ભાગ–૨, પેજ–૭૬માં છે :–

**(અર્થ)** : ફિત્રો વાજિબ છે ભલે જાણીબુઝીને રોઝો ન રાખે.

પછી બે લીટીઓ બાદ છે :–

**(અર્થ)** : જેણે રોઝો ન રાખ્યો ઘડપણ કે બીમારીના વાંકે અથવા સફરના કારણે તેણે પણ સદકએ ફિત્ર આપવો પડશે.

**(૪)** જો બાપ ગરીબ હોય કે મરી ગયેલ હોય તો દાદા પર પોતાના ગરીબ યતીમ પૌત્ર–પૌત્રીની તરફથી સદકએ ફિત્ર આપવો વાજિબ છે. દુર્રે મુખ્તાર, બાબે સદકતુલ ફિત્રમાં એ જ પ્રમાણે છે.



**(૫)** ઘઉં, જવ, ખજૂર અને સૂકી દ્રાક્ષ ઉપરાંત જો કોઈ અન્ય ચીજ વડે ફિત્રો અદા કરવા ચાહે દા.ત. ચોખા, બાજરી અને કોઈ અનાજ તો અડધો ''સાઅ'' ઘઉં કે એક ''સાઅ'' જવની કિંમતનો ખયાલ રાખવો પડશે. *(બહારે શરીઅત)*

**(૬)** ઈદના દિવસે તુલૂએ ફજરથી ઈદગાહ જતાં પહેલાં સદકએ ફિત્ર કાઢવો મુસ્તહબ છે. ફતાવાએ આલમગીરી, ભાગ–૧, પેજ–૧૮૦માં છે, (અર્થ) : ઉપર મુજબ

**(૭)** માહે રમઝાન અને રમઝાન અગાઉ સદકએ ફિત્ર અદા કરવો જાઈઝ છે. ફતાવાએ આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૧૭૯માં છે, (અર્થ) : ઉપર મુજબ

**(૮)** ''સાઅ''નું વજન ત્રણસો એકાવન (૩૫૧) રૂપિયા ભાર છે. એટલે કે અંગ્રેજી શેરમાં ચાર શેર છ છટાંક એક રૂપિયા ભાર. અને ''અડધો સાઅ'' એકસો સાડા પંચોતેર ૧૭૫$\frac{૧}{૨}$ રૂપિયા ભાર છે. એટલે બે શેર ત્રણ છટાંક આઠ આના ભાર. એટલા માટે કે સાઅ તે માપિયું છે જેમાં આઠ રતલ અનાજ આવે.

શરહે વકાયા, ભાગ–૧, પેજ–૨૩૯માં છે :–

**(અર્થ)** : સાઅ એક એવું માપ છે જેમાં આઠ રતલ સમાય, અને એક રતલ અડધો મણ છે.

શામી, ભાગ–૨, પેજ–૭૯માં છે :–

**(અર્થ)** : એક રતલ અડધો મણ છે, જેથી ''સાઅ''એ માપિયું થયું કે જેમાં ચાર મણ અનાજ આવે. ''મણ''ને ''મુદ'' પણ કહે છે.

જેમ કે રદ્દુલ મુહતાર, ભાગ–૨, પેજ–૭૯ ઉપર છે :–

**(અર્થ)** : અને મણ જેને ''મુદ'' પણ છે ચાલીસ ''અસ્તાર''નો હોય છે અને દરેક સાડા ચાર (૪$\frac{૧}{૨}$) મિષ્કાલ થાય જેથી દરેક મણ ૧૮૦ (એકસો એંસી) મિષ્કાલ થયો. શરહે વકાયા, ભાગ–૧, પેજ–૨૪૦માં છે, (અર્થ) : બેશક ! મણ ચાલીસ અસ્તારનો હોય છે અને અસ્તાર સાડા ચાર મિષ્કાલનો હોય છે, તો મણ ૧૮૦ મિષ્કાલ થયો. જેથી ''સાઅ'' તે માપ થયું કે જેમાં ૪ મણ × ૧૮૦

મિષ્કાલ = ૭૨૦ મિષ્કાલ (સાતસો વીસ મિષ્કાલ) અનાજ આવે.

વળી અનાજ હલકુ ભારે દરેક પ્રકારનું હોય છે તો સાઅના સંદર્ભમાં કયા અનાજનો એતબાર છે ? તો કેટલાક ઈમામોએ અળદની દાળ તથા ચણાની દાળનો એતબાર કર્યો છે. અને સદરુશ્શરીઅહ્ સાહિબે શરહે વકાયાએ ફર્માવ્યું કે "અળદ" તથા "ચણાની દાળ" ઘઉંથી ભારે હોય છે જેથી તે માપિયું દાળ આવે તો નાનુ થશે અને તે માપ્યું જેમાં ૭૨૦ મિષ્કાલ ઘઉં આવે તો મોટુ થશે. જેથી વધુ સાવચેતી એમાં છે કે ઘઉંનો એતબાર કરવામાં આવે.

સદરુશ્શરીઅહ્નું લખાણ આ પ્રમાણે છે :–

الماش أثقل من الحنطة والحنطة
من الشعير فالمكيال الذي يملأ بثمانية ارطال من الماش يملأ باقل
من ثمانية ارطال من الحنطة الجيدة المكتنزة فالاحوط فيه ان يقدر
الصاع بثمانية ارطال من الحنطة الجيدة

*(હવાલો : શરહે વક઼ાયા, ભાગ–૧, પેજ–૨૩૯)*

અને કેમ કે ઘઉં, જવ કરતાં ભારે હોય છે જેથી તે માપિયું કે જેમાં આઠ રતલ એટલે સાતસો વીસ મિષ્કાલ જવ આવે તો મોટુ થશે એટલા માટે અલ્લામા ઈબ્ને આબેદીન શામી رحمۃ اللہ علیہ એ સાહિબે શરહે વકાયાની આ સાવચેતીનો ઉલ્લેખ કરીને ફર્માવ્યું કે, સૌથી વધુ સાવચેતી એમાં છે કે જવનો એતબાર કરવામાં આવે. બલ્કે એ પણ લખ્યું કે કેટલાક ઉલમાએ હાશિયએ ઝેલઈથી નકલ કર્યું છે કે હરમ શરીફ મક્કા મોઅઝ્ઝમાના હાલના ભૂતકાળના મશાઈખનો અમલ અને ફત્વો એના પર છે કે સાઅના સંદર્ભમાં જવનો એતબાર કરવામાં આવે. જેમ કે રદ્દુલ મુહતાર, ભાગ–૨, પેજ–૮૦ ઉપર છે, **(અર્થ)** : ઉપર મુજબ છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે, "સાઅ" તે માપ છે જેમાં ૭૨૦ મિષ્કાલ જવ આવે એમાં જ સૌથી વધુ સાવચેતી છે અને એ જ હરમ શરીફ મક્કા મોઅઝ્ઝમાના મશાઈખનો અમલ તથા ફત્વો છે. અને મિષ્કાલનું વજન સાડા ચાર માશા છે તો સાઅ તે માપ થયું કે જેમાં



(૭૨૦ મિષ્કાલ × ૪$\frac{૧}{૨}$ માશા = ૩૨૪૦ માશા) સાતસો વીસ મિષ્કાલ એટલે કે ૩૨૪૦ માશા જવ આવે. વળી કેમ કે **બાર માશાનો તોલો** થાય છે તો સાઅ તે માપ થયું જેમાં (૩૨૪૦ ÷ માશા ૧૨ = ૨૭૦ તોલા) ત્રણ હજાર બસો ચાલીસ માશા એટલે ૨૭૦ તોલા જવ થાય. અને કેમ કે એક રૂપિયાનું વજન સવા અગ્યાર માશા થાય છે એટલા માટે સાઅ તે માપ થયું કે જેમાં (૩૨૪૦ માશા ÷ ૧૧$\frac{૧}{૪}$ માશા = ૨૮૮ રૂપિયા ભાર) બત્રીસ સો ચાલીસ માશા એટલે ૨૮૮ રૂપિયા ભાર જવ થાય. અને અડધો સાઅ એ માપ થયું કે જેમાં એકસો ચુમ્માલીસ રૂપિયા ભાર જવ થાય. વળી ઘઉં જવ કરતાં ભારે હોવાથી જે માપમાં ૧૪૪ રૂપિયા જેટલા જવ આપશે તેમાં તે જ માપમાં ઘઉં ૧૪૪ રૂપિયા ભરથી વધુ આવશે.

આ'લા હઝરત, ઈમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વી رضی اللہ عنہ એ એ પરિક્ષણ કર્યું તો તે માપ જેમાં એકસો ચુમ્માલીસ રૂપિયા જેટલા જવ આવે તેમાં જ ૧૭૫–૫૦ રૂપિયા ભાર જેટલા ઘઉં થાય. ફતાવા રઝવિય્યહ્, ભાગ–૧, લાહોરી, પેજ–૧૪૫માં છે કે, ફકીરે ૨૭, રમઝાનુલ મુબારક હિ.સ. ૧૨૨૭ના રોજ અડધો સાઅ જવનું નિરિક્ષણ કર્યું જે બરાબર ચાર રતલ જવના માપનો થયો, તેમાં સમતોલ ઘઉં ભરીને તોલ્યા તો એકસો ચાલીસ રૂપિયા જેટલા જવને બદલે ૧૭૫ રૂપિયા આઠ આના જેટલા ઘઉં થયા તો અડધા સાઅ ઘઉં સદકએ ફિત્રનું વજન ૧૭૫–૫૦ રૂપિયાના ભાર બરાબર થયું જે અંગ્રેજી શેરમાં બેશેર ત્રણ છટાંક અને આઠ આના જેટલા છે એટલા માટે કે અંગ્રેજી શેરમાં બે શેર ત્રણ છટાંક અને આઠ આના જેટલા છે એટલા માટે કે અંગ્રેજી શેર ૮૦ રૂપિયા જેટલા છે એટલે કે પૂરા ૭૫ તોલાનો છે. (મન્ઝરૂલ ફતાવા) અને નવા માપથી અડધા સાઅ ઘઉંનું વજન ૨ કિલો ગ્રામ ૪૬$\frac{૧૨૩}{૧૬૦}$ ગ્રામ એટલે કે બે કિલોને ૪૭ ગ્રામ લગભગ થશે કેમ કે ૮૦ રૂપિયાનો શેર ૯૩૩ ગ્રામનો થાય છે. અહીંથી એ વાતની તહકીક થઈ ગઈ કે આ'લા હઝરત ફાઝિલે બરેલ્વી رضی اللہ عنہ નો મસ્લક એકદમ એહતેયાત અને ઉચ્ચ કક્ષાના સંશોધન પર આધારિત છે.

# સખી અને બખીલ

**(૧)** હઝરત અબૂ સઈદ رضی اللہ عنہ કહે છે કે, હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, **"માણસનું પોતાની જિંદગીમાં એક દિરહમ સદકો કરવું એ મૃત્યુ બાદ સો દિરહમ સદકો કરવાથી બેહતર છે."** *(અબૂ દાઊદ)*

**(૨)** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ કહે છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, સખી અલ્લાહ તઆલાથી નજીક છે, જન્નતથી નજીક છે, લોકોથી નજીક છે અને દોઝખથી દૂર છે. અને બખીલ (કંજૂસ) અલ્લાહ તઆલાથી દૂર છે, જન્નતથી દૂર છે અને જહન્નમથી નજીક છે. અને જાહિલ સખી ખુદાની નજીક ઈબાદત ગુઝાર બખીલ કરતાં કેટલાયે અંશે બેહતર છે. *(તિર્મિઝી)*

**(૩)** હઝરત અબૂબક્ર સિદ્દીક رضی اللہ عنہ કહે છે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે **મક્કાર (પ્રપંચી) અને બખીલ જન્નતમાં દાખલ થશે નહીં અને ન તે શખ્સ જે ખૈરાત આપીને એહસાન જતાવે.** *(તિર્મિઝી શરીફ)*

**(૪)** હઝરત અબૂ સઈદ رضی اللہ عنہ કહે છે કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, મો'મિનમાં બે વાતો એટલે કે કંજૂસાઈ અને બુરા અખ્લાક જમા થઈ શકે નહીં. *(તિર્મિઝી શરીફ)*

**(૫)** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહે છે કે તેમણે હુઝૂર ﷺ ને એવું ફર્માવતાં સાંભળ્યા છે કે, બની ઈસ્રાઈલમાં ત્રણ શખ્સ હતા એક કોઢી, બીજો ગંજો અને ત્રીજો અંધ. અલ્લાહ તઆલાએ તેમની કસૌટી લેવા ચાહ્યું અને તેમની તરફ એક ફરિશ્તો મોકલ્યો. ફરિશ્તો સૌ પ્રથમ કોઢી પાસે આવ્યો અને પૂછયું કે, તને સૌથી અધિક કઈ ચીજ પસંદ છે ? તેણે કહ્યું કે, સારો રંગ અને ખૂબસૂરત ચામડી અને આ ઐબનું (કોઢનું) દૂર થઈ જવું જેના લીધે લોકો મારાથી નફરત કરે છે.

હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, આ સાંભળીને ફરિશ્તાએ તેના શરીર પર હાથ ફેરવ્યો અને તેનો કોઢ દૂર થઈ ગયો અને તેના શરીરનો રંગ



ખીલી ઉઠયો અને ચામડી સુંદર રંગની થઈ ગઈ. ત્યારબાદ ફરિશ્તાએ કહ્યું કે તને કયા પ્રકારનો માલ ગમે છે ? તેણે ઊંટ કહ્યું અથવા ગાય. (હદીષના રાવી હઝરત ઈસ્હાકનો શક છે કે તેણે કહ્યું કે ગાય. મતલબ કે કોઢી અને ગંજા (બોડા)માંથી એકે ઊંટ બતાવ્યાં અને બીજાએ ગાય.) હુઝૂરે ફર્માવ્યું કે તેની ઈચ્છાનુસાર તેને સભર્ગા ઊંટણીઓ આપવામાં આવી અને ફરિશ્તાએ તેને એ દુઆ આપી કે, ખુદા તારા માટે તેમાં બરકત અતા ફર્માવે.

હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે ત્યાર બાદ ફરિશ્તો ગંજાની પાસે આવ્યો અને પૂછયું કે, તને કઈ ચીજ વધુ પસંદ છે ? તેણે કહ્યું, ખૂબસૂરત વાળ અને આ ઐબનું દૂર થવું જેના લીધે લોકો મને તિરસ્કારે છે. એટલે કે ગંજાપન. હુઝૂરે ફર્માવ્યું કે, ફરિશ્તાએ તેના માથા પર હાથ ફેરવ્યો તો તેનું બોડાપણુ (ગંજાપન) દૂર થઈ ગયું અને સુંદર વાળ તેને અતા કરવામાં આવ્યા. પછી ફરિશ્તાએ તેને પૂછયું કે, તને કયો માલ પસંદ છે ? તેણે કહ્યું કે, ગાય. જેથી તેને સર્ગભા ગાયો અતા કરવામાં આવી અને તેને દુઆ આપી કે ખુદા તારા આ માલમાં બરકત આપે.

હુઝૂર ﷺ ફર્માવે છે કે ત્યાર બાદ ફરિશ્તો આંધળાની પાસે ગયો અને પૂછયું કે, તને કઈ ચીજ વધુ પસંદ છે ? તેણે કહ્યું કે, અલ્લાહ તઆલા મારી બીનાઈ (દૃષ્ટિ શક્તિ) મને પાછી આપી દે જેથી હું મારી આંખો વડે લોકોને જોઉં. હુઝૂર ﷺ ફર્માવે છે કે, ફરિશ્તાએ તેની આંખો પર હાથ ફેરવ્યો અને ખુદાએ તેની દૃષ્ટિ તેને અર્પણ ફર્માવી દીધી. પછી ફરિશ્તાએ તેને પૂછયું કે, કયા પ્રકારનો માલ તને પસંદ છે ? તેણે કહ્યું કે, બકરીઓ. જેથી તેને વધુ બચ્ચાં આપનારી બકરીઓ આપી દેવામાં આવી.

પછી ત્રણેવના માલોમાં અલ્લાહ તઆલાએ બરકત આપી અને કોઢી તથા ગંજાના ઊંટો તથા ગાયો વડે જંગલનાં જંગલ ભરાઈ ગયાં અને આંધળાની બકરીઓના ટોળાં મેદાનોમાં દેખાવાં લાગ્યાં.

હુઝૂર ﷺ ફર્માવે છે કે ત્યાર બાદ ફરિશ્તો કોઢીના રૂપમાં તે કોઢીની પાસે પહોંચ્યો અને કહ્યું કે, હું એક ગરીબ માણસ છું મારો સફરનો સામાન ગુમ થયો છે હવે નિયત ઠેકાણે પહોચવું ખુદાની મહેરબાની અને

તારી મદદથી થઈ શકે છે. તો હું તને તેની ઝાતનો વાસ્તો દઈને કે જેણે તને સારો રંગ, સારી ચામડી અને માલ આપ્યો છે, એક ઊંટ માંગું છું કે તેના થકી મારા નિયત ઠેકાણે પહોંચી જાઉં. કોઢીએ તેના જવાબમાં કહ્યું કે, મારા પર ઘણા હક્કો છે (એટલી ગુંઝાઈશ નથી કે હું તારી કાંઈ મદદ કરી શકું.) ફરિશ્તાએ તેના જવાબમાં કહ્યું કે, હું જાણે તને ઓળખુ છું તું તે જ કોઢી છે જેનાથી લોકો નફરત કરતા હતા અને તું ફકીર હતો, ખુદાએ તને માલ આપ્યો ! કોઢીએ કહ્યું, આ માલ પેઢી દર પેઢી મારા ખાનદાનમાં (વારસામાં) મળ્યો છે. ફરિશ્તાએ કહ્યું કે, જો તું જૂઠો છે તો ખુદા તને ફરી એવો જ કરી આપે જેમ કે તું અગાઉ હતો.

ત્યાર બાદ હુઝૂરે ફર્માવ્યું કે, પછી ફરિશ્તો ગંજાના (ટાલીયા)ના રૂપમાં તે જ ટાલીયા પાસે આવ્યો અને તેને પણ એ જ પ્રમાણે કહ્યું જેમ કે કોઢીને કહ્યું હતું. તેણે પણ એવો જ જવાબ આપ્યો જેવો કોઢીએ આપ્યો હતો. તો ફરિશ્તાએ કહ્યું કે, જો તું જૂઠો છે તો ખુદા તને એવો જ કરી દે જેવો કે તું અગાઉ હતો.

પછી હુઝૂરે ફર્માવ્યું કે, ત્યાર બાદ ફરિશ્તો આંધળાની પાસે આવ્યો અને કહ્યું કે, હું એક ગરીબ માણસ છું અને મુસાફિર છું, મારો સફરનો સામાન જતો રહ્યો છે જેથી હવે નિયત ઠેકાણે પહોંચવું ખુદાની મદદ અને તારા ઝરીયાથી શક્ય છે. તો હું તને તે ઝાતનો વાસ્તો આપીને જેણે તને ફરીથી દૃષ્ટિ બખ્શી છે, એક બકરી માંગું છું તેના થકી મારી સફર પૂર્ણ કરી લઉં. આંધળાએ આ સાંભળીને કહ્યું કે, બેશક ! હું આંધળો હતો, ખુદાએ મારી દૃષ્ટિ મને પાછી આપી. તો તારે જેટલા પ્રમાણમાં જોઈએ લઈ જા અને જેટલુ તારું દિલ ચાહે છોડી જા ! કસમ છે ખુદાની ! આજે હું તને તકલીફ આપીશ નહીં એ ચીજને પાછા આપવાની જે તું લઈ જઈશ. ફરિશ્તાએ આ સાંભળીને કહ્યું કે, તું તારો માલ તારી પાસે રાખ. તમારા લોકોની કસૌટી કરવામાં આવી હતી ખુદા તારાથી રાજી અને ખુશ થયો અને તારા સાથીઓથી ખુદા તઆલા નારાજ થયો. *(બુખારી તથા મુસ્લિમ)*



# ભીખ માંગવી કેવી છે ?

**૧.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, માણસ હમેશાં લોકોથી ભીખ માંગતો રહેશે ત્યાં સુધી કે કિયામતના દિવસે એ હાલતમાં આવશે કે તેના મોઢા પર ગોશ્તની બોટી હશે નહીં એટલે કે અતિશય બેઆબરૂ થઈને આવશે. *(બુખારી શરીફ તથા મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત ઝુબૈર ઈબ્ને અવ્વામ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે **તમારામાંથી જે શખ્સ પોતાની રસ્સી લઈને અને લાકડીઓનો એક ભારો પોતાની પીઠ પર નાખીને લાવે અને તેને વેચે અને અલ્લાહ તઆલા ભીખ માંગવાની ઝિલ્લતથી તેના ચહેરાને બચાવે તો એ બેહતર છે કે એ વાતથી કે લોકોથી ભીખ માંગે અને તે તેમને આપે અથવા ન આપે.** *(બુખારી શરીફ)*

**૩.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم મિમ્બર પર બિરાજમાન હતા. સદકો અને ભીખ માંગવાથી બચવા વિશેનો ઉલ્લેખ કરતાં ફર્માવ્યું કે, **ઉપરવાળો હાથ નીચેવાળા હાથ કરતાં બેહતર છે.** ઉપરવાળો હાથ ખર્ચ કરનારો છે અને નીચેવાળો હાથ માંગનારો છે. *(બુખારી શરીફ તથા મુસ્લિમ શરીફ)*

**૪.** હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે ભીખ માંગવી એક પ્રકારની ખુજલી છે કે આદમી ભીખ માંગીને પોતાના મોઢાને ખોતરે છે તો જે ચાહે પોતાને મોઢા પર આ ખુજલીને પ્રદર્શિત કરે અને જે ચાહે તે તેનાથી પોતાનો ચહેરો સુરક્ષિત રાખે. હા, જો માણસ સલ્તનતના માલિકથી પોતાનો હક્ક અથવા એવી બાબતે સવાલ કરે કે તેના સિવાય કોઈ માર્ગ નથી, તો જાઈઝ છે. *(અબૂ દાઊદ, તિર્મિઝી)*

**૫.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, જે શખ્સ માલ વધારવા

કાજે લોકોથી ભીખ માંગે છે તે જાણે અંગારાં માંગે છે તો તેને અખ્તિયાર છે કે વધારે (અંગારાં) માગે કે થોડાં માંગે. *(મુસ્લિમ શરીફ)*

**સૂચના : (૧)** આજકાલ ઘણા લોકોએ ભીખ માંગવાને પોતાનો ધંધો બનાવી લીધો છે, ઘરમાં હજારો રૂપિયા છે, હળ–બળદવાળા છે, ખેતી કરે છે પણ ભીખ માંગવાનું નથી છોડતા, જ્યારે કે **આવા લોકોએ ભીખ માંગવી હરામ** છે. અને તેમને **ભીખ આપનાર ગુનેહગાર થાય છે.** રબ તઆલા ફર્માવે છે, (અર્થ) : ગુનાહ અને ઝિયાદતી પર મદદ ન કરો. *(પારા–૬, રુકૂઅ–૫)*

**(૨)** ઢોલ, હાર્મોનિયમ, સારંગી વગાડનારાઓ અને ગાનારાઓને ભીખ આપવી **મના** છે. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૨, પેજ–૩૦)*

**(૩)** આજકાલ ઘણા લોકો આંધળાં, લૂલાં, લંગડાં અપંગોને ભીખ નથી આપતા અને ગાનારી યુવાન નામહરમ સ્ત્રીઓથી ગીત સાંભળે છે અને ભીખ આપે છે આ **સખત નાજાઈઝ** અને **હરામ** છે.





# રોઝા વિશે બયાન

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જ્યારે રમઝાન માસ શરૂ થાય છે તો આસ્માનના દરવાજા ખોલી નાખવામાં આવે છે. અને એક રિવાયતમાં છે કે જન્નતના દરવાજા ખોલી નાખવામાં આવ છે અને દોઝખના દરવાજા બંધ કરી દેવામાં આવે છે અને શૈતાનોને બેડીઓમાં જકડી લેવામાં આવે છે. અને એક રિવાયતમાં છે કે રહમતના દરવાજા ખોલી નાખવામાં આવે છે. *(બુખારી તથા મુસ્લિમ)*

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે :–

**(અર્થ)** : આસ્માનના દરવાજાઓ ખોલી નાખવામાં આવે છે એનો મતલબ સતત રહમતનું મોકલવું છે અને કશીય રૂકાવટ વગર બારગાહે ઈલાહીમાં આમાલનું પહોંચવું અને દુઆનું કબૂલ થવું છે. અને જન્નતના દરવાજા ખોલી નાખવામાં આવે છે તેનો મતલબ એ છે કે નેક અમલોની તૌફીક અને કબૂલિયતનો સારો મોકો અતા કરવું. અને દોઝખના દરવાજા બંધ કરવાનો મતલબ એ છે કે રોઝાદારોના નફસોને શરીઅતની મના કરેલી ચીજોની ગંદકીથી પાક કરવાનો અને ગુનાહો માટે પ્રોત્સાહિત કરતી ચીજોથી છૂટકારો પામવાનો અને દિલેથી મજાઓ માણવાની ખ્વાહિશોને તોડવાનો અને શૈતાનોને બેડીઓમાં જકડી લેવાનો મતલબ એ છે કે બુરા ખયાલોના માર્ગોનું બંધ થઈ જવું.

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જે શખ્સ ઈમાનની સાથે સવાબની ઉમ્મીદથી રોઝો રાખશે તો તેના આગલા ગુનાહો બખ્શી દેવામાં આવશે અને જે ઈમાનની સાથે સવાબની નિય્યતથી રમઝાનની રાતોમાં કિયામ એટલે ઈબાદત કરશે તો તેના આગલા ગુનાહો બખ્શી દેવામાં આવશે અને જે ઈમાનની સાથે સવાબની નિય્યતે શબે કદ્રમાં કિયામ કરશે તેના આગલા ગુનાહો બખ્શી

દેવામાં આવશે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ કહે છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે જ્યારે માહે રમઝાનની પહેલી રાત થાય છે તો શૈતાનો તથા સરકશ (નાફર્માન) જિન્નતોને કેદ કરી લેવામાં આવે છે અને જહન્નમના દરવાજા બંધ કરી દેવામાં આવે છે. (પછી રમઝાન પૂરો થતાં સુધી) તેમાંથી કોઈ દરવાજો ખોલવામાં નથી આવતો અને જન્નતના દરવાજા ખોલી આપવામાં આવે છે તો તેમાંથી કોઈ દરવાજો બંધ કરવામાં નથી આવતો. અને મુનાદી પોકારે છે કે હે ભલાઈ શોધનારાઓ ! સાવધાન થઈ જાવ ! અને બુરાઈનો ઈરાદો કરનારાઓ ! બુરાઈથી દૂર થઈ જાવ ! અને અલ્લાહ ઘણા લોકોને દોઝખથી આઝાદ કરી આપે છે અને દર રાત્રે એવું થાય છે. *(તિર્મિઝી, ઈબ્ને માજહ)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ કહે છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, રમઝાન આવ્યો, આ બરકતનો મહીનો છે અલ્લાહ તઆલાએ તેના રોઝા તમારા પર ફર્ઝ કર્યા છે. તેમાં આસ્માનના દરવાજાઓ ખોલી નાખવામાં આવે છે અને દોઝખના દરવાજા બંધ કરી દેવામાં આવે છે. અને સરકશ શૈતાનોને તોક પહેરાવવામાં આવે છે અને તેમાં એક રાત એવી છે જે હજાર મહીનાઓથી અફઝલ છે. જે તેની બરકતોથી મહરૂમ રહ્યો તે બેશક ! મહરૂમ છે. *(અહમદ, નિસાઈ, મિશ્કાત)*

**૫.** હઝરત સલમાન ફારસી رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ એ શાબાનના અંતમાં વઅઝ ફર્માવી. હે લોકો ! તમારી પાસે અઝમતવાળો, બરકતવાળો મહીનો આવ્યો. તે મહીનો જેમાં એક રાત હજાર મહીનાઓથી બેહતર છે. તેના રોઝા અલ્લાહ તઆલાએ ફર્ઝ કર્યા અને તેની રાતમાં કિયામ કરવો (નમાઝ પઢવી) તત્તૂઅ એટલે કે નફલ ઈબાદત કરે તો એવું છે જેમ કે અન્ય મહીનાઓમાં ફર્ઝ અદા કરી. આ સબ્રનો મહીનો છે અને સબ્રનો સવાબ જન્નત છે. અને આ ગમખ્વારીનો મહીનો છે અને આ મહીનામાં મો'મિનનું રિઝ્ક વધારી દેવામાં આવે છે. જે એમાં રોઝદારને ઈફતાર કરાવે તેના ગુનાહો માટે માફી (મગફિરત) છે અને તેની ગરદન દોઝખથી આઝાદ કરી દેવામાં આવશે અને તેમાં ઈફતાર કરાવનારને એવો જ સવાબ મળશે જેવો કે રોઝો રાખનારને મળશે, એ વિના



કે તેના સવાબમાં કાંઈ કમી થાય. અમે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ અમારામાંનો દરેક શખ્સ તે ચીજ નથી ધરાવતો જેનાથી રોઝો ઈફતાર કરાવે. હુઝૂરે ફર્માવ્યું, અલ્લાહ તઆલા આ સવાબ તે શખ્સને પણ આપશે જે એક ઘૂંટડો દૂધ અથવા એક ખજૂર અથવા એક ઘૂંટડો પાણીથી ઈફતાર કરાવે, અને જેણે રોઝાદારને પેટ ભરીને ખવડાવ્યું તેને અલ્લાહ તઆલા મારા હૌજથી તૃપ્ત કરશે, કદી તરસ્યો ન થશે એટલે સુધી કે જન્નતમાં દાખલ થઈ જશે. આ તે મહીનો છે કે તેનો પ્રારંભિક હિસ્સો રહમત છે અને તેનો મધ્યમ હિસ્સો મગફિરત છે અને તેનો છેવટનો હિસ્સો જહન્નમથી મુક્તિ છે. અને જે પોતાના ગુલામ પર આ મહીનામાં તખફીફ કરશે એટલે કે કામ લેવામાં કમી કરે તો અલ્લાહ તઆલા તેને બખ્શી દેશે અને જહન્નમથી આઝાદ કરી દેશે. *(બયહકી)*

**૬.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે, નબી કરીમ ﷺ એ ફર્માવ્યું કે રમઝાનની છેલ્લી રાતમાં આ ઉમ્મતની મગફિરત થાય છે. અર્ઝ કરવામાં આવી, તે શબે કદ્ર છે ? ફર્માવ્યું, નહીં, પરંતુ કામ કરનારાઓને તે વખતે પૂરી મજૂરી આપવામાં આવે છે. *(અહમદ)*

**૭.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, જે શખ્સને રોઝાની હાલતમાં આપોઆપ ઊલ્ટી આવી જાય તેના પર કઝા વાજિબ નથી અને જાણી બુઝીને ઉલ્ટી કરે તેના પર કઝા વાજિબ છે. *(તિર્મિઝી શરીફ, અબૂ દાઊદ)*

**૮.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, જે શખ્સ (રોઝો રાખીને) બુરી વાત કહેવાનુ અને તેના પર અમલ કરવાનુ ન છોડે તો ખુદા તઆલાને તેની પરવા નથી કે તેણે ખાવાપીવાનું છોડી દીધું. *(બુખારી શરીફ)*

આ હદીષ શરીફ હેઠળ "હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ رحمۃ اللہ علیہ ફર્માવે છે કે : "રોઝો કબૂલ થશે નહીં", એટલા માટે કે રોઝાને મશ્રૂઅ અને વાજિબ કરવાનો મકસદ એ જ ભૂખ અને તરસ નથી બલ્કે લઝ્ઝતોની (મજા માણવાની) ખ્વાહિશોને તોડવાનો અને ખૂદગર્ઝીની (સ્વાર્થીપણાની) આગને બુઝાવવાનો હેતુ છે જેથી કરીને નફ્સ (જીવ)

ઈચ્છાઓની તરફ આકર્ષાવાને બદલે ખુદાના હુકમો પર ચાલનારો બની જાય. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૨, પેજ–૮૫)*

**૯.** હઝરત સલ્મહ ઈબ્ને મુહબ્બક رضی اللہ عنہ એ કહ્યું, હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે જેની પાસે એવી સવારી હોય જે આરામથી મંઝિલ સુધી પહોંચાડી આપે તો તેણે જોઈએ કે રોઝો રાખે જ્યાં પણ રમઝાન આવી જાય. *(અબૂ દાઊદ)*

**૧૦.** હઝરત અનસ ઈબ્ને માલિક કઅ્બી رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે અલ્લાહ તઆલાએ (શરઈ) મુસાફિરથી અડધી નમાઝ માફ ફર્માવી દીધી (એટલે કે મુસાફિર ચાર રકાતવાળી ફર્ઝ નમાઝ બે પઢે) અને મુસાફિર, દૂધ પીવડાવનારી અને સગર્ભા સ્ત્રીથી રોઝો માફ ફર્માવી દીધો (એટલે કે તે લોકોને ઈજાઝત છે કે તે સમયે રોઝો ન રાખે, બાદમાં કઝા કરે.) *(અબૂ દાઊદ, તિર્મિઝી)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે :–

**(અર્થ)** : દૂધ પીવડાવનારી અને સગર્ભા સ્ત્રીને રોઝા ન રાખવાની છૂટ કેવળ એ સ્થિતિમાં છે કે બાળકોને અથવા ખૂદ પોતાને રોઝાથી નુકસાન પહોંચે. (નહીં તો છૂટ નથી)

**૧૧.** હઝરત અબૂ ઐયૂબ અન્સારી رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જેણે રમઝાનનો રોઝો રાખ્યો પછી ત્યારબાદ છ રોઝા શવ્વાલના રાખ્યા તો જાણે તેણે હમેશાં રોઝા રાખ્યા. *(મુસ્લિમ શરીફ)*

**૧૨.** હઝરત અબૂ કતાદા رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, મને ખુદા તઆલાની રહમતથી ઉમ્મીદ છે કે અરફાના દિવસનો રોઝો એક વરસ અગાઉના અને એક સાલ પાછળના ગુનાહ દૂર કરી દેશે. *(મુસ્લિમ શરીફ)*

યાદ રાખશો કે અરફાનો રોઝો અરફાતના મેદાનમાં **મના** છે. *(બહારે શરીઅત)*

**૧૩.** હઝરત હફસહ્ رضی اللہ عنہا એ ફર્માવ્યું કે, ચાર ચીજો છે જેને હુઝૂર



صلی اللہ علیہ وسلم છોડતા ન હતા : (૧) **આશૂરાનો રોઝો** (૨) **ઝિલ્ હજ્જના રોઝા** (એકથી નવ સુધી) (૩) **દર મહીનાના ત્રણ રોઝા** (૪) **બે રકાતો ફજરની ફર્ઝથી પહેલાં.** *(નિસાઈ)*

**૧૪.** હઝરત અબૂઝર رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, હે અબૂઝર ! જ્યારે (કોઈ) મહીનામાં ત્રણ દિવસ રોઝા રાખતો હોય તો તેર, ચૌદ અને પંદર તારીખોએ (રોઝા) રાખે. *(તિર્મિઝી, નિસાઈ)*

**સૂચના : (૧)** પહેલી શવ્વાલ એટલે ઈદુલ ફિત્ર અને ૧૦–૧૧–૧૨ ઝિલ હિજ્જનો રોઝો રાખવો **મકરૂહે તહરીમી** અને **નાજાઈઝ** છે. *(તહતાવી, પેજ–૩૮૭, દુર્રે મુખ્તાર, રદ્દુલ મુહતાર, ભાગ–૨, પેજ–૬૮)*

**(૨)** સ્વપ્નદોષ થયા પછી અથવા હમબિસ્તરી કર્યા બાદ ગુસ્લ ન કર્યું અને એ જ હાલતમાં આખો દિવસ પસાર કર્યો તો તે નમાઝોને છોડી આપવાને લીધે સખત ગુનેહગાર થશે પણ રોઝો અદા થઈ જશે. *(બહરૂર્રાઈક, ભાગ–૨, પેજ–૨૭૩, આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૧૮૭)*

**(૩)** બીમારને બીમારી વધી જવાની કે મોડેથી સારુ થવાની અથવા તંદરુસ્તને બીમાર થઈ જવાનું ગાલિબ (ચોક્કસ) ગુમાન હોય તો રોઝો તોડવાની રજા છે. ગાલિબ ગુમાનના ત્રણ પ્રકારો છે :– (૧) તેની જાહેર નિશાની જોવા મળે છે. (૨) અથવા તેનો પોતે અનુભવ છે. (૩) અથવા કોઈ **સુન્ની મુસલમાન ડોક્ટર જે ફાસિક ન હોય** તેણે આ બાબતની ખબર આપી હોય. અને જો કોઈ નિશાની ન જણાય ન અનુભવ હો ન એ પ્રકારના ડોકટરે તેને જણાવ્યું હોય બલ્કે કોઈ કાફિર કે ફાસિક કે બદ્મઝહબ ડોકટરના કહેવાથી રોઝો તોડી નાખ્યો **તો કફ્ફારો લાઝિમ થશે.** *(રદ્દુલ મુહતાર, ભાગ–૨, પેજ–૧૨૦, બહારે શરીઅત)*

**(૪)** જે શખ્સ રમઝાનમાં વિના મજબૂરીએ જાહેરમાં જાણી બુઝીને ખાય તો ઈસ્લામી બાદશાહ તેને કત્લ કરી આપે. *(શામી, બહારે શરીઅત)*

**(૫)** મોઅતકિફ (એ'તેકાફવાળા) સિવાય અન્ય લોકોએ મસ્જિદોમાં રોઝો ઈફતાર કરવો, ખાવું, પીવું જાઈઝ નથી. *(દુર્રે મુખ્તાર, ફતાવા રઝવિય્યહ્)* જેથી અન્ય લોકો જો મસ્જિદમાં ઈફતાર કરવા ઈચ્છતા હોય

તો એ'તેકાફની નિય્યત કરીને મસ્જિદમાં જાય, કાંઈ ઝિક્ર તથા દુરૂદ શરીફ પઢયા બાદ હવે ખાઈ પી શકે છે, પણ આ સ્થિતિમાં પણ મસ્જિદનો એહતેરામ જરૂરી છે. આજકાલ મુંબઈ વગેરેની મોટાભાગની મસ્જિદોમાં બલ્કે કેટલાક ગામડાઓમાં પણ ઈફ્તારના સમયે મસ્જિદની ઘણી બેહુરમતી કરાય છે જે નાજાઈઝ અને હરામ છે. ઈમામ તથા મસ્જિદના મુતવલ્લીઓએ આ બાબત પ્રત્યે ધ્યાન આપવું જરૂરી છે, નહીં તો કિયામતના દિવસે સખ્ત પૂછતાછ થશે.





# રૂયતે હિલાલ એટલે ચાંદ જોવા વિશે

**૧.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, જ્યાં સુધી ચાંદ ન જોઈ લો રોઝો ન રાખી લો અને જ્યાં સુધી ચાંદ ન જોઈ લો ઈફતાર ન કરો. અને "જો વાદળ કે ધૂળ હોવાના લીધે ચાંદ જોવામાં ન આવે તો (ત્રીસ દિવસ) ગણત્રી પૂરી કરી લો." અને "એક રિવાયત"માં છે કે, મહીનો કદીક ૨૯ દિવસનો હોય છે જેથી તમો જ્યાં સુધી ચાંદ ન જોઈ લો ત્યાં સુધી રોઝો ન રાખો અને જો તમારી સમક્ષ વાદળ કે ધૂળ થઈ જાય તો ત્રીસ દિવસની ગણત્રીપૂર્વક કરી લો. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે, "શરીઅતમાં નજૂમીઓ (ભવિષ્ય ભાખનારા)નું કથન અમાન્ય અને અવિ□સનિય છે, તેના પર ભરોસો નથી કરી શકતા." અને હુઝૂર ﷺ સહાબાએ કિરામ તથા તાબઈન رضوان اللہ تعالٰی علیہم اجمعین તેમજ સલફ તથા ખલફ (અસ્લાફ તથા ખલીફાઓ قدست اسرارھم એ તેના પર અમલ નથી કર્યો ન તો ભરોસો કર્યો.

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, "ચાંદ જોઈને રોઝો રાખવો શરૂ કરો અને ચાંદ જોઈને ઈફતાર કરો અને જો વાદળ હોય તો શાબાનની ગણત્રી પૂરી કરી લો. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**3.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે એક ગામડિયાએ હુઝૂરની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરી કે, મેં રમઝાનનો ચાંદ જોયો છે. હુઝૂરે ફર્માવ્યું કે, શું તું ગવાહી આપે છે કે અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી ? અર્ઝ કરી, હા ! ફર્માવ્યું, શું તું ગવાહી આપે છે ગવાહી આપે છે કે, મુહમ્મદ ﷺ અલ્લાહ તઆલાના રસૂલ છે ? તેણે કહ્યું, હા ! હુઝૂરે ઈર્શાદ ફર્માવ્યો કે, હે બિલાલ ! લોકોમાં એલાન કરી દો કે રોઝો રાખે. *(અબૂ દાઊદ, તિર્મિઝી શરીફ)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمة الله عليه ફર્માવે છે કે, આ હદીષ શરીફથી સાબિત થયું કે એક પુરૂષ "મસ્તૂર" એટલે કે **જેનું ફાસિક હોવું જાહેર ન હોય (ખુલ્લમ ખુલ્લા) ગુનાહ ન કરતો હોય જેમ કે બેનમાઝી, સિનેમા જોવી, દાઢી મુંડાવવી કે મુઠ્ઠીથી કમ કરવી, દારૂ, જુગાર વગેરે ગુનાહોમાં સપડાયેલ ન હોય.**) તેની ખબર "રમઝાન" માસમાં સ્વીકાર્ય છે, શહાદત શબ્દની શરત નથી. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૨, પેજ–૭૯)*

**અગત્યની સૂચનાઓ : (૧)** ચાંદની સાબિતીના માટે કેટલીક સ્થિતિઓ આ મુજબની છે :–

**પ્રથમ** : ચાંદની ખબર : ૨૯ શાબાને આકાશ સ્વચ્છ ન હોય તો એક મુસલમાન પુરૂષ કે સ્ત્રી "આદિલ" અથવા "મસ્તૂરુલ હાલ"ની ખબરથી રમઝાનુલ મુબારકનો ચાંદ સાબિત થઈ જશે અને આકાશ સ્વચ્છ હોવાની સ્થિતિમાં ઉપરોક્ત સિફતોવાળા એક શખ્સનું આબાદીથી બહાર ખુલ્લા મેદાનમાં અથવા ઊંચા મકાન પરથી જોવું પૂરતુ છે, નહીં તો એક મોટી જમાઅત જોઈએ જે પોતાની આંખથી ચાંદ જોયાનું વર્ણન કરે.

અન્ય અગ્યાર મહીનાના ચાંદના માટે આકાશ સાફ ન હોવાની સ્થિતિમાં બે આદિલોની ગવાહી જરૂરી છે અને આકાશ સાફ હોવાના સ્થિતિમાં એટલી મોટી જમાઅત જરૂરી છે જેમનું જૂઠી વાત પર એકમત થવું બૌદ્ધિક રીતે શક્ય ન હોય. *(દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર, ભાગ–૨, પેજ–૯૩ તથા ૯૫ અને બહરૂર્રાઈક, ભાગ–૨, પેજ–૨૬૯)*

**બીજી : શહાદત અલશ્શહાદત** : એટલે "ગવાહોએ પોતે ચાંદ નથી જોયો પણ જોનારાઓએ તેમની સમક્ષ ગવાહી આપી અને પોતાની ગવાહી પર તેમને ગવાહ કર્યા" તો આ રીતે પણ ચાંદની સાબિત થઈ જાય છે જ્યારે કે ગવાહો અસલ હાજરીથી મજબૂર હોય. "એની રીત એ છે કે", બંને ગવાહોમાંથી અસલી ગવાહોમાંનો દરેક જણ કહે કે, **"મારી આ ગવાહી પર ગવાહ થઈ જાવ કે મેં ફલાણી સનના ફલાણા મહીનાનો ચાંદ ફલાણા દિવસની સાંજે જોયો"** પછી અસલ ગવાહોની ગવાહીના આધારે બનેલા ગવાહો આવીને વારા ફરતી આ



મુજબ ગવાહી આપે કે, **"હું ગવાહી આપુ છું કે ફલાણાના પુત્ર ફલાણા અને ફલાણાના પુત્ર ફલાણાએ મને પોતાની એ ગવાહી પર ગવાહ બનાવ્યો કે તેમણે ફલાણા સનના ફલાણા મહીનાનો ચાંદ ફલાણા દિવસની સાંજે જોયો અને તેમણે મને કહ્યું કે મારી આ ગવાહી પર ગવાહ બની જાવ."** *(દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર, ભાગ–૪, પેજ–૪૦૯, ફતાવા આલમગીરી, ભાગ–૩, મિસ્રી, પેજ–૪૧૦)*

**ત્રીજી સ્થિતિ : શહાદત અલલ કાઝી** : એટલે કે કોઈ અન્ય શહેરમાં શરઈ કાઝી અથવા મુફતી સમક્ષ ચાંદ થવા બાબતે શહાદતો (ગવાહીઓ) રજૂ થાય અને તેણે ચાંદની સાબિતીનો હુકમ આપ્યો. આ ગવાહી અને હુકમના સમયે બે આદિલ શાહિદો (ગવાહો) કાઝી કે મુફતીની સમક્ષ હાજર હતા તેમણે ત્યાં આવીને મુફતીની રૂબરૂ કહ્યું કે, અમે ગવાહી આપીએ છીએ કે અમારી ફલાણા શહેરના ફલાણા મુફતી પાસે ગવાહીઓ રજૂ થઈ કે ફલાણો ચાંદ ફલાણા દિવસની સાંજે જોવાયો છે અને મુફતીએ તે ગવાહીઓના આધારે ચાંદ ફલાણા રોજ થયાની સાબિતીનો હુકમ આપ્યો, તો એ રીતે પણ ચાંદની સાબિતી થઈ જાય છે. *(ફતાવા ઈમામુલ ગઝી, પેજ–૬, ફત્હુલ કદીર, ભાગ–૨, પેજ–૨૪૩)*

**ચોથી સ્થિતિ** : "ઈસ્તેફાદા" એટલે કે જે ઈસ્લામી શહેરમાં મુફતીએ ઈસ્લામના હુકમો અવામ અનુસરતી હોય કે રોઝા તથા ઈદોના હુકમો તેના ફત્વાથી લાગુ થતા હોય, લોકો પોતે ઈદ તથા રમઝાન ન ઠરાવી લેતા હોય, ત્યાં વિવિધ જમાઅતો (ટોળકીઓ) આવે અને સૌ એકી ઝબાને ખબર આપે કે ત્યાં ફલાણા ફલાણા દિવસે ચાંદ જોઈને રોઝો થયો અથવા ઈદ કરવામાં આવી તો આ રીતે પણ ચાંદની સાબિતી થઈ જાય છે, પરંતુ કેવળ બજારુ અફવા ઉડી જાય અને કહેનારાની ભાળ ન હોય, પૂછતાં ખબર મળે કે સાંભળવામાં આવ્યું છે અથવા લોકો કહે છે તો એવી ખબર કદાપિ "ઈસ્તેફાદા" નથી તેમજ એવું શહેર કે જ્યાં કોઈ મુફતીએ ઈસ્લામ ન હોય અથવા હોય પણ નાઅહલ (અયોગ્ય) હોય અથવા મુહક્કિક તથા મોઅતમદ હોય પણ ત્યાંની અવામ જ્યારે ચાહે ઈદ તથા રમઝાન ખૂદ નક્કી કરી લે છે જેમ કે આજકાલ સામાન્યતઃ થઈ

રહ્યું છે તો એવા શહેરોની ખબરો બલ્કે તવાતુર (અસંખ્ય ખબરો) પણ કાબિલે કબૂલ નથી. *(ફતાવા રઝવિય્યહ્, ભાગ–૪, પેજ–૫૫૩)*

અને જેમ કે દુર્રે મુખ્તાર, બહષે રૂયતે હિલાલમાં છે ઉપરાંત, શામી, ભાગ–૨, પેજ–૯૭માં પણ એ વિશે છે.

**પાંચમી સ્થિતિ : અકમાલે ઈદ્દત** એટલે કે જ્યારે એક મહીનાના ત્રીસ દિવસ પૂરા થઈ જાય તો બીજા મહીનાનો ચાંદ સાબિત થઈ જશે પરંતુ એક ગવાહની શહાદત પર રમઝાનનો ચાંદ માની લેવાયો હતો અને એ હિસાબથી ત્રીસ દિવસ પૂરા થઈ ગયા પણ વાદળ સાફ હોવા છતાં ચાંદ નજર ન આવ્યો તો આ "અકમાલે મુદ્દત" (ત્રીસની ગણત્રી) પૂરતી નથી બલ્કે એક રોઝો અધિક રાખવો પડશે. *(દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર, ભાગ–૨, પેજ–૯૭)*

**(૨)** જો ચાંદ શરઈ તરીકાથી સાબિત થઈ જાય તો અહલે મગરિબવાળાએ જોયેલું અહલે મશ્રિકવાળા માટે લાઝિમ થશે જેમ કે ફતાવા ઈમામુલ ગઝી, પેજ–૫ ઉપર છે.

**(૩) જંતરી (કેલેન્ડર)** : એનાથી ચાંદની સાબિતી કદાપિ થશે નહીં. *(દુર્રે મુખ્તાર વગેરે....)*

**(૪) વર્તમાન પત્ર** : એનાથી પણ ચાંદની સાબિતી કદાપિ થશે નહીં એટલા માટે કે અખબારી ખબરો ઘણીવાર ગપ નીકળે છે અને જો ખબર સાચી હોય તો પણ શરઈ સબૂત વગર કદાપિ તે કાબિલે કબૂલ નથી. *(રદ્દુલ મુહતાર, ભાગ–૨, પેજ–૯૭)*

**(૫) પત્ર** : એનાથી પણ ચાંદની સાબિતી થશે નહીં એટલા માટે કે એક લખાણ બીજા લખાણથી મળી જાય છે જેથી તેનાથી યકીની ઈલ્મ હાંસલ થશે નહીં. *(દુર્રે મુખ્તાર, હિદાયહ)*

**(૬) તાર–ટેલીફોન : એ તો અવિ□ાસમાં પત્રથી પણ વધીને છે** એટલા માટે કે પત્રમાં કમસેકમ લખનારના હાથની નિશાની હોય છે, તાર–ટેલીફોનમાં તે પણ મળશે નહીં ! વળી **ગવાહ જ્યારે પડદાની પાછળ હોય છે તો ગવાહી મોઅતબર નથી હોતી**



**એટલા માટે કે એક અવાજથી બીજા અવાજ મળી જાય છે તો તાર અને ટેલીફોનના વડે કેવી રીતે ભરોસાપાત્ર થઈ શકે છે ?!** *(ફતાવા આલમગીરી, ભાગ–૩, મિસ્રી, પેજ–૩૫૭)*

**(૭) રેડિયો–ટેલીવિઝન** : એમાં તો તાર–ટેલીફોન કરતાં પણ અધિક દુશ્વારીઓ છે એટલા માટે કે તાર–ટેલીફોન પર તો સવાલ જવાબ પણ કહી શકાય છે પણ રેડિયો અને ટેલીવિઝન પર કાંઈ નથી કરી શક્તા.

મતલબ કે **આ નવી શોધો ખબર પહોંચાડવામાં તો કામ આવી શકે છે પરંતુ ગવાહીઓમાં મોઅતબર નથી થઈ શક્તી.** એ જ કારણે **પત્ર, તાર, ટેલીફોન, રેડિયો અને ટેલીવિઝન ખબરો પણ કચેરીઓના કેસોનો ફેંસલો નથી થતો બલ્કે ગવાહોએ હાજર થઈને ગવાહી આપવી પડે છે પછી ફેંસલો થાય છે.**

"આશ્ચર્યની વાત છે કે **જ્યારે દુનિયાવી ઝઘડાઓમાં હાલની કચેરીનો કાનૂન રેડિયો–ટેલીવિઝનના વડે ગવાહી માનવા તૈયાર નથી તો પછી દીની બાબતોમાં શરીઅતનો કાનૂન તેના થકી ગવાહી કઈ રીતે સ્વીકાર્ય કરી શકે છે !**

હુઝૂર ﷺ નો ઈર્શાદે ગિરામી છે કે :–

**(અર્થ)** : જો ચાંદ બાબતે શંકા ઉભી થઈ જાય તો ત્રીસની ગણત્રી પૂરી કરો. *(બુખારી તથા મુસ્લિમ)* પણ **અફસોસ ! કે વર્તમાનકાળના ઘણા મુસલમાન કે જેમાં મોટા ભાગે બેનમાઝી તથા બેરોઝાદાર હોય છે તેઓ ટેલીફોન અને રેડિયો વગેરેની ખબર સાંભળતા જ ધમાલ ધાંધલ મચાવી મૂકે છે !** અને કિયામત ખડી કરી દે છે.

ખુદા તઆલા એ નાસમજ મુસલમાનોને નબી કરીમ ﷺ ના ફર્માને મુબારક પર અમલની તૌફીક બખ્શે.

آمِین بِجَاہِ حَبِیْبِہٖ سَیِّدِالْمُرْسَلِیْنَ صَلَوٰتُ اللّٰہِ تَعَالٰی وَسَلَامُہٗ عَلَیْہِ وَعَلَیْہِمْ اَجْمَعِیْنَ۔

**(૮)** જ્યારે ઈસ્લામી બાદશાહ અને શરઈ કાઝી કોઈ ન હોય તો શહેરનો સૌથી મોટો સુન્ની સહીહુલ અકીદા મુફ્તી તેમના સ્થાને (કાઈમ મુકામ) ગણાશે અને જ્યાં કોઈ મુફ્તી ન હોય તો આમ મુસલમાનો સમક્ષ ચાંદની ગવાહી આપવામાં આવે. *(ફતાવા રઝવિય્યહ્, ભાગ–૪, પેજ–૫૪૭)*

અને હદીકએ નદિય્યહમાં છે, **(અર્થ)** : જ્યારે જમાનો એવા સુલ્તાનથી ખાલી હોય જે શરઈ મામલાઓમાં કિફાયત કરી શકે તો સૌ શરઈ કામ ઉલમાને સોંપાશે અને તમામ શરઈ મામલાઓમાં તેમની તરફ રુજૂઅ કરવું મુસલમાનો પર લાઝિમ છે. તે ઉલમા જ કાઝી તથા હાકિમ માનવામાં આવશે. પછી જો તમામ મુસલમાનોનો એક આલિમ પર ઈત્તેફાક મુશ્કિલ હોય તો દરેક જિલ્લાના લોકો પોતાના આલિમોની પેરવી કરે. પછી જો જિલ્લામાં ઘણા બધા હોય તો જે તેમનામાં સૌથી વધુ શરઈ અહકામ જાણતો હોય તેને અનુસરે અને જો ઈલ્મમાં સરખા હોય તો ડ્રો પધ્ધતિથી કોઈ એકની પસંદગી કરવી.

**(૯) બેનમાઝી અથવા નમાઝ પઢતો હોય પણ જમાઅત છોડવાનો આદી હોય, દાઢી મુંડો કે દાઢી કતરાવીને એક મુઠ્ઠીથી ઓછી કરનાર, આ સૌ ફાસિકે મોઅલિન છે તેમની ગવાહી શરીઅતની રૂએ માન્ય નથી** એ જ રીતે **કાફિર, બદ્મઝહબ (વહાબી, દેવબંદી, રાફઝી, ખારજી... વગેરે), ગાંડો, નાબાલિગની ગવાહી પણ શરીઅતને રૂએ માન્ય નથી.** *(આમ્મ કુતુબ)*

**(૧૦)** ચાંદ જોઈને તેના તરફ આંગળીથી ઈશારો કરવો મકરૂહ છે, ભલે પછી બીજાને બતાવવા માટે હોય. *(બહારે શરીઅત, ભાગ–૫, પેજ–૬૮૫)* અને જેમ કે "દુર્રે મુખ્તાર"માં છે, (અર્થ) : ચાંદ જોઈને તેના તરફ ઈશારો કરવો મકરૂહ છે. એ જ રીતે આલમગીરી, ઝહીરિયહમાં પણ છે.

**(૧૧)** મુસલમાનોએ પોતાના મામલાઓમાં અરબી ઈસ્લામી તારીખ, સનનો એતબાર કરવો વાજિબ છે, બીજી તારીખ કે સનનો એતબાર કરવો જાઈઝ નથી. *(તફસીરે કબીર, ભાગ–૪, પેજ–૪૪૫)*



# શબે કદ્ર

**૧.** હઝરત અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہ એ ફર્માવ્યું કે જ્યારે રમઝાનનો મહીનો શરૂ થયો તો હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે આ મહીનો તમારામાં આવ્યો છે અને તેમાં **એક રાત** એવી છે જે **હજાર મહીનાઓથી બેહતર** છે. તો **જે શખ્સ એની બરકતોથી વંચિત રહ્યો તે તમામ ભલાઈઓથી વંચિત રહ્યો અને નથી વંચિત રાખવામાં આવતો તેની ભલાઈઓથી પણ તે જે તદ્દન બેનસીબ હોય.** *(ઈબ્ને માજહ)*

**૨.** હઝરત આઈશા رضی اللہ عنہا એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, રમઝાનના છેવટના દસકાની એકી રાતોમાં શબે કદ્રને શોધો. *(બુખારી શરીફ)*

**૩.** હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે, મેં હુઝૂર صلی اللہ علیہ وسلم ને પૂછયું કે, યા રસૂલલ્લાહ ! જો મને શબે કદ્રની ખબર થઈ જાય તો હું તેમાં શું કરું ? આપે ફર્માવ્યું કે, આ દુઆ પઢો :–

**اَللّٰھُمَّ اِنَّکَ عَفُوٌّ تُحِبُّ الْعَفْوَفَاعْفُ عَنِّی અલ્લાહુમ્મ ઈન્નક અફુવ્વુન તુહિબ્બુલ અફ્વ ફઅફુ અન્ની** (એટલે કે, હે અલ્લાહ ! તું માફ ફર્માવનારો છે, માફ કરવું તને પસંદ છે તું મને માફ ફર્માવી દે.) *(તિર્મિઝી શરીફ)*

**૪.** હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم જેટલી રમઝાનના છેલ્લા દસકામાં (ઈતાઅત તથા ઈબાદત માટે) કોશિશ ફર્માવતા હતા એટલી કોઈ અન્ય દસકામાં ફર્માવતા ન હતા. *(મુસ્લિમ શરીફ)*

**૫.** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે **જ્યારે શબેકદ્ર આવે છે તો જિબ્રઈલ** علیہ الصلوٰۃ والتسلیم **ફરિશ્તાઓની જમાઅતની સાથે આવે છે અને દરેક તે બંદા માટે મગફિરતની**

**દુઆ કરે છે જે ઉભો રહીને કે બેસીને ખુદા તઆલાના ઝિક્રમાં મશ્ગૂલ રહે છે.** પછી તેમને જ્યારે ઈદુલ ફિત્રનો દિવસ નસીબ થાય છે તો **ખુદા તઆલા પોતાના તે બંદાઓ પર પોતાના ફરિશ્તાઓ સમક્ષ પોતાની ખુશ્નૂદીનો ઈઝહાર કરે છે** અને ફર્માવે છે કે, હે મારા ફરિશ્તાઓ ! મજદૂરનો બદલો શું શું છે ? જે પોતાનું કામ પૂર્ણ કરી આપે ? ફરિશ્તા અર્ઝ કરે છે કે, હે પરવદિગાર ! તેનો બદલો એ છે કે તેને પૂરું વળતર ચૂકવવામાં આવે. ખુદા તઆલા ફર્માવે છે કે, હે મારા ફરિશ્તાઓ ! મારા બંદાઓ અને બાંદીઓએ (મારા નિશ્ચિત કરેલા) ફર્ઝને અદા કરી આપ્યા, હવે તેઓ ઘરેથી દુઆ માટે ઈદગાહ તરફ નીકળ્યા છે, કસમ છે મારી ઈઝ્ઝત, મારા જલાલની ! મારી બખ્શિશ તથા રહમતની ! મારી રફઅતે શાન અને મારી રફઅતે મકાનની ! કે હું તેમની દુઆઓને કબૂલ કરીશ. પછી ખુદા તઆલા ફર્માવે છે કે, હે મારા બંદાઓ ! પોતાના ઘરો એ પાછા વળી જાવ ! મેં તમને બખ્શી દીધા અને તમારી બુરાઈઓને નેકીઓમાં ફેરવી નાખી ! ફર્માવ્યું, હુઝૂર ﷺ એ કે પછી મુસલમાન પાછા વળે છે, ઈદગાહથી એ હાલતમાં કે તેમના ગુનાહો બખ્શી દેવામાં આવે છે. *(બયહકી)*

૬. હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે જ્યારે રમઝાનનો છેવટનો દસકો આવે તો હુઝૂર ﷺ પોતાના તેહબંદને મજબૂત બાંધી લેતા (એટલે કે ઈબાદતમાં ખૂબ જ કોશિશ ફર્માવતા) રાતોમાં જાગતા અને પોતાના ઘરવાળાઓને જગાડતા.

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ હદીષના શબ્દ "શદ્દમીઝરહૂ"ના વિશે ફર્માવે છે કે (અર્થ) : ઈબાદતમાં ખૂબ જ કોશિશ કરતા અને ઔરતોથી ગોશાનશીની ઈખ્તિયાર કરતા.

**ચેતવણી** : કેટલીક જગાએ શબે કદ્રમાં ઈશાની નમાઝ માટે **સાત વખત અઝાન** કહે છે એ **બેઅસ્લ** છે **તેની કોઈ સાબિતી નથી.**



# એ'તેકાફ

૧. હઝરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત છે કે નબી કરીમ ﷺ રમઝાનના છેલ્લા દસકામાં એ'તેકાફ કર્યા કરતા હતા એટલે સુધી કે (એ જ તરીકા પર) વિસાલ ફર્માવ્યો. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

૨. હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, હુઝૂર ﷺ રમઝાનના છેવટના દસકામાં એ'તેકાફ ફર્માવ્યા કરતા હતા અને એક સાલ એ'તેકાફ ન ફર્માવ્યો તો બીજી સાલ વીસ દિવસ એ'તેકાફ ફર્માવ્યો. *(તિર્મિઝી, અબૂ દાઊદ)*

રમઝાનના છેવટના દસકામાં એ'તેકાફ કરવો **સુન્નતે "મોઅક્કદહ્"** છે જેમ કે હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ ફર્માવે છે કે, "જાહિર હનફી મઝહબમાં એ'તેકાફ સુન્નતે મોઅક્કદહ્ છે એટલા માટે કે હુઝૂર علیہ السلام હમેશાં એ'તેકાફ ફર્માવ્યા કરતા હતા એટલે સુધી કે આ દુનિયાથી તશરીફ લઈ ગયા.

**સૂચના** : (૧) એ'તેકાફના ત્રણ પ્રકારો છે :–

**એક : વાજિબ** જે એ'તેકાફની મન્નત માની. દા.ત. એવું કહ્યું કે મારો પુત્ર તંદુરુસ્ત થઈ ગયો તો હું ત્રણ દિવસ એ'તેકાફ કરીશ તો બાળક તંદુરસ્ત થતાં રોઝાની સાથે ત્રણ દિવસનો એ'તેકાફ વાજિબ થશે.

**બીજો : સુન્નતે મોઅક્કદહ** : કે વીસમી રમઝાને સૂરજ ડૂબતી વખતે એ'તેકાફની નિય્યત કરીને મસ્જિદમાં પ્રવેશી જાય અને ત્રીસમી રમઝાને ગુરૂબ થયા બાદ અથવા ૨૯નો ચાંદ થયા પછી નીકળે. આ એ'તેકાફ **સુન્નતે કિફાયહ** છે એટલે કે સૌ લોકો તર્ક કરશે (કોઈ એ'તેકાફ ન કરે) તો બધાની પકડ થશે અને એક જણે કરી લીધો તો સૌ જિમ્મેદારીમાંથી મુક્ત થશે.

**ત્રીજો : મુસ્તહબ** : આ બંને પ્રકાર સિવાય જે એ'તેકાફ કરવામાં આવે તે **મુસ્તહબ** છે. *(આલમગીરી, ભાગ–૧, પેજ–૧૯૭)*

**(૨)** એ'તેકાફ કરનાર દુનિયાવી વાત ન કરે. કુર્આન મજીદની તિલાવત કરે, હદીષ શરીફ પઢે, અને દુરૂદ શરીફ પુષ્કળ પઢે. **"ઈલ્મે દીન શીખવા શીખવાડવામાં મશ્ગૂલ રહે."** હુઝૂર ﷺ અને અન્ય અંબિયાએ કિરામ عَلَيۡهِمُ السَّلَام અને ઔલિયાએ એઝામની સીરત (જીવન ચરિત્ર)ની કિતાબો પઢે જેમ કે ફતાવા આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૧૯૮ માં એ જ પ્રમાણે છે.

**(૩) મુસ્તહબ** એ'તેકાફની સરળ રીત એ છે કે **જ્યારે પણ મસ્જિદમાં પ્રવેશે તો દરવાજા પર મસ્જિદમાં પ્રવેશવાની નિય્યત સાથે એ'તેકાફની પણ નિય્યત કરી લે તો જ્યાં સુધી મસ્જિદમાં રહેશે ત્યાં સુધી એ'તેકાફનો પણ સવાબ મળશે.** નિય્યતના શબ્દો આ મુજબ છે :–

بِسۡمِ اللّٰهِ دَخَلۡتُ وَعَلَيۡهِ تَوَكَّلۡتُ وَنَوَيۡتُ سُنَّةَ الۡاِعۡتِكَافِ اَللّٰهُمَّ افۡتَحۡ لِيۡ اَبۡوَابَ رَحۡمَتِكَ

**બિસ્મિલ્લાહિ દખલ્તુ વ અલૈહિ તવક્કલ્તુ વ નવૈતુ સુન્નતલ એ'તેકાફ. અલ્લાહુમ્મફતહલી અબ્વાબ રહમતિક.** એટલે કે, અલ્લાહ તઆલાના મુકદ્દસ નામની બરકતની સાથે હું દાખલ થયો અને તેના પર મેં ભરોસો કર્યો અને મેં સુન્નત એ'તેકાફની નિય્યત કરી. રબ તઆલા મારા માટે રહમતના દરવાજા ખોલી આપી.





# કુર્આન મજીદની તિલાવત

**૧.** હઝરત ઉષ્માન رَضِیَ اللّٰہُ عَنۡہُ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, **તમારામાં બેહતરીન શખ્સ તે છે જેણે કુર્આન શીખ્યું અને અન્યોને શીખવ્યું.** *(બુખારી શરીફ)*

**૨.** હઝરત મઆઝ જુહની رَضِیَ اللّٰہُ عَنۡہُ એ કહ્યું કે, રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે **જે શખ્સ કુર્આનને પઢે અને તેના પર અમલ કરે તો કિયામતના દિવસે તેના માં બાપને એવો તાજ પહેરાવવામાં આવશે કે તેની રોશની દુનિયાના સૂરજની રોશની વધીને હશે જ્યારે કે સૂરજને એટલો નજીક ધારી લેવામાં આવે કે જાણે તમારા ઘરોમાં ઉતરી આવ્યો છે.** તો તમે સમજી શકો છો કે જ્યારે માં બાપનો આ મર્તબો હશે તો તે શખ્સનો શું દરજજો હશે જેણે કુર્આને કરીમ પર અમલ કર્યો. *(અહમદ)*

**૩.** હઝરત ઈબ્ને મસઉદ رَضِیَ اللّٰہُ عَنۡہُ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે જે શખ્સ કિતાબુલ્લાહમાંથી એક હર્ફ (અક્ષર) પઢે તો તેને દરેક હર્ફના બદલે એક નેકી મળશે અને દરેક નેકી દસ નેકીઓ બરાબર હશે. હું અલિફ લામ મીમને એક હર્ફ નથી કહેતો બલ્કે અલિફ એક હર્ફ છે અને લામ એક હર્ફ છે અને મીમ એક હર્ફ છે. *(તિર્મિઝી, દારમી)*

કુર્આનમાં કુલ ૩,૨૧,૨૬૭ હુરૂફ (અક્ષરો) છે જેથી આખા કુર્આનની તિલાવત કરવાથી ૩૨,૧૨,૬૭૦ નેકીઓ મળશે.

**૪.** હઝરત બરાઅ رَضِیَ اللّٰہُ عَنۡہُ એ ફર્માવ્યું કે, એક માણસ સૂરએ કહફ પઢી રહ્યો હતો અને તેની નજીક એક તરફ ઘોડો બે રસ્સીઓથી બાંધેલો હતો તે ઘોડા પર એક વાદળ છવાઈ ગયું અને ઘોડાની નજીક થયું અને ઘોડાએ તેને જોઈને ઉછળવા કુદવાનુ શરૂ કર્યું. જ્યારે સવાર થઈ તો તેણે હુઝૂર ﷺ ની ખિદમતમાં હાજર થઈને પ્રસંગ વર્ણવ્યો. આપે ફર્માવ્યું કે એ સકીનહ એટલે રહમત હતી જે કુર્આન પઢવાના સબબે નાઝિલ

થઈ. *(બુખારી તથા મુસ્લિમ)*

**૫.** હઝરત અબૂ સઈદ رضی اللہ عنہ એ રિવાયત કરી છે કે ઉસૈદ ઈબ્ને હુઝયરે બયાન કર્યું છે કે, હું રાત્રે સૂરએ બકરહ પઢી રહ્યો હતો અને મારો ઘોડો મારી પાસે બંધાયેલો હતો. એકાએક ઘોડો ઉછળવા કુદવા લાગ્યો. હું પઢતાં પઢતાં ખામોશ થઈ ગયો તો ઘોડો પણ અટકી ગયો. મેં ફરી પઢવાનું શરૂ કર્યું તો ઘોડો ફરી એ જ પ્રમાણે ઉછળવા કુદવા લાગ્યો છેવટે મેં પઢવાનું બંધ કર્યું અને મારો પુત્ર યહ્યા ઘોડા પાસે સૂઈ રહ્યો હતો. મને ડર લાગ્યો કે ક્યાંક ઘોડો તેને તકલીફ ન પહોંચાડે એ ખયાલે યહ્યાને ખસેડીને જ્યારે આકાશ તરફ માથુ ઉઠાવ્યું તો એકાએક જોયું કે કોઈ ચીજ સાઈબાન (મકાન તથા તંબુની આગળ તાપ–વરસાદથી બચવાનું છત્ર)ની જેમ છે જેમાં ચિરાગો જેવી ચમકતી ચીજો છે. જ્યારે સવાર થઈ આ પ્રસંગ મેં હુઝૂર صلی اللہ علیہ وسلم સમક્ષ રજૂ કર્યો તો આપે ફર્માવ્યું કે, હે ઈબ્ને હુઝયર ! તિલાવત કરતા રહો ! મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! મારો પુત્ર યહ્યા નજીક હતો જેથી મને અંદેશો થયો કે ક્યાંક ઘોડો તેને કચડી ન નાખે. એટલા માટે હું યહ્યાની તરફ ચાલ્યો ગયો અને આકાશ તરફ માથુ ઉઠાવ્યું તો કોઈ ચીજ સાઈબાન (છત્ર)ની જેમ જોવા મળી જેમાં ચિરાગોની જેવી ચીજો હતી. પછી મેં બહાર નીકળીને જોયું તો કાંઈ પણ ન હતું. હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, તમે જાણો છો તે શું હતું ? મેં અર્ઝ કરી કે, નહીં ! આપે ફર્માવ્યું કે, તે ફરિશ્તા હતા જેઓ તારી કિર્અત સાંભળવા માટે આવ્યા હતા. જો તું સતત પઢતો રહેત તો સવારમાં લોકો ફરિશ્તાઓને જોતે અને ફરિશ્તાઓ તેમની નજરોથી ન છુપાત. *(બુખારી તથા મુસ્લિમ)*

**૬.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ હઝરત ઉબય ઈબ્ને કઅબ رضی اللہ عنہ ને પૂછયું કે, તમે નમાઝમાં શું પઢો છો ? તો તેમણે સૂરએ ફાતિહાની તિલાવત કરી. તો હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, કસમ છે એ જાતની જેની કુદરતના તાબા હેઠળ મારી જાન છે ! કે તૌરાત, ઈન્જીલ અને ઝબૂર (એટલે સુધી કે) કુર્આનમાં તેની જેવી (કોઈ અન્ય સૂરત) નાઝિલ નથી થઈ. *(તિર્મિઝી)*



**૭.** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, દરેક ચીજનું દિલ છે અને **કુર્આનનું દિલ સૂરએ યાસીન** છે. જેથી જે શખ્સ સૂરએ યાસીન પઢશે તેના માટે **દસ કુર્આન પઢવાનો સવાબ** લખવામાં આવે છે. *(તિર્મિઝી, દારમી)*

**૮.** હઝરત અત્તાર ઈબ્ને રિબાહ رضی اللہ عنہ એ કહ્યું કે મને માલૂમ થયું કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **દિવસના પ્રારંભિક હિસ્સામાં જે શખ્સ સૂરએ યાસીન પઢશે તો તેની હાજતો પૂરી કરી દેવામાં આવે છે.** *(દારમી)*

**૯.** હઝરત મઅકિલ ઈબ્ને યસાર મુઝની رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે **જે શખ્સ કેવળ ખુદાની ખુશ્નૂદી પામવા કાજે સૂરએ યાસીનને પઢે તો તેના આગલા ગુનાહો માફ કરવામાં આવે છે,** તો આ સૂરતને તમે લોકો તમારાં મુડદાંઓ પાસે પઢયા કરો. *(બયહકી)*

**૧૦.** હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ કહ્યું કે, મેં હુઝૂર علیہ الصلوٰۃ والسلام ને એવું ફર્માવતાં સાંભળ્યા કે **દરેક ચીજની ઝીનત (શોભા) હોય છે અને કુર્આને પાકની ઝીનત સૂરએ રહમાન છે.** *(બયહકી)*

**૧૧.** હઝરત અબૂદરદા رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, તમારામાંથી કોઈ શખ્સ રાતના સમયે ત્રીજા ભાગનું કુર્આન નથી પઢી શકતું ? સહાબાએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ત્રીજા ભાગનું કુર્આન કેવી રીતે પઢવામાં આવે ? આપે ફર્માવ્યું, (પૂરી સૂરત) **કુલહુવલ્લાહુ અહદ ત્રીજા ભાગના કુર્આન બરાબર** છે. *(મુસ્લિમ, બુખારી)*

**૧૨.** હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, કુર્આનની સાથે ચિંતન મનન કરો. કસમ છે તે ઝાતની જેની કુદરતના કબજામાં મારી જાન છે ! પોતાના દોરડેથી ઊંટ નીકળી જાય તેમ કુર્આન સીનામાંથી નીકળી જાય છે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૧૩.** હઝરત સઈદ ઈબ્ને ઉબાદા رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે **જે શખ્સ કુર્આન મજીદ પઢે પછી તેને ભૂલી જાય તો**

**તે કિયામતના દિવસે ખુદાને એ હાલતમાં મળશે કે તેના અંગો રક્તપિત્તના સબબે સડી ગયાં હશે.** *(અબૂ દાઊદ, દારમી)*

**સૂચના : (૧)** નમાઝ બહાર કોઈ સૂરતની શરૂઆતથી તિલાવત શરૂઆત કરો તો **અઊઝુબિલ્લાહિ મિનશ્શૈતાનિર્રજીમ** પઢવું મુસ્તહબ અને **બિસ્મિલ્લાહ** પઢવું સુન્નત છે અને સૂરતની વચ્ચેથી તિલાવતનો પ્રારંભ કરે તો **અઊઝુબિલ્લાહ... બિસ્મિલ્લાહ....** પઢવું **મુસ્તહબ** છે. *(બહારે શરીઅત)*

**(૨)** સૂરએ તૌબાની શરૂમાં **અઊઝુબિલ્લાહ** પઢવાનો નવો તરીકો જે આજકાલના હાફિઝોએ કાઢયો છે તે **બેઅસ્લ** છે. અને એ જે કહેવાય છે કે સૂરએ તૌબાના કોઈ ભાગથી તિલાવતની શરૂઆત કરે તો **બિસ્મિલ્લાહ** ન પઢે, એ **તદ્દન ગલત** છે. *(બહારે શરીઅત, ભાગ–૩, પેજ–૩૦૯)*

**(૩)** કેટલીક જગાએ **લકદ જાઅકુમ રસૂલુમ્ મિન અન્ ફુસિકુમ** નમાઝ બહાર તિલાવતની શરૂઆત કરે છે પણ તેના શરૂમાં બિસ્મિલ્લાહ નથી પઢતા, જો કે આ સૂરતના શરૂમાં પણ **અઊઝુબિલ્લાહ... બિસ્મિલ્લાહ** પઢવી **મુસ્તહબ** છે. એ જ રીતે કુલમાં પંજ આયત પઢતી વખતે **વઈલાહુકુમ ઈલાહુંવ વાહિદ** અથવા **ઈન્ન રહમલ્લાહિ કરીબુન અથવા મા કાન મુહમ્મદુન**થી તિલાવતની શરૂઆત કરે છે તો **અઊઝુબિલ્લાહ–બિસ્મિલ્લાહ** નથી પઢતા એવું કદાપિ ન કરવું જોઈએ.

**(૪)** મજમામાં **સૌ લોકો મોટા અવાજે કુર્આન મજીદ પઢે એ "હરામ"** છે. મોટા ભાગે ત્રીજીયામાં (અથવા જ્યાં બધા સાથે પઢવા બેઠા હોય ત્યાં) મોટા અવાજે પઢે છે એ **હરામ** છે, જો અધિક માણસો પઢનારા હોય તો હુકમ છે કે ધીમેથી પઢે. *(બહારે શરીઅત, ભાગ–૩, પેજ–૩૧૦, દુર્રે મુખ્તાર મઅર દુલ મુહતાર, ભાગ–૧, પેજ–૩૮૩)*

**(૫)** આખા કુર્આન મજીદને હિફ્ઝ (મોઢે યાદ) કરવું **ફર્ઝે કિફાયહ** છે. અને **સૂરએ ફાતિહા** અને **એક અન્ય નાની સૂરત** અથવા તેના બરાબર એટલે **"ત્રણ નાની આયતો"** અથવા **"એક મોટી આયત"**ને



હિફ્ઝ કરવી **વાજિબે ઐન** છે. *(બહારે શરીઅત, ભાગ–૩, પેજ–૩૦૫, દુર્રે મુખ્તાર)*

**(૬) ષે, સીન, શીન, સાદ, તે, તોય, ઝે, ઝાલ, ઝોય, હમ્ઝા, ઐન, હે–હે, કાફ–કાફ, દાલ, દ્વાદ, જીમ, ઝે...** આ હરફોમાં સહી તફાવત રાખી ઉચ્ચાર કરે, નહીં તો અર્થ બદલાતાં નમાઝ થશે નહીં. *(બહારે શરીઅત)*

**(૭)** જે લોકો **હે, તોય, એન, સાદ** વગેરેનો સહી ઉચ્ચાર કરવા સમર્થ ન હોય તેઓએ જરૂરી છે કે હરફોનો સહી ઉચ્ચાર માટે શક્ય ત્યાં સુધી કોશિશ ચાલુ રાખે નહીં તો નમાઝ થશે નહીં. *(ફતાવાએ રઝવિય્યહ્, ભાગ–૩, પેજ–૯૫ અને શામી, ભાગ–૧, પેજ–૪૦૯)*

**(૮)** ગામડાઓમાં મક્તબોના મોટા ભાગના મુદર્રિસોને જોવામાં આવે છે કે તેઓ આખા કુર્આનમાં **ઝાલ, ઝે, ઝોય**ને **જીમ** અને **ક઼ાફ**ને **(છોટા) કાફ, શીન** ને **સીન** અને **ગૈન** ને **ગાફ** પઢાવે છે આ સખત ગુનોહ છે. અને કેટલાક તો વુઝૂ વિના કુર્આન મજીદને હાથ લગાડે છે જે **"સખત નાજાઈઝ તથા હરામ"** છે. રબ તઆલા ઈર્શાદ ફર્માવે છે કે, કુર્આનને વગર (પાકી) વુઝૂએ ન સ્પર્શો. *(પારા–૨૭, સૂરએ વાકિઅહ્)*

**(૯)** આજકાલ ઘણા હાફિઝો એ રીતે ઝડપમાં કુર્આન મજીદ પઢે છે કે **"યઅ્લમૂન તઅલમૂન"** સિવાય કોઈ શબ્દની ખબર જ નથી પડતી બલ્કે જલ્દી કરવામાં શબ્દોના શબ્દો ખાઈ જાય છે અને એ માટે ગર્વ લેવાય છે કે ફલાણો કેટલી ઝડપથી પઢે છે ! જ્યારે કે **આ રીતે કુર્આન મજીદ પઢવું સખત હરામ** છે. *(બહારે શરીઅત, ભાગ–૩, પેજ–૩૦૬)*

**(૧૦)** મકરૂહ સમયો એટલે કે **તુલૂઅ તથા ગુરૂબ અને ઝવાલમાં કુર્આન મજીદની તિલાવત કરાહત વિના જાઈઝ છે** પરંતુ ન કરે તો **બેહતર** છે. બહારે શરીઅત, ભાગ–૩, પેજ–૨૩૦માં છે કે આ સમયોમાં કુર્આન મજીદની તિલાવત બેહતર નથી. બેહતર એ છે કે ઝિક્ર તથા દુરૂદ શરીફમાં મશ્ગૂલ રહે. અને બહરુર્રાઈક, ભાગ–૧, પેજ–૨૫૧માં અને રદુલ મુહતાર, ભાગ–૧, પેજ–૨૬૨માં એ જ પ્રમાણે છે.

# કિતાબુલ હજ્જ

**૧.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ علیہ الصلوۃ والسلام એ ફર્માવ્યું કે, હે લોકો ! ખુદાએ તમારા પર હજ્જ ફર્ઝ કરી છે. અકુરઅ ઈબ્ને હાબિસ رضی اللہ عنہ એ ઉભા થઈને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! શું દર વર્ષે હજ્જ ફર્ઝ છે ? ફર્માવ્યું, જો હું હા પાડી દઉં તો દર વર્ષે હજ્જ ફર્ઝ થઈ જાય અને જો દર વર્ષે ફર્ઝ થઈ જાય તો તમે તેને અદા કરવાની શક્તિ નથી ધરાવતા. એટલા માટે હજ્જ આખી જિંદગીમાં કેવળ એક વખત ફર્ઝ છે, અને જે શખ્સ એનાથી વધારે કરે તો નફ્લ છે. *(અહમદ, નિસાઈ, દારમી, મિશ્કાત)*

જણાયું કે હુઝૂરે અકરમ صلی اللہ علیہ وسلم શરીઅતના હુકમો ઉપર સંપૂર્ણ અધિકાર (ઈખ્તિયારે કુલ્લી) ધરાવે છે કે જો આપ ચાહે તો દર વર્ષે હજ્જ કરવું ફર્ઝ ફર્માવી દે.

**૨.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જે શખ્સ હજ્જનો ઈરાદો કરે તો પછી જલ્દીથી તેને પૂરો કરે. *(અબૂ દાઊદ, દારમી)*

**૩.** હઝરત ઈબ્ને મસઊદ رضی اللہ عنہما એ કહ્યું કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, હજ્જ અને ઉમરાને એક પછી એક અદા કરો. (એટલે કે કિરાનનો એહરામ બાંધો અથવા બંનેને સાથે કરી દો) એટલા માટે કે **આ બંને મુફલિસી અને ગુનાહોને એ રીતે દૂર કરી આપે છે જેવી રીતે ભઠ્ઠી લોખંડ, ચાંદી અને સોનાના મેલને દૂરી કરી દે છે અને મકબૂલ હજ્જનો બદલો કેવળ જન્નત છે.** *(તિર્મિઝી, નિસાઈ)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **જે શખ્સ હજ્જ અથવા ઉમરા અથવા જેહાદના ઈરાદાથી નીકળ્યો અને પછી રસ્તામાં જ મૃત્યુ પામ્યો તો અલ્લાહ તઆલા**



**તેના હક્કમાં હમેશાંના માટે મુજાહિદ, હાજી અને ઉમરા કરનારનો સવાબ લખી આપે છે.** *(બયહકી, મિશ્કાત)*

**૫.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, "રમઝાનમાં ઉમરા કરવા હજ્જ કરવા સમાન છે."

**૬.** હઝરત અબૂ રઝીન ઓકૈલી رضی اللہ عنہ થી રિવાયત છે કે તે નબી કરીમ صلی اللہ علیہ وسلم ની ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! મારા વૃદ્ધ પિતા એટલા અશક્ત છે કે હજ્જ તથા ઉમરા (કરવા)ની શક્તિ નથી ધરાવતા અને ન સવારી પર મુસાફરી કરવાની તેમનામાં તાકાત છે. આપે ફર્માવ્યું, તું બાપના તરફથી હજ્જ તથા ઉમરા કરી લે. *(તિર્મિઝી શરીફ, અબૂ દાઊદ)*

**૭.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم ની ખિદમતમાં એક શખ્સે હાજર થઈને અર્ઝ કરી, મારી બહેને હજ્જની નઝર (મન્નત) માની હતી (અને નઝર પૂરી કરતાં પહેલાં) તેણી મૃત્યુ પામી. આપે ફર્માવ્યું કે, જો તેણી ઉપર દેવું હોત તો શું તેને અદા કરી આપત ? તેણે અર્ઝ કરી, હા. આપે ફર્માવ્યું, તો પછી ખુદા તઆલાનું કરજ પણ અદા કર કે તેને અદા કરવું અધિક આવશ્યક છે. *(બુખારી, મુસ્લિમ)*

**૮.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, "સ્ત્રી મહરમ વિના કદી પણ સફર ન કરે ભલે તે હજ્જની સફર પણ કેમ ન હોય. *(બુખારી તથા મુસ્લિમ)*

**૯.** હઝરત અલી رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે **જે સફરનો સામાન અને બયતુલ્લાહ સુધી પહોંચવાની સવારીના સાધનોનો માલિક હોય અને તો પણ તેણે હજ્જ ન કરી તો તેના યહૂદી તથા નસરાની (ખ્રિસ્તી) થઈને મરવામાં કોઈ ફરક નથી.** અને આ એટલા માટે કે અલ્લાહ તઆલાએ ફર્માવ્યું છે, (અર્થ) : "ખુદા તઆલાના માટે બયતુલ્લાહની હજ્જ કરવી લોકો પર ફર્ઝ છે, જયારે કે હજ્જના તમામ જરૂરી સાધનોનો માલિક હોય." *(તિર્મિઝી શરીફ)*

**ચેતવણી : (૧)** દેખાવ ખાતર હજ્જ કરવી અને હરામ માલ વડે હજ્જ કરવું હરામ છે. *(દુર્રે મુખ્તાર, રદ્દુલ મુહતાર, બહારે શરીઅત, ભાગ–૬, પેજ–૭૧૯)*

**(૨)** સ્ત્રીએ મક્કા શરીફ સુધી જવામાં ત્રણ દિવસ કે એથી વધુનો રસ્તો હોય તો તેના સંગાથમાં પતિ અથવા મહરમ હોવું જરૂરી છે, ભલે તેણી યુવાન સ્ત્રી હોય કે વૃદ્ધા. "મહરમ"નો મતલબ "તે મર્દ કે જેની સાથે હમેશાં માટે તે સ્ત્રીના નિકાહ હરામ છે." ચાહે નસબ (વંશજ)ના લીધે નિકાહ હરામ હોય જેમ કે બાપ, પુત્ર, ભાઈ વગેરે અથવા દૂધના સંબંધોને લીધે નિકાહ હરામ થતો હોય જેમ કે દૂધ... ભાઈ, બાપ, બેટો વગેરે અથવા સાસરીના સંબંધે હરામ થતું હોય જેમ કે સસરો, પતિનો પુત્ર વગેરે.

**(૩)** સ્ત્રી અથવા મહરમ જેની સાથે સ્ત્રી સફર કરી શકે છે તેનું આકિલ (અક્લવાળો), બાલિગ, ગૈર ફાસિક હોવું શર્ત છે, પાગલ, નાબાલિગ અથવા ફાસિકની સાથે જઈ શક્તી નથી. *(આલમગીરી, દુર્રે મુખ્તાર, બહારે શરીઅત)*

**(૪)** સ્ત્રીએ મહરમ વગર કે પતિ વગર હજ્જ માટે જવું **હરામ** છે જો હજ્જ કરશે તો થઈ જશે. પણ **દરેક કદમ પર ગુનાહ** લખવામાં આવશે. *(ફતાવા રઝવિય્યહ, ભાગ–૪, પેજ–૬૯૧)* કેટલીક ઔરતો મહરમ વિના પોતાના પીર અથવા કોઈ વૃદ્ધ માણસ સાથે હજ્જ માટે જાય છે એ પણ નાજાઈઝ તથા હરામ છે.

**(૫)** સ્ત્રી સાથે પતિ કે મહરમ ન હોય તો તેના પર વાજિબ નથી કે હજ્જ માટે જવા ખાતર નિકાહ કરી લે. *(બહારે શરીઅત)*

**(૬)** જો હજ્જના ખર્ચ જેટલી રકમનો માલિક હોય અને સંબંધીઓ માટે તોહફા વગેરે લાવવાની શક્તિ ન હોય તો પણ હજ્જ માટે જવું ફર્ઝ છે, તેના લીધે હજ્જ ન કરવું હરામ છે. *(બહારે શરીઅત)*

**(૭)** સરકારે અકદસ ﷺ ના રોઝા મુબારકની હાજરી અને બયતુલ્લાહ શરીફ તેમજ મુકદ્દસ સ્થાનોની ઝિયારત પછી હાજીઓએ એવું કરવું જોઈએ કે પોતાના કુટુંબીજનો સગાં સંબંધીમાં મઝહબી રંગ



પેદા કરે. પણ અફસોસ ! કે એવું કરવાને બદલે ત્યાંથી રેડિયો (વી.ડી.ઓ.) લાવીને પોતાના સગા સંબંધીને આપે છે જેનાથી તેઓ મોટા ભાગનો સમય ગાયનો સાંભળીને ગુનાહોની કમાણી કરે છે ! સાથોસાથ રેડિયો (વી.ડી.ઓ) લાવનાર હાજી સાહબનું આમાલનામુ પણ કાળુ ચિતરાતુ રહે છે. અલ્અયાઝુ બિલ્લાહિ તઆલા. (અરે ! હવે રેડિયોમાં આવતાં વ્યભિચારનો ભણી આકર્ષતાં ગાયનોને પણ કોણ પૂછે છે ? હવે તો નગ્નતાભર્યો નાચ કરતાં પરાયાં સ્ત્રીપુરૂષોના બેશરમી ભર્યા નાચગાન, છેડછાડ, બળાત્કાર છેડતીનાં દશ્યો ઉપરાતં ગૈર કૌમના કુફ્રી કામોનાં દશ્યો તથા ગંદા ગીતોને માંબાપ, ભાઈ બહેન, સાસુ સસરા સૌ સહકુટુંબ જુએ છે અને પરિણામે માહોલમાં બેહયાઈની બોલબાલા, આડા સંબંધો અને વ્યભિચારનો રોગ ફેલાઈ રહ્યો છે ! એવાં ગંદા સખત ગુનાહ માટે પ્રેરતાં પોષતાં સાધનો ટી.વી., વી.ડી.ઓ. લાવે છે ! કોણ લાવે છે ?! ખુદાની બારગાહમાં ગુનાહોથી પાક થવા જનારા હાજીઓ ! અસ્તગફિરુલ્લાહ ! શરમ નથી આવતી ?! હાજીનું દિલ તો પવિત્ર થઈને ગુનાહથી ડરીને દૂર ભાગનારું હોવું જોઈએ તેને બદલે આજના હાજીઓ છે કે શૈતાનને જ ઘરમાં વસાવવા સાથે જ લેતા આવે છે ! ખુદાએ આપેલી દૌલતનો ઉપયોગ થઈ રહ્યો છે ! ભૂલી ન જતા ! પાઈ પાઈનો હિસાબ કિયામતમાં આપવાનો થશે તો ત્યાં કયા મોઢે જવાબ આપશો કે નાગાં દશ્યો જોવા માટે અમે વી.ડી.ઓ, ટી.વી. ખરીદયાં હતાં ! ફાસિક, કાફિર, નાજાઈઝ રમતો રમતા ખેલાડીઓને ઝુમી ઝુમીને જોતા રહી, ગુનાહો કરતા રહી, નમાઝોની પરવા કર્યા વિના શૈતાની ખેલોમાં રચ્યા પચ્યા રહેવા માટે ટી.વી., વી.ડી.ઓ. ખરીદીને આ રકમ ખર્ચી હતી ! કયા મોઢે ખુદાની બારગાહમાં જબાન ખોલશો ?! તૌબા કરો અને એ શૈતાની રમકડાને હજી પણ ઘરમાંથી કાઢી નાખો નહીં તો જહન્નમનો અઝાબ છોડશે નહીં. **–અનુવાદક**)

(૮) જેણે પાક માલ, પાક કમાઈ, પાક નિય્યતથી હજ્જ કરી અને તેમાં લડાઈ, ઝઘડા તેમજ દરેક પ્રકારના ગુનાહો તથા નાફર્માનીથી બચ્યો, પછી હજ્જ બાદ તુરંત મૃત્યુ પામ્યો, એટલી પણ મોહલત ન મળી કે જે હુકૂકુલ્લાહ અથવા હુકૂકુલ એબાદ તેના જિમ્મે હતા તેને અદા કરે અથવા

અદા કરવાની ફિક્ર કરે તો હજ્જ કબૂલ થવાની સૂરતમાં ભરપૂર ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા પોતાના તમામ હક્કોને માફ ફર્માવી દે અને બંદાઓના હક્કો પોતાના કરમના જિમ્મે લઈને હક્કદારોને કિયામતના દિવસે રાજી કરે અને ઝઘડાથી નજાત બખ્શે. *(અન્વજબુલ ઈમદાદ લિલ ઈમામ અહમદ રઝા)*

અને જો હજ્જ પછી જીવતો રહ્યો અને શક્ય ત્યાં સુધી હક્કોને અદા કરી લીધા એટલે કે વિતેલા વર્ષોની બાકી ઝકાત અદા કરી આપી, છૂટેલી નમાઝ તથા રોઝાની કઝા કરી, જેનો હક્ક મારી લીધો હતો તેને અથવા મૃત્યુ બાદ તેના વારસોને આપી દીધો, જેને તકલીફ પહોંચાડી હતી તેનાથી માફ કરાવી લીધું, જે હક્કવાળો રહ્યો ન હતો તેના તરફથી સદકો કરી આપ્યો. જો ખુદાના હક્કો તથા બંદાના હક્કોમાંથી અદા કરતાં કરતાં કાંઈ રહી ગયું તો મૌતના સમયે પોતાના માલમાંથી તેની અદાયગીની વસિયત કરી ગયો, મતલબ કે ખુદા તથા બંદાના હક્કોમાંથી છૂટકારાની સર્વ શક્ય તે કોશિશો કરી, તો તેના માટે બખ્શિશની એથીયે અધિક ઉમ્મીદ છે. *(અન્વજબુલ ઈમદાદ)*

હા, જો હજ્જ કર્યા પછી શક્તિ હોવા છતાં એ બાબતો પ્રત્યે ગફલત વર્તી તેને અદા ન કર્યું તો સર્વ ગુનાહો નવેસરથી તેના જિમ્મે રહેશે, કેમ કે હુકૂકુલ્લાહ અને હુકૂકુલ એબાદ તો બાકી જ હતા તેની અદાયગીમાં મોડુ કરવું ફરી તાજા ગુનાહ થયા તેના નિવારણ માટે હજ્જ પૂરતી થશે નહીં, એટલા માટે કે હજ્જ વિતેલા ગુનાહો એટલે કે સમયસર નમાઝ તથા રોઝા વગેરે અદા ન કરવાના કુસૂરને ધોઈ નાખે છે, (પણ) હજ્જથી કઝા થયેલ નમાઝો અને રોઝા કદી પણ માફ થતા નથી, અને ન ભાવિના માટે આઝાદીનો પરવાનો મળે છે. બલ્કે **મકબૂલ હજ્જની નિશાની જ એ છે કે હાજી પહેલાં કરતાં સારો થઈને પાછો ફરે.** *(અન્વજબુલ ઈમદાદ)*

રદ્દુલ મુહતાર, ભાગ–૨, પેજ–૨૬૧માં આ મસ્અલા પર બહષ બાદ ફર્માવ્યું કે, (અર્થ) : ખુલાસો એ છે કે કર્ઝ વગેરેમાં મોડુ કરવું તો **કેવળ મોડુ કરવાનો ગુનોહ સાબિત થઈ જશે,** પણ અસલ ગુનોહ માફ થશે નહીં, અને ન તો ભાવિમાં મોડુ કરાય તેનો ગુનોહ માફ થશે.



બહરમાં કહ્યું છે (એ જ પ્રમાણે). મતલબ કરજ વગેરે આપવું જ પડશે, નમાઝ, રોઝા પૂરા કરવા જ પડશે.

અશ્અતુલ લમ્આત, ભાગ–૨, પેજ–૩૦૨માં છે : (અર્થ) : કહેવાય છે કે **હજ્જ કબૂલ થવાની નિશાની** એ છે કે **પહેલાં કરતાં સારો (નેક) થઈને આવે એટલે કે આખેરતની તરફ ખેંચાઈ જાય. અને દુનિયાથી દૂર થાય અને ગુનાહોથી તૌબા કરતો રહે.** આજકાલ ઘણા લોકો વરસોના વરસો સુધી હુકૂકુલ્લાહ એટલે કે નમાઝ, રોઝા, ઝકાત... વગેરે અદા નથી કરતા તેમજ હુકૂકુલ એબાદ (બંદાઓના હક્કો)ની પણ કાંઈ પરવા નથી કરતા, કોઈને કત્લ કરે છે, કોઈની જમીન પચાવી પાડે છે, કોઈનો માલ ચોરી લે છે, કોઈના રૂપિયા લઈ લે છે અને કોઈને સતાવે છે, પછી હજ્જ કરી આવે છે અને એમ સમજે છે કે અમારા સર્વ ગુનાહો માફ થઈ ગયા ! ન હવે છૂટેલી નમાઝો કઝા કરવી પડશે, ન બંદાઓના હક્કો માફ કરાવવા પડશે, તો આ તેમની સખત ગલતફહમી છે.

મૌલા તઆલા મુસલમાનોને તૌફીક અતા ફર્માવે કે તેઓ હુકૂકુલ્લાહ તથા હુકૂકુલ એબાદ કમાહક્કહૂ (જેવો કે હક્ક છે) અદા કરે.

آمِین بِجَاہِ حَبِیْبِہٖ سَیِّدِالْمُرْسَلِیْنَ صَلٰوتُ اللّٰہِ تَعَالٰی
وَسَلَامُہٗ عَلَیْہِ وَعَلَیْہِمْ اَجْمَعِیْنَ۔

# મદીના તૈયેબહની હાજરી

હાજીયો ! આવો શહનશાહ કા રોઝા દેખો
કા'બા તો દેખ ચૂકે કા'બે કા કા'બા દેખો

**૧.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, **"જે શખ્સ મારી કબરની ઝિયારત કરે તેના માટે મારી શફાઅત વાજિબ છે."** *(દારકુતની, બયહકી)*

**૨.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, હુઝૂર علیہ الصلوۃ والسلام એ ફર્માવ્યું કે, "જે મારી ઝિયારતના માટે આવ્યો, મારી ઝિયારત સિવાય કોઈ અન્ય હાજત માટે નથી આવ્યો, તો મારા પર હક્ક છે કે કિયામતના દિવસે તેનો શફીઅ બનું." *(દારકુતની, તિબ્રાની)*

યા અલ્લાહ ! તારા હબીબે મુસ્તફા વ નબી એ મુજતબા علیہ الصلوۃ والسلام ની શફાઅત અમને અતા ફર્માવ.

**૩.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે જેણે હજ્જ કરી અને મારી વફાત બાદ મારી કબરની ઝિયારત કરી તો એવું છે જેમ કે મારી (દુન્યવી) હયાતમાં ઝિયારતથી મુશર્રફ થયો. *(દારકુતની, તિબ્રાની)*

**ચેતવણી : (૧)** ઝિયારતે અકદસ વાજિબની નિકટ છે. *(ફતાવાએ રઝવિય્યહ, બહારે શરીઅત)*

**(૨)** હજ્જ માટે જવું અને સરકારે અકદસ ﷺ ના રોઝા મુબારકની ઝિયારત ન કરવી બદ્‌બખ્તીની અલામત (નિશાની) છે.





# અંબિયાએ કિરામ જીવંત છે

**૧.** હઝરત અબૂ દરદા رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, ખુદા તઆલાએ જમીન પર અંબિયાએ કિરામ علیہم السلام ના શરીરોને ખાવાં હરામ ફર્માવી દીધાં છે, જેથી અલ્લાહના નબી જીવંત છે, રોજી આપવામાં આવે છે. *(રવાહ ઈબ્ને માજહ, મિશ્કાત શરીફ, પેજ-૧૨૧)*

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે, (અર્થ) : "ખુદા તઆલાના પૈગંબર દુનિયાવી જિંદગીની હકીકતની સાથે જીવતા છે." *(અશ્અતુલ લમ્આત, ભાગ-૧, પેજ-૫૭૬)*

અને હઝરત મુલ્લા અલી કારી علیہ رحمۃ الرحمٰن والرضوان આ હદીષ હેઠળ ફર્માવે છે કે, (અર્થ) : અંબિયા કિરામની દુનિયાવી અને વિસાલ બાદની જિંદગીમાં કોઈ ફરક નથી, એટલા માટે કહેવામાં આવે છે કે ઔલિયાએ કિરામ મરતા નથી બલ્કે એક ઘરથી બીજા ઘર તરફ બદલાઈ જાય છે. *(મિર્કાત, ભાગ-૨, મતબૂઆ બોમ્બે, પેજ-૨૧૨)*

**૨.** હઝરત અવસ ઈબ્ને અવસ رضی اللہ عنہ એ કહ્યું કે, સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે, ખુદા તઆલાએ અંબિયાએ કિરામ علیہم السلام ના શરીરોને જમીન માટે (ખાવું હરામ ફર્માવી દીધું છે) *(રિવાયત કરી અબૂદાઊદ તથા નિસાઈ તથા દારમી તથા બયહકી તથા ઈબ્ને માજહએ, મિશ્કાત શરીફ, પેજ-૧૨૦)*

હઝરત મુલ્લા અલી કારી رضی اللہ عنہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે :-

**(અર્થ)** : "અંબિયાએ કિરામ علیہم السلام પોતાની કબરોમાં જીવતા છે." *(મિર્કાત, ભાગ-૨, પેજ-૨૦૯)*

અને હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ આ હદીષની શરહમાં ફર્માવે છે કે :-

**(અર્થ) : "અંબિયાએ કિરામ علیہم السلام જીવતા છે અને તેમની જિંદગી સૌ માનતા આવ્યા છે, કોઈને એમાં મતભેદ**

**નથી, તેમની જિંદગી જિસ્માની દુનિયાવી હકીકી છે, શહીદોની જેમ કેવળ બાતિની અને રૂહાની નથી."**

**ચેતવણી : (૧)** અંબિયાએ કિરામ عَلَيْهِمُ السَّلَام વફાત પછી દુનિયાવી જિંદગીની જેમ હકીકતની સાથે જીવતા રહે છે એટલા માટે શબે મેઅરાજમાં જ્યારે સરકારે અકદસ ﷺ બૈતુલ મુકદસ પહોંચ્યા તો અંબિયાએ કિરામ عَلَيْهِمُ السَّلَام ને ત્યાં નમાઝ પઢાવી. જો અંબિયાએ કિરામ عَلَيْهِمُ السَّلَام વફાત પછી જીવતા ન હોત તો બયતુલ મુકદસમાં નમાઝ પઢવા કઈ રીતે આવત ?!

**(૨)** અંબિયાએ કિરામની જિંદગી જિસ્માની હકીકી દુનિયાવી છે શહીદોની જેમ કેવળ બાતિની અને રૂહાની નથી એટલા માટે અંબિયાએ કિરામ عَلَيْهِمُ السَّلَام નો વારસો (ત્યજેલો માલ) વહેંચવામાં આવતો નથી, અને ન તેમની પત્નીઓ બીજા નિકાહ કરી શકે છે જ્યારે શહીદોનો વારસો વહેંચાય છે અને તેમની પત્નીઓ ઈદ્દત પસાર કર્યા પછી બીજા સાથે નિકાહ કરી શકે છે.

**(૩)** અંબિયાએ કિરામ عَلَيْهِمُ السَّلَام ની આખી જિંદગી બરઝખી નથી બલ્કે દુનિયાવી છે, બસ તફાવત કેવળ એ છે કે આપણી જેવા લોકોની નજરોએથી ઓજલ છે. જેમ કે હઝરત શૈખ હસન ઈબ્ને અમ્માર શરમબલાની رحمة الله عليه પોતાની મશહૂર કિતાબ "નૂરુલ ઈઝાહ'ની શરહ "મરાકિયુલ ફલાહ"માં ફર્માવે છે, (અર્થ) : આ વાત તહકીક કરનારા ઉલમા (અરબાબે તહકીક)ની નજીક સાબિત છે કે સરકારે અકદસ ﷺ (હકીકી–દુનિયાવી) જિંદગીની સાથે જીવંત છે, તેમના પર રોજી પેશ કરવામાં આવે છે, તમામ લઝઝતવાળી (સ્વાદવાળી) ચીજોનો સ્વાદ અને ઈબાદતોનો સુરૂર (લુત્ફ) પામે છે. પરંતુ જે લોકો બુલંદ દરજ્જાઓ સુધી પહોંચવાથી આજિઝ છે તેમની નજરોથી ઓજલ છે.

અને નસીમુર્રિયાઝ શર્હે શિફા કાઝી અયાઝ, ભાગ–૧, પેજ–૧૯૬માં છે : અંબિયાએ કિરામ عَلَيْهِمُ السَّلَام હકીકી જિંદગીની સાથે પોતાની કબરોમાં જીવતા છે.

અને મિર્કાત શર્હે મિશ્કાત, ભાગ–૧, પેજ–૨૮૪માં છે :–



**(અર્થ)** : બેશક ! હુઝૂર ﷺ બાહયાત છે, તેમને રોજી પેશ કરવામાં આવે છે અને તેમનાથી મદદ માંગી શકાય છે.

અને હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمة الله عليه એ પોતાના મકતુબ સુલૂક અકરબુસ્સૈ લિ બિત્તવજ્જુહિ ઈલા સૈયિદિર્રસૂલ મઅ "અખ્બારુલ અખ્યાર"માં ફર્માવે છે, (અર્થ) : ઉમ્મતના ઉલમામાં આટલા મતભેદો અને મઝહબોની અધિક્તા હોવા છતાં "કોઈ શખ્સને આ મસ્અલામાં કોઈ મતભેદ નથી કે આં હઝરત ﷺ (દુનિયાવી) હયાતની હકીકત સાથે કાયમ અને બાકી છે." આ નબવી હયાતમાં મજાઝની મેલજોલ કે તાવીલનો વહેમ નથી, અને ઉમ્મતના આમાલ પર હાઝિરો નાઝિર છે. તેમજ હકીકતના તાલિબોના માટે અને તે લોકોના માટે કે આં હઝરતની તરફ તવજ્જોહ રાખે છે તો હુઝૂર તેમને ફયૂઝ બખ્શનારા અને તેમના મુરબ્બી છે.

**(૪)** પારા–૨૩, છેલ્લો રુકૂઅ, આયતે કરીમહ **ઈન્નક મૈયતુન**માં જે હુઝૂર ﷺ ના માટે મૌત આવવાનો ઉલ્લેખ કર્યો તો તેનો મતલબ આ આલમે દુનિયાથી મુન્તકિલ થવું છે અને મુબારક હદીષોમાં હયાતથી વિસાલ બાદની હકીકી જિંદગી મુરાદ છે.

તૂ ઝિંદા હૈ વલ્લાહ ! તૂ ઝિંદા હૈ વલ્લાહ
મેરે ચશ્મે આલમસે છુપ જાનેવાલે
*–(આ'લા હઝરત)*



# ખરીદ વેચાણનું બયાન

## ★ હલાલ રોજી ★

**૧.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, (શરીઅતના અન્ય) ફર્ઝો બાદ હલાલ રોજી હાંસલ કરવી ફર્ઝ છે. *(બયહકી, મિશ્કાત શરીફ)*

**૨.** હઝરત અબૂબક્ર رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે, "જે શરીરને **હરામ ખોરાક** આપવામાં આવ્યો તે **જન્નતમાં પ્રવેશ પામશે નહીં."** *(બયહકી, મિશ્કાત)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, "લોકો પર એક સમય એવો પણ આવશે જ્યારે કોઈ એ વાતની પરવા કરશે નહીં કે તેણે જે માલ પ્રાપ્ત કર્યો છે તે હલાલ છે કે હરામ ?" *(બુખારી શરીફ)*

**ચેતવણી : (૧)** ઘંટીવાળાઓ ઘઉં વગેરે પીસ્યા બાદ દર કિલોએ ત્રીસ ચાલીસ ગ્રામ લોટ "ઘટ" કહીને કાઢી લે છે એ નાજાઈઝ તથા હરામ છે, એટલા માટે કે એટલા પ્રમાણમાં લોટ નથી બળી જતો, એની સાબિતી એ છે કે ચક્કીવાળા પાસે પાંચ, દસ કિલો લોટ દર રોજ વધારાનો બચતો હોય છે.

અને જો ઘંટીવાળા કેટલોક લોટ દળયો અને પોતાના દળેલમાંથી કેટલોક લોટ મજૂરી ઠરાવી લે તો એ પણ નાજાઈઝ છે તે એટલા માટે કે "હફીઝે તહ્હાન" છે. બહારે શરીઅત, ભાગ–૧૪, પેજ–૧૪૧માં છે : ઈજારા પર કામ કરાવ્યું અને એવું નક્કી ઠર્યું કે એમાંથી આટલુ તમે મજૂરી પેટે લેજો, એ ઈજારો ફાસિદ છે. દા.ત. કપડુ વણવા માટે સૂતર આપ્યું અને કહી દીધું કે અડધુ કપડુ મજૂરી પેટે લઈ લેજો અથવા ચક્કી ચલાવવા માટે બળદ લીધા અને જે લોટ પીસવામાં આવશે તેમાંથી



આટલો મજૂરી પેટે આપવામાં આવશે (અથવા ખેતર કતરાવ્યું અને તેમાંથી મજૂરી આપવાનું નક્કી કર્યું) આ સૌ સ્થિતિઓ નાજાઈઝ છે.

હા, પૈસા અને કેટલાક ઘઉં અથવા બાજરી વગેરે મજૂરી નિશ્ચિત કરે તો જાઈઝ છે. "બહારે શરીઅત"માં છે કે જાઈઝ થવાની સ્થિતિ એ છે કે, જે કાંઈ મજૂરી પેટે આપવું છે તેને પ્રથમથી જ અલગ કરી આપે કે આ તમારી મજૂરી છે. દા.ત. સૂતરને બે ભાગ કરીને એક ભાગ વિશે કહ્યું કે, આના વડે કપડુ વણી આપો અને બીજો ભાગ આપ્યો કે આ તમારી મજૂરી છે અથવા અનાજ ઊંચકનારને તે જ અનાજમાંથી કાઢીને આપે કે આ તારી મજૂરી છે અને આ અનાજ ફલાણે ઠેકાણે પહોંચાડી આપ (જેમ કે) ભૂંજવાવાળા પ્રથમથી જ પોતાની મજૂરી કાઢી લઈને પછી ભૂંજે છે. *(દુર્રે મુખ્તાર)*

**(૨)** કેટલાક લોકો એવી રીતે ખેતર કતરાવે છે કે અમે વીંઘા દીઠ અથવા દરરોજ ચાર શેર ડાંગર મજૂરી પેટે આપી દઈશું પણ એ નથી નક્કી કરતા કે અમે તારા કામ કરેલામાંથી આપીશું, હવે ભલે તે કામ કરેલામાંથી આપે તો પણ કોઈ વાંધો નથી. *(દુર્રે મુખ્તાર)*

**(૩)** કપડુ સીવવા માટે આપ્યું તો દરજીએ તેમાંથી કાપી લીધું, રૂ કાંટવા માટે આપ્યું તો કાંટવાવાળાએ રૂ કાઢી લીધું, કપડુ વણવા માટે આપ્યું તો વણનારે સૂતર કાઢી લીધું અને ભરવા માટે આપ્યું તો ભરવાવાળાએ સૂતર કાઢી લીધું આ બધું જ **નાજાઈઝ** તથા **હરામ** છે.

અફસોસ ! કે આ વાતો જાહેરમાં મુસલમાનોમાં એ રીતે ચાલી રહી છે કે **"હવે લોકોને એહસાસ પણ નથી થતો કે હરામ રોજીથી પોતાનું પેટ ભરીને પોતાની આખેરત બર્બાદ કરી રહ્યા છે"** બલ્કે અવામ તો અવામ કેટલાક ખાસ લોકો પણ એ રીતે હરામ રોજી પ્રાપ્ત કરવામાં બેબાક જોવા મળે છે. (અલઅયાઝુ બિલ્લાહ તઆલા)

## ★ ઉમદા વેપારી ★

**૧.** હઝરત અબૂ સઈદ رضی اللہ عنہ એ કહ્યું કે, સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે ઘણા સાચા તથા પ્રમાણિક (દિયાનતદાર) વેપારી (નો હશ્ર)

નબીઓ, સિદ્દીકો અને શહીદોની સાથે થશે. (رِضْوَانُ اللهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَ, عَلَيْهِمُ السَّلَامُ) *(તિર્મિઝી શરીફ)*

**૨.** હઝરત ઓબૈદ ઈબ્ને રિફાઅહ رضی اللہ عنہ પોતાના બાપથી રિવાયત કરે છે કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, કિયામતના દિવસે (અપ્રમાણિક) વેપારીઓનો હશ્ર નાફર્માનોની સાથે થશે, પણ જે વેપારીઓ ખુદા તઆલાથી ડરીને હરામથી બચે, જૂઠી કસમો ન ખાય અને સાચુ બોલે (તો તેમનો હશ્ર ફાજિરોની સાથે થશે નહીં). *(તિર્મિઝી શરીફ, ઈબ્ને માજહ)*

**૩.** હઝરત વાષિલહ ઈબ્ને અસ્કઅ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, મેં હુઝૂર صلی اللہ علیہ وسلم ને ફર્માવતાં સાંભળ્યા કે, "જે માણસ ખામીયુક્ત ચીજ વેચે અને તેની ખામીને જાહેર ન કરે તે હમેશાં અલ્લાહના ગઝબમાં રહેશે અને ફરિશ્તાઓ તેના પર લા'નત કરતા રહેશે." *(ઈબ્ને માજહ)*

**ચેતવણી : (૧)** મુરદારની ચરબીને વેચવી અથવા તેના થકી કોઈ પ્રકારનો લાભ ઉઠાવવો જાઈઝ નથી, ન તેને દીવામાં સળગાવી શકાશે ન તો ચામડુ પકવવાના કામમાં લાવી શકાશે. *(શામી, ભાગ–૪, પેજ–૧૨૦, બહારે શરીઅત, ભાગ–૧૧, પેજ–૫૭૯)*

**(૨)** મુરદારના ચામડાને વેચવું પણ બાતિલ છે કે જે પકવેલું ન હોય અને જો (દબાગત) પકાવેલું હોય તો વેચવું જાઈઝ છે અને તેને કામમાં લેવું પણ જાઈઝ છે. (દુર્રે મુખ્તાર, બહારે શરીઅત) પકવવાની ત્રણ રીતો છે, ખારું નમક (મીઠુ) વગેરે દવા વડે પકવવામાં આવે અથવા કેવળ તાપ અથવા હવામાં સૂકવી લેવામાં આવે કે તમામ રતુબત સૂકાઈ જાય અને દુર્ગંધ જતી રહે. *(બહારે શરીઅત)*

**(૩)** "હર્બી કાફિર"ના હાથે મુરદારની ચરબી વેચવી જાઈઝ છે. *(બહારે શરીઅત, બહવાલા રદ્દુલ મુહતાર)*

**(૪)** કેટલાક લોકો ગાય, બકરી વગેરે "કુરભાગે" આપે છે કે જેટલાં બચ્ચાં પેદા થશે તેના અડધાં અડધાં વહેંચી લઈશું **આ ઈજારો ફાસિદ અને નાજાઈઝ છે.** બચ્ચાં તેનાં જ છે જેની ગાય તથા બકરી છે, બીજાને કેવળ તેના કામની વ્યાજબી મજૂરી મળશે. *(બહારે શરીઅત, ભાગ–૧૪)*

અને જેમ કે શામી, ભાગ–૩, પેજ–૩૬૧માં એ જ પ્રમાણે છે.



એ જ પ્રમાણે ફતાવા આલમગીરી, ભાગ–૪, મિસ્રી, પેજ–૪૩૦માં પણ છે.

**(૫)** કોઈને મરઘી આપી કે જેટલાં ઈંડાં આપશે તેમાંથી બંને જણ અડધાં અડધાં વહેંચી લેશે **આ ઈજારો પણ ફાસિદ અને નાજાઈઝ છે.** ઈંડા તેનાં છે જેની મરઘી છે. *(ફતાવા આલમગીરી, મિસ્રી, ભાગ–૪, પેજ–૪૩૦, બહારે શરીઅત, ભાગ–૧૪, પેજ–૧૪૩)*

**(૬)** કોઈ ચીજની કિંમત માંગવી, પછી તેનાથી ઓછી માંગવી પછી તેનાથી પણ ઓછામાં આપી દેવું જાઈઝ છે, એ જૂઠમાં દાખલ નથી.

**(૭)** તળાવો, ઝરણાઓનો માછલીઓના શિકાર માટે ઠેકો (કોન્ટ્રાક્ટ) આપવો જેમ કે હિંદુસ્તાનમાં રિવાજ ચાલે છે એ નાજાઈઝ છે. *(બહારે શરીઅત, ભાગ–૧૧, પેજ–૮૭)* અને જેમ કે દુર્રે મુખ્તાર, બાબુલ બયઈલ ફાસિદમાં એ જ પ્રમાણે છે.

## ★ વ્યાજનું બયાન ★

**૧.** હઝરત જાબિર رضی اللہ عنہ એ ફર્માવ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ વ્યાજ લેનાર તથા આપનારાઓ, વ્યાજના દસ્તાવેજ લખનારાઓ અને તેના ગવાહો પર લા'નત ફર્માવી છે અને ફર્માવ્યું કે તે સૌ (ગુનાહમાં) સમાન ભાગીદાર છે.

**૨.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને હન્ઝલહ "ગસીલિલ મલાઈકહ" رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, વ્યાજનો એક દિરહમ જેને માણસ જાણીબુઝીને ખાય તેનો ગુનોહ છપ્પન વખત વ્યભિચાર કરવાથી પણ વિશેષ છે. *(અહમદ, દારકુતની, મિશ્કાત શરીફ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, **વ્યાજનો ગુનોહ એવા સિત્તેર ગુનાહોની જેમ છે જેમાં સૌથી ઓછા દરજ્જાનો ગુનોહ એ છે કે, "પુરૂષ પોતાની માં સાથે વ્યભિચાર કરે."** *(ઈબ્ને માજહ, બયહકી)*

**૪.** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, જે

માણસ કોઈને કરજ આપે અને પછી કરજ લેનાર તેની પાસે કોઈ હદિયો અને તોહફો મોકલે અથવા સવારી માટે કોઈ જાનવર રજૂ કરે તો તે સવારી પર સવાર ન થશો અને તેની ભેટ સોગાદનો સ્વીકાર ન કરશો, હા ! જો કર્જ આપનાર સાથે પહેલાંથી જ આપસમાં આ પ્રકારનો વહેવાર ચાલતો આવ્યો હોય તો કાંઈ વાંધો નથી. *(ઈબ્ને માજહ, બયહકી)*

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ શરીફની શરહમાં ફર્માવે છે કે :–

**(અર્થ)** : "દરેક તે કરજ જેમાંથી નફો હાંસલ કરવામાં આવે તે **વ્યાજ** છે."

**ચેતવણી : (૧)** વ્યાજ "કતઈ હરામ" છે તેના હરામ હોવાનો ઈન્કાર કરનાર **"કાફિર"** છે. અને હરામ સમજીને વ્યાજ લેનારો "ફાસિક" છે તેની "ગવાહી સ્વીકારને પાત્ર નથી." *(બહારે શરીઅત)*

**(૨)** "અકદે ફાસિદ" વડે "હર્બી કાફિર"નો માલ પ્રાપ્ત કરવો મના નથી એટલે કે જે કરાર (અકદ) બે મુસ્લિમો વચ્ચે મના છે તે જો હર્બી કાફિર સાથે કરવામાં આવે તો મના નથી પણ શરત એ છે કે તે અકદ મુસલમાન માટે લાભદાયી હોય. દા.ત. એક રૂપિયાના બદલામાં બે રૂપિયા ખરીદે અથવા તેના હાથે મુરદારને વેચી નાખે કે આ રીતે મુસલમાનો પાસેથી રૂપિયા પ્રાપ્ત કરવા શરીઅતની વિરૂધ્ધ અને હરામ છે અને કાફિર પાસેથી હાંસલ કરવા જાઈઝ છે. *(શામી, બહારે શરીઅત, ભાગ–૧, પેજ–૧૫૩)*

**(૩)** હિંદુસ્તાન જો કે દારુલ ઈસ્લામ છે, તેને દારુલ હર્બ કહેવું સહીહ નથી, પણ અહીંના કાફિરો યકીનન ન તો ઝિમ્મી છે ન તો મુસ્તામિન, કેમ કે ઝિમ્મી તથા મુસ્તામિનના માટે ઈસ્લામી બાદશાહની જિમ્મેદારી (જાન, માલની) લેવી તથા અમ્ન આપવું જરૂરી છે જેથી અહીંના કાફિરોના માલોને "અકદે ફાસિદ" વડે પ્રાપ્ત કરી શકાય છે જ્યારે કે બદ્‌ગુમાની ન થાય. (કેમ કે અહીંના કાફિરો હર્બી કાફિર છે.) *(બહારે શરીઅત, ભાગ–૧૧, પેજ–૧૫૩)*

**ઝિમ્મી કાફિર** : બાદશાહે ઈસ્લામ જે કાફિરના જાનમાલની



જવાબદારી લઈ લે અને તે કાફિરે જિઝયાવેરો તેના બદલામાં ભરવાનો રહેશે.

**મુસ્તામિન** : દારુલ હર્બમાંથી ભાગીને કોઈ કાફિર દારુલ ઈસ્લામમાં આવે અને બાદશાહે ઈસ્લામ જેને અમાન આપે તે.

**હર્બી કાફિર** : ઉપરોક્ત બંને સિવાયના કાફિરને હર્બી કહેવાય છે.

**(૪)** હિંદુસ્તાની કાફિરોનો માલ ચોરી, ડાકુગીરી, પ્રપંચીપણા અને છેતરપિંડીથી હાંસિલ કરવો જાઈઝ નથી.

**(૫)** ઈન્ડિયન ગવર્નમેન્ટ તરફથી ઠેરઠેર જે બેંકો સ્થપાયેલ છે ત્યાંથી રૂપિયા વગેરે વધારે વધારે રકમ આપવાની શરતે વિના જરૂરતે લાવવું અને તેને નફો આપવો મના છે.

**(૬)** બેંક ચાહે ઈન્ડિયા (ગૈર મુસ્લિમ હુકૂમત)ની હોય અથવા કોઈ હર્બી કાફિરની **તેનો નફો શરીઅતની રૂએ વ્યાજ નથી,** એ જ રીતે ઈન્ડિયન ગવર્નમેન્ટ અથવા હર્બી કાફિરના મુસ્લિમ નોકરીયાતોને ફંડમાં જે નફો મળે છે **તે પણ વ્યાજ નથી,** અલબત્ત **મુસ્લિમ બેંકનો નફો વ્યાજ છે.**

ફતાવા અઝીઝિયહ, ભાગ–૧, પેજ–૩૯ ઉપર એ જ પ્રમાણે છે :–

**(અર્થ)** : હર્બી કાફિરોથી વ્યાજ લેવું એ કારણે હલાલ છે કે હર્બીનો માલ મુબાહ છે, પણ એના કારણે બદ્‌ગુમાની ફેલાવી ન જોઈએ. અને હર્બી જ્યારે માલ આપોઆપ આપે છે તો તે માલ નિઃશંક ! હલાલ થઈ જશે.

## ★ ગીરો મૂકવા વિશે ★

**૧.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ تعالٰی عنہما એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم મદીના તૈયબહમાં તશરીફ લાવ્યા, મદીનાના લોકો ફળોમાં વરસ બે વરસ અને ત્રણ વરસનું (એડવાન્સ) અગાઉથી કર્યા કરતા હતા. હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જે શખ્સ આ પ્રકારનું વેચાણ કરે તેણે જોઈએ કે નિશ્ચિત માપ, નિશ્ચિત વજન અને નિયત સમયની સાથે કરે. *(બુખારી તથા મુસ્લિમ)*

**૨.** હઝરત સઈદ ઈબ્ને મુસૈયિબ رضی اللہ عنہ થી રિવાયત છે કે સરકારે દો આલમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે કોઈ ચીજને ગીરો મૂકી દેવાથી ગીરો મૂકનારનું માલિકીપણુ ખતમ થતુ નથી, તેના નફાનો હક્કદાર ગીરો મૂકનાર છે. અને (ચીજ નષ્ટ થઈ જાય તો) ગીરો લેનાર નુકસાનીનો જિમ્મેદાર છે. *(મિશ્કાત શરીફ)*

**સૂચના : (૧)** એટલે કે એવી લે વેચ જેમાં કિંમત રોકડી અથવા માલ ઉધાર હોય તે જાઈઝ છે દા.ત. બકરે કહ્યું કે તમે સો રૂપિયા મને આપી દો હું રૂપિયા દીઠ ચાર કિલો ઘઉં તમને ફલાણી તારીખે આપીશ. તો ભલે તે સમયે અથવા અદા કરતી વેળા બજારનો ભાવ રૂપિયા દીઠ ત્રણ કિલો હોય છતાં ઝયદ પર રૂપિયા દીઠ ચાર કિલો ઘઉં આપવા વાજિબ થશે, કેમ કે આ સોદો શરીઅતની રૂએ જાઈઝ છે શરત એ છે કે જે ચીજને વેચવામાં આવી તેની જાતિ જણાવી દેવામાં આવે કે ઘઉં આપશે કે જવ, અને તેનો પ્રકાર પણ જણાવવામાં આવે કે ફલાણા નામના ઘઉં આપશે અને એ પણ જણાવવું જરૂરી છે કે તે ઘઉં ઉચ્ચ કક્ષાના કે મધ્યમ કે મામૂલી કક્ષાના હશે. તદ્‌ઉપરાંત એ પણ જણાવવું જરૂરી છે કે કેટલા ઘઉં આપશે ? કઈ તારીખમાં આપશે ! અને કઈ જગાએ આપશે. એ સિવાય પણ કેટલીક શરતો છે જેની વિગત બહારે શરીઅત વગેરેથી માલૂમ કરવી.

**(૨)** ખેતરને **ગીરો મૂકવાનો જે આમ રિવાજ છે કે**, કોઈ માણસને કેટલીક રકમ આપીને તેનું ખેતર એ શરતે ગીરો રાખે છે કે અમે ખેતરથી નફો હાંસલ કરતા રહીશું અને ગવર્નમેન્ટના ટેક્ષ આપતા રહીશું પછી જ્યારે તમે રૂપિયા અદા કરી આપશો તો અમે ખેતર પાછુ આપી દઈશું, આ **નાજાઈઝ** છે એટલા માટે કે કર્ઝ આપીને લાભ (નફો) હાંસલ કરવો **વ્યાજ** છે જે **હરામ** છે. હદીષ શરીફમાં છે, (અર્થ) : કરજથી જે નફો પ્રાપ્ત થાય તે વ્યાજ છે, **જો કે હર્બી કાફિરનું ખેતર આ રીતે લઈ શકાય છે,** એટલા માટે કે અકદે ફાસિદના ઝરીયે તેમનો માલ લેવો જાઈઝ છે.

**(૩)** કેટલાક લોકો ખેતર એ રીતે ગીરો મૂકે છે કે ગીરો લેનાર ખેતરને



ખેડે, વાવે અને ફાયદો પ્રાપ્ત કરે અને ખેતરનુ પાંચ કે દસ રૂપિયા ભાડુ નક્કી કરી નાખે છે અને નિશ્ચત એવું થાય છે કે આ રકમ કરજમાંથી કપાતી રહેશે. જ્યારે કુલ રકમ અદા થઈ જશે તો ખેતર પાછુ મળી જશે. **આ સ્થિતિમાં જાહેરી રીતે કોઈ બુરાઈ નથી જણાતી, ભલે ભાડુ વાજબી મજૂરીથી ઓછુ નક્કી થયું હોય.** એટલા માટે આ સ્થિતિ ઈજારામાં દાખલ છે. એટલે કે આટલા સમય માટે ખેતર ભાડે આપ્યું અને ભાડુ એડવાન્સ લઈ લીધું. *(બહારે શરીઅત, ભાગ-૧૭, પેજ-૩૯)*

## ★ કરજદારને મોહલત આપવી ★

**૧.** હઝરત અબૂ કતાદા رضی اللہ عنہ એ કહ્યું કે, મેં રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم ને ફર્માવતાં સાંભળ્યા કે જે શખ્સ કરજદારને મોહલત આપે અથવા કરજ માફ કરી આપે તો અલ્લાહ તઆલા તેને કિયામતના દિવસની કઠણાઈઓથી મહફૂઝ રાખશે. *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત ઈમરાન ઈબ્ને હુસૈન رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **જેનો કોઈના ઉપર કોઈ હક્ક હોય તે તેને મોહલત આપે તો તેને દરેક દિવસના બદલામાં સદકાનો સવાબ મળશે.** *(અહમદ, મિશ્કાત શરીફ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **મો'મિનની જાન (રૂહ) તેના કરજના સબબે મોઅલ્લક રહે છે જ્યાં સુધી તેનું કરજ અદા કરવામાં ન આવે.**

**૪.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી મરવી છે કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, શહીદના સર્વ ગુનાહો બખ્શી દેવામાં આવે છે સિવાય કર્ઝ. *(મુસ્લિમ શરીફ)*

## ★ જમીન પર નાજાઈઝ કબજો ★

**૧.** હઝરત સાલિમ رضی اللہ عنہ પોતાના પિતાથી રિવાયત કરે છે કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **જે શખ્સ બીજાની જમીનનો કાંઈક હિસ્સો નાહક દબાવી લે તો તેને કિયામતના દિવસે સાત**

જમીનના (તળીયા) સુધી ધસાવી દેવામાં આવશે. *(બુખારી શરીફ)*

**૨.** હઝરત સઈદ ઈબ્ને ઝયદ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, **જે શખ્સ કોઈની વેંત જેટલી જમીન જુલમથી હાંસલ કરશે તેને કિયામતના દિવસે સાત જમીનોનો તૌક પહેરાવવામાં આવશે.** *(મુસ્લિમ શરીફ તથા બુખારી શરીફ)*

**૩.** હઝરત અબૂ હુર્રા રકાશી رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, ખબરદાર ! (કોઈના પર) જુલમ ન કરશો, (અને) કાન ખોલીને સાંભળી લો કે કોઈ શખ્સનો માલ (તમારા માટે) હલાલ નથી થઈ શકતો પણ તે ખુશદિલીથી રાજી થઈ જાય. *(બયહકી)*

## ★ રહમત નહીં હૈ તો ઔર ફિર ક્યા હૈ ?★

**અઝ : હુઝૂર મુહદ્દિષે આ'ઝમે હિંદ કિછોછવી** (عَلَيهِ الرَّحمَةُ وَ الرِّضوَان)

હમેં યાદ ફર્માકે દિન રાત રોના
યહ્ રહમત નહીં હૈ તો ફિર ઔર ક્યા હૈ
હમારે લિયે અપના ઘર ભર લુટાના
મહબ્બત નહીં હૈ તો ફિર ઔર ક્યા હૈ

દુઆ બહરે ઉમ્મત કે "યા રબ્બિ હબ્લી"
સરે હશ્ર રટ ઉમ્મતી ઉમ્મતી કી
રહીમી નહીં તો ફિર ઔર ક્યા હૈ
શફાઅત નહીં હૈ તો ફિર ઔર ક્યા હૈ

નમાઝોંમેં હૈ અસ્સલામુ અલૈક
નબીકે લિએ લફ્ઝ હૈ અય્યુહન્કા
સલામ વ નિદાએ નબી ગર ખુદાકી
ઈબાદત નહીં હૈ તો ફિર ઔર ક્યા હૈ

કિતાબે ઈલાહી કા મહફૂઝ રહના
શરીઅતકા તાહશ્ર મૌજૂદ રહના
જહાંમેં નબી કી ઝરૂરત ન રહના
નબુવ્વત નહીં હૈ તો ફિર ઔર ક્યા હૈ

ગુલામે ગુલામાને આલે નબી કા
યહાં બોલબાલા વહાં બોલબાલા
યહ **"સૈયદ"** અદાએ ગુલામી તુમ્હારી
સયાદત નહીં હૈ તો ફિર ઔર ક્યા હૈ



# નિકાહ વિશે બયાન

**૧.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, હે નવજવાનો ! તમારામાંથી જે શખ્સ નિકાહની શક્તિ ધરાવે છે તે નિકાહ કરે જેથી એ (પરાઈ સ્ત્રી તરફની) નિગાહને રોકનાર અને શર્મગાહની હિફાઝત કરનાર છે, અને જેનામાં નિકાહની શક્તિ ન હોય તે રોઝા રાખે એટલા માટે કે રોઝા શહવત (વાસના)ને તોડે છે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, આખી દુનિયા જિંદગીની પૂંજી છે અને દુનિયાની બેહતરીન પૂંજી (મૂડી) નેક ઔરત છે. *(મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, **નિકાહના રિશ્તા સિવાય કોઈ અન્ય રિશ્તો જોવામાં નથી આવ્યો જે અજનબી માણસોની વચ્ચે આટલી ગાઢ મહબ્બત પેદા કરી આપે.** *(ઈબ્ને માજહ)*

**ચેતવણી : (૧)** જે શખ્સ મહેર તથા ભરણ પોષણની શક્તિ ધરાવે છે તેના નિકાહ કરવાની વિગત એવી છે કે, તેને યકીન હોય કે એકાંત અવસ્થામાં તે વ્યભિચાર (ઝિના)ના ગુનામાં પડી જશે, તો તેણે **નિકાહ કરવા ફર્ઝ** છે, અને એ વિશેનું તેને યકીન નહીં પણ કેવળ ભય હોય તો નિકાહ કરવો **વાજિબ** છે અને જાતિય વાસનાનો બહુ ભારે પ્રભાવ ન હોય તો નિકાહ કરશે તો ભરણપોષણ કરી શકશે નહીં અથવા નિકાહ બાદની જે ફરજો છે તેને પૂર્ણ કરી શકશે નહીં તો નિકાહ કરવા **મકરૂહ** છે અને જો એ વાતોનું યકીન હોય તો નિકાહ કરવા **હરામ** છે. *(દુર્રે મુખ્તાર, રદ્દુલ મુહતાર, બહારે શરીઅત)*

**(૨)** કેટલાક લોકો બેવા (વિધવાઓ)ના નિકાહ કરવા પોતાના ખાનદાનના માટે અયબરૂપ સમજે છે એવું સમજવું એ સખત નાજાઈઝ તથા ગુનોહ છે.

**(૩)** મુર્તદ પુરૂષ તથા મુર્તદ સ્ત્રીના (વહાબી, દેવબંદી, શિયા.... વગેરે) કોઈની સાથે સહીહ નથી થઈ શકતા, ન મુસલમાન સાથે ન કાફિર સાથે ન મુર્તદોનાં અંદરો અંદર. *(બહારે શરીઅત બહવાલા રદ્દુલ મુહતાર)*

અને જેમ કે ફતાવાએ આલમગીરી, ભાગ–૧, મિસ્રી, પેજ–૨૯૩માં છે :–

**(અર્થ) : મુર્તદ સ્ત્રી, મુસલમાન સ્ત્રી, અને અસલી કાફિર સ્ત્રી (કોઈની સાથે) મુર્તદ પુરૂષનો નિકાહ કરવો જાઈઝ નથી અને એ જ રીતે મુર્તદ સ્ત્રીનો નિકાહ કોઈની સાથે (મુર્તદ પુરૂષો સાથે, મુસલમાન પુરૂષ સાથે અથવા અસલી કાફિર પુરૂષ) પણ જાઈઝ નથી.** એ જ પ્રમાણે મબસૂતમાં છે.

**(૪)** સાવધાન ! બદમઝહબોની સાથે નિકાહનો સંબંધ બાંધવો અહલે સુન્નતના માટે કદાપિ જાઈઝ નથી.

**(૫)** આખા હિંદુસ્તાનમાં સામાન્યતઃ જે રિવાજ છે સ્ત્રી અથવા વાલીથી એક શખ્સ ઈજાઝત લઈને આવે છે જેને વકીલ કહે છે તે નિકાહ પઢનારને કહી આપે છે કે હું ફલાણાનો વકીલ છું આપને ઈજાઝત આપું છું કે નિકાહ પઢાવી દો. **આ તરીકો સદંતર ગલત છે.** વકીલને એ અધિકાર નથી કે એ કામને માટે બીજાને વકીલ બનાવે. જો એવું કરવામાં આવ્યું તો નિકાહ બેકાર થયો, (સ્ત્રીની) ઈજાઝત પર મૌકૂફ રહેશે, ઈજાઝત પહેલાં સ્ત્રી તથા પુરૂષ દરેકને તોડી નાખવાનો ઈખ્તિયાર હાંસલ છે. જેથી એવું જોઈએ કે જે નિકાહ પઢાવે તે ખૂદ ઔરત અથવા તેના વાલીનો વકીલ બને. (બહારે શરીઅત) અથવા પછી ઔરતનો વકીલ એ વાતની પણ ઈજાઝત હાંસલ કરે કે તે નિકાહ પઢાવવા માટે બીજાને વકીલ બનાવી શકે છે.

**(૬)** કેટલાક લોકો ઈજાબ તથા કબૂલના શબ્દો ખૂબ જ આહિસ્તા બોલે છે, જો એ રીતે ધીમેથી કે હાજર રહેલાઓમાંથી બે માણસોએ પણ ઈજાબ તથા કબૂલના શબ્દો ન સાંભળ્યા તો નિકાહ થશે નહીં.

**(૭)** નિકાહ પહેલાં છોકરા અને છોકરીને કલમએ તૈયેબહ અને ઈમાને મુજમલ તથા ઈમાને મુફસ્સલ પઢાવવાનો જે રિવાજ છે તે બેહતર છે.



**(૮)** નિકાહનો ખુત્બો ઈજાબ તથા કબૂલથી પહેલાં પઢવો મુસ્તહબ છે.

## ★ મહેરનું બયાન ★

**૧.** હઝરત ઉકબા ઈબ્ને આમિર رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે (નિકાહની) શરતોમાંથી જે શરતને પૂરી કરવી તમારા માટે સૌથી અધિક મહત્વનું છે તે એ જ શરત છે જેના વડે તમે ઔરતની શરમગાહોને પોતાના માટે હલાલ કરેલ છે. (એટલે કે મહેર) *(બુખારી તથા મુસ્લિમ)*

**૨.** હઝરત અબૂ સલ્મહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, મેં હઝરત આઈશા رضی اللہ عنہا ને પૂછયું કે નબી કરીમ صلی اللہ علیہ وسلم ની મહેર કેટલી હતી ? તેમણે ફર્માવ્યું કે, હુઝૂરની મહેર આપની (મોટા ભાગની) બીવીઓ માટે બાર "ઓકિયહ" અને એક "નશ" હતી. પછી હઝરત આઈશાએ ફર્માવ્યું, જાણો છો નશ શું છે ? મેં કહ્યું, નહીં ! તેમણે ફર્માવ્યું કે અડધો ઓકિયહ, જેથી બધું મળીને પાંચસો દિરહમ થયા. *(મુસ્લિમ શરીફ)*

એક ઓકિયહ ચાલીસ દિરહમનો અને એક નશ વીસ દિરહમનો થાય છે જેથી બાર ઓકિયહ અને એક નશના ૫૦૦ દિરહમ થયા. ખુલાસો એ છે કે ૧૨ ઓકિયહ × ૪૦ દિરહમ = ૪૮૦ દિરહમ + ૨૦ = ૫૦૦ દિરહમ. હવે એક દિરહમ સાડા ત્રણ માશાનો થાય છે, તો પાંચસો દિરહમના સાડા સત્તરસો માશા (૫૦૦ × ૩$\frac{૧}{૨}$ = ૧૭૫૦) અને "બાર માશા"નો "તોલો" થાય છે તો ૧૭૫૦ માશાના ૧૪૫ તોલા (૧૭૫૦ ÷ ૧૨ = ૧૪૫) થાય જેની કિંમત "તોલા દીઠ પાંચ રૂપિયા" લેખે લગભગ સવા સાતસો રૂપિયા થાય. ખુલાસો એ કે ચાંદીના ઉપરોક્ત ભાવ અને ચલણી સિક્કાના હિસાબે હુઝૂર علیہ الصلوٰۃ والسلام ની (મોટા ભાગની) બીવીઓની મહેર લગભગ સવા સાતસો રૂપિયા હતા. જો કે હાલમાં ચાંદીનો ભાવ લગભગ ૮૦/– રૂા. તોલા દીઠ છે તો એ હિસાબે ગણત્રી કરી લેશો. **–અનુવાદક)**

**ફાતેમાની મહેર :** હઝરત સૈયદા ફાતેમા ઝોહરા رضی اللہ عنہا ની મહેર

ચારસો મિષ્કાલ એટલે કે એકસો સાઈઠ રૂપિયા ભાર ચાંદી હતી જેની કિંમત તોલા દીઠ રૂપિયાના હિસાબે આઠસો રૂપિયો થાય. અને જો ચાંદીની કિંમત દા.ત. ચાલીસ રૂપિયા ભાર થઈ જાય તો ૧૬૦ રૂપિયા ભાર ચાંદીની કિંમત છ હજાર ચારસો (૬૪૦૦) રૂપિયા થશે. ફતાવા રઝવિય્યહ્, ભાગ–૫, પેજ–૩૨૫માં છે, અસલ મહેર કરીમ જેના પર અકદે અકદસ (નિકાહ) થયો હતો તે ચારસો મિષ્કાલ ચાંદી હતી, જેથી ઉલમાએ સૈરે તેના પર યકીન કરેલ છે. મિર્કાતમાં છે, (અર્થ) : પછી કેટલીક લીટીઓ બાદ છે, "મિષ્કાલ સાડા ચાર માશા છે અને અહીંનો રૂપિયો સવા અગ્યાર માશા છે જેથી ચારસો (૪૦૦) મિષ્કાલ (ચાંદી)ના પૂરા ૧૬૦ રૂપિયા થયા.

**ચેતવણી** : મહેરની કમસે કમ એટલે મહેરની શરૂઆત ૧૦ દિરહમ છે. દુર્રે મુખ્તાર, બાબુલ મહેરમાં છે (અર્થ) : મહેરની મર્યાદા (માપ) **કમસે કમ દસ દિરહમ (બે તોલા ૧૧ માશા ચાંદી)** છે, જેની કિંમત પાંચ રૂપિયા તોલાના હિસાબે ૧૪ રૂપિયા ૫૮ પૈસા થઈ અને જો ચાંદીનો ભાવ છ રૂપિયા થઈ જાય તો દિરહમના સાડા સત્તર રૂપિયા થઈ જશે. ખુલાસો એ કે ચાંદીની કિંમતની વધઘટ પર (કમસે કમ) શરૂઆત મહેર રૂપિયામાં વધઘટ થતી રહેશે. જેથી આ મોંઘવારીના સમયમાં કમસે કમ ત્રણ રૂપિયા સાડા દસ આના સમજવું ગલતી છે.

**ખાસ સૂચના** : વર્તમાનકાળમાં ચાંદીનો ભાવ લગભગ ૮૦ રૂા. છે જેથી **કમસે કમ મહેર** દસ દિરહમ (બે તોલા અગ્યાર માશા ચાંદી)ના હિસાબે **૨૩૩ રૂા. લગભગ** થશે, જે સાડા સત્તર કે સાડી સત્તાવીસનો રિવાજ સમજે છે તેમણે પોતાની અજ્ઞાનતા દૂર કરવી અનિવાર્ય છે. (બાર માશાનો એક તોલો થાય છે.)

**૨.** વધુમાં વધુ મહેર કેટલી હોવી જોઈએ એ બાબતે કોઈ મર્યાદા નક્કી નથી. હજાર, દસ હજાર બલ્કે ચાલીસ પચાસ હજાર અને એથીયે વિશેષ મહેર નક્કી કરી શકાય છે. પરંતુ બહું જ વધુ પ્રમાણમાં મહેર બાંધવી બેહતર નથી.



**૩.** મહેરના ત્રણ પ્રકારો છે : મોઅજ્જલ, મુવજ્જલ અને મુત્લક. મોઅજ્જલ મહેર એ છે કે એકાંતમાં મેળાપ પામતાં પહેલાં આપવાની નક્કી ઠરી હોય. અને મુવજ્જલ તે મહેર છે જેની અદાયગી માટે કોઈ સમય નક્કી હોય અને મુત્લક (બે કૈદ) એ મહેર છે કે ન એકાંતમાં મેળાપ પહેલાં આપવી ઠરી ન કોઈ સમય મુકર્રર હોય અને એ જ આપણા હિંદુસ્તાનમાં સામાન્યતઃ રિવાજ પામેલી છે.

**૪.** મોઅજ્જલ મહેર વસૂલ કરવા માટે ઔરત પોતાને પતિથી રોકી શકે છે અને મુવજ્જલમાં સમય મર્યાદા પૂરી થયા બાદ રોકી શકે છે પહેલાં નથી રોકી શક્તી અને મુત્લક મહેર વસૂલ કરવાના માટે કદી નથી રોકી શક્તી.

**૫.** હિંદુસ્તાનમાં આમ દસ્તૂર છે કે ઔરત જ્યારે મરવા લાગે તો તેનાથી મહેર માફ કરાવે છે જ્યારે કે મૃત્યુ વેળાની બીમારીમાં માફી અન્ય વારસોની ઈજાઝત વગર મોઅતબર (વિ□ાસપાત્ર) નથી એટલે કે પત્ની માફ પણ કરી આપે તો એવી હાલતમાં વારસોની ઈજાઝત વિના માફ થશે નહીં.

## ★ વલીમાની દા'વત ★

**૧.** હઝરત અનસ رضی اللہ عنہ એ રિવાયત કરી છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, વલીમો કરો ભલે એક જ બકરીનો હોય. *(બુખારી તથા મુસ્લિમ)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ કહે છે કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **સૌથી ખરાબ ખાણું વલીમાનું તે ખાણુ છે** જેના માટે કેવળ **માલદારોને જ બોલાવવામાં આવે** અને **ગરીબ મોહતાજ લોકોને પૂછવામાં ન આવે.** *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ تعالیٰ عنہما એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જે શખ્સને ખાવાની દા'વત આપવામાં આવે અને તે (શરઈ કારણ વિના) દા'વત કબૂલ ન કરે તો તેણે અલ્લાહ તઆલા અને તેના રસૂલની નાફર્માની કરી. અને જો વિના દા'વતે પહોંચી જાય તો તે ચોરની જેમ ગયો અને ડાકૂ બનીને નીકળ્યો. *(અબૂ દાઊદ)*

## ★ પતિ પત્નીનો આપસમાં વર્તાવ ★

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે **જો હું કોઈને હુકમ આપત કે તે અલ્લાહ સિવાય કોઈ (અન્ય)ને સિજદો કરે તો ઔરતને જરૂર હુકમ આપત કે તે પોતાના પતિને સિજદો કરે.** પણ ગૈરે ખુદાને સિજદો કરવો **હરામ** છે એટલા માટે ઔરત પોતાના પતિને સિજદો નથી કરી શક્તી, જો કે તેના માટે પતિની ફર્માંબરદારીનો હુકમ જરૂર છે. *(તિર્મિઝી શરીફ)*

**૨.** હઝરત ઉમ્મે સલ્મહ્ رضی اللہ عنہا એ કહ્યું કે, હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, **"જે ઔરત એ હાલમાં મૃત્યુ પામે કે તેનો પતિ તેનાથી રાજી અને ખુશ હોય તો તે સ્ત્રી જન્નતી છે."** *(તિર્મિઝી શરીફ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, મુસલમાનોમાં "કામિલ ઈમાનવાળો" તે શખ્સ છે જે પોતાના અખ્લાક(વર્તણૂંક)માં સૌમાં સારો હોય અને **તમારામાં સૌથી વધુ બેહતર તે લોકો છે જેઓ પોતાની પત્નીને માટે સૌથી બેહતર હોય.** *(તિર્મિઝી શરીફ)*

**૪.** હઝરત હકીમ ઈબ્ને મુઆવિયહ કુશૈરી رضی اللہ عنہ પોતાના બાપથી રિવાયત કરે છે, તેમણે કહ્યું કે, મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! صلی اللہ علیہ وسلم અમારામાંથી કોઈની પત્નીનો તેના પર શો હક્ક છે ? ફર્માવ્યું, જ્યારે તમે ખાવ તો તેણીને પણ ખવડાવો અને જ્યારે તમે પહેરો તો તેણીને પણ પહેરાવો અને કોઈ શરીઅત વિરૂધ્ધની વાતમાં સજા આપવી હોય તો) તેના મોઢા પર ન મારો અને તેણીને બુરું ન કહો અને તેને ન છોડો પણ ઘરમાં. *(અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*

**૫.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જે શખ્સની બે પત્નીઓ હોય અને તે તેમની વચ્ચે અદલો ઈન્સાફ ન કરે તો કિયામતના દિવસે એ હાલમાં ઉઠશે કે તેના શરીરનું એક ધડ અલગ થઈ ગયું હશે. *(મિશ્કાત શરીફ)*



## પર્દા [રાઝ]ની વાતો

**૧.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું, તમારામાંથી કોઈ શખ્સ જયારે પોતાની પત્નીની સાથે હમબિસ્તરી કરવા ચાહે તો આ દુઆ પઢે :–

بِسْمِ اللّٰہِ اَللّٰھُمَّ جَنِّبْنَا الشَّیْطٰنَ وَجَنِّبِ الشَّیْطٰنَ مَا رَزَقْتَنَا

**બિસ્મિલ્લાહિર્રમાનિર્રહીમ. અલ્લાહુમ્મ જન્નિબ્નશ્શયતાન વજન્નિબનિ શ્શયતાન મા રઝકતના** એટલે હે અલ્લાહ ! અમને શયતાનથી બચાવ અને જે ઔલાદ અમને અતા થાય તેને પણ શૈતાનથી બચાવ. પછી જો સ્ત્રી પુરૂષ વચ્ચે તે જ સમાગમમાં છોકરો પેદા થવાનું મુકદ્દર થઈ જાય (ગર્ભ રહી જાય) તો શૈતાન તે છોકરાને કદી નુકસાન પહોંચાડી શકશે નહીં. *(અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*

**૨.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم પર આ આયતે કરીમા જે નાઝિલ કરવામાં આવી :–

**(અર્થ)** : તમારી ઔરતો ખેતી છે, તમે તમારી ખેતીમાં જે રીતે ચાહો આવો, તો એનો મતલબ એ છે કે આગળથી આવો અને પાછળથી આવો પરંતુ પાછળના મકામથી (માં સોહબત કરવાથી) બચો અને માસિક સ્ત્રાવની હાલતમાં (સંભોગ કરવાથી પરહેઝ કરો.) *(તિર્મિઝી શરીફ)*

**૩.** હઝરત ખુઝયમહ ઈબ્ને ષાબિત رضی اللہ عنہما થી રિવાયત છે કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે અલ્લાહ તઆલા હક્ક વાતથી (ને જાહેર કરવાથી) શરમ નથી ફર્માવતો, તમે લોકો સ્ત્રીના પાછલા ભાગમાં સંભોગ ન કરો. *(અહમદ, તિર્મિઝી)*

**૪.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, અલ્લાહ તઆલા તે શખ્સને રહમતની નજરે જોશે નહીં જે સ્ત્રી કે પુરૂષની સાથે તેના પાછળની જગાએ (પાછલા ગુપ્તાંગમાં)

સોહબત કરે. *(તિર્મિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

**૫.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જે શખ્સ પોતાની પત્નીને તેના પાછળના ભાગમાં સંભોગ કરે તે મલઊન છે. *(અહમદ)*

## ★ પર સ્ત્રીને જોવું જાઈઝ નથી ★

**૧.** હઝરત ઈબ્ને મસઊદ رضی اللہ عنہما એ રિવાયત કરી છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, "ઔરત (સ્ત્રી) **ઔરત છે એટલે કે પર્દામાં રાખવાની ચીજ છે"**, જ્યારે તેણી બહાર નીકળે છે તો શૈતાન તે સ્ત્રીને તાકીને જુએ છે એટલે કોઈ અજનબી (જેના પોતે મહરમ નથી તેવી) સ્ત્રીને જોવું "શૈતાની કૃત્ય" છે. *(તિર્મિઝી શરીફ)*

[ટી.વી., વી.ડી.ઓ., ફિલ્મોના શોખીનો, સ્ત્રીઓનાં ટી.વી.ના પડદા પર આવતાં દશ્યો કે માર્ગોમાં રોમિયો બની બદ્‌નઝરે ગુમનારા કે બેસનારા સર્વે આ હદીષનો દિલથી અભ્યાસ કરે અને પોતે નજરોને એવી પર નારીઓ પર જમાવવાથી બચે, ખુદા વ રસૂલને રાજી રાખવા માટે "શૈતાની કામોનો" ત્યાગ કરે, શૈતાની કામો કરાવતાં સાધનોને ઘરમાંથી કાઢી નાખે, તે રકમ દીની ખિદમતમાં લે અને મર્હૂમોના સવાબ માટે એ રકમને વાપરે. **–અનુવાદક**]

**૨.** હઝરત ઉમ્મે સલમહ્ رضی اللہ عنہا થી રિવાયત છે કે, હું અને હઝરત મૈમૂનહ હુઝૂરની ખિદમતમાં હાજર હતાં, એવામાં (એક નાબીના સહાબી) હઝરત ઈબ્ને ઉમ્મે મકતુમ رضی اللہ عنہ સામેથી હુઝૂરની ખિદમતમાં આવી રહ્યા હતા. તો સરકારે (અમને બંનેને) ફર્માવ્યું કે, પર્દો કરી લો ! (હઝરત ઉમ્મે સલમા ફર્માવે છે કે) મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! صلی اللہ علیہ وسلم શું તે આંધળા નથી ? તે અમને જોઈ શક્શે નહીં. શું તમે બંનેવ પણ નાબીના છો ? શું તમે નહીં જુઓ ! (અહમદ, તિર્મિઝી, અબૂ દાઊદ) એટલે કે,"પુરૂષને જેવી રીતે અજનબી ઔરતને જોવી જાઈઝ નથી એ જ રીતે સ્ત્રીએ અજનબી (નામહરમ) પુરૂષને જોવો પણ જાઈઝ નથી.

[અફસોસ ! આજે તો પર્દો કરવામાં શરમ લાગે છે અને શરીરનાં



અંગોનું પ્રદર્શન થાય તેવાં નામનાં કપડાં પહેરી ગર્વથી ફરવામાં શરમ નથી આવતી ! નામહરમો સાથે હંસી મઝાક, છોકરા છોકરીઓની સામુહિક બેઠકો અને બેહયાઈનાં દશ્યો ઠેર ઠેર જોવા મળે છે, ન છોકરાંને એહસાસ છે ન માં બાપને રંજ છે, આ હરામ કૃત્યનો અંજામ જહન્નમનો અઝાબ નહીં તો શું મળશે ? માં બાપ શક્તિ હોવા છતાં બાળકોને તાકીદ નહીં કરે તો એ પોતે પણ અઝાબમાં સપડાશે જ. **–અનુવાદક**]

**૩.** હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે મેં હુઝૂર صلی اللہ علیہ وسلم ને અચાનક નજર પડી જવા વિશે પૂછયું તો હુઝૂર صلی اللہ علیہ وسلم એ મને નજર ફેરવી લેવાનો હુકમ ફર્માવ્યો. *(મુસ્લિમ શરીફ)*

**૪.** હઝરત બુરીદહ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ને ફર્માવ્યું કે, હે અલી ! (અજનબી ઔરત પર) એક નજર પછી બીજી નજર ન નાખો કે અચાનક પડી જનારી પ્રથમ નિગાહ તમારા માટે માફ છે, બીજી વખતે જોવું જાઈઝ નથી. *(તિર્મિઝી શરીફ)*

**૫.** હઝરત જાબિર رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, ઔરત શૈતાનની સૂરતમાં આગળ આવે છે અને શૈતાનની શિકલમાં પાછી જાય છે. જ્યારે તમારામાંથી કોઈને ગૈર ઔરત સારી લાગે પછી તેણીનો ખયાલ દિલમાં જામી જાય તો તે પોતાની પત્નીની પાસે ચાલ્યો જાય અને તેની સાથે સંભોગ કરી લે કે એવું કરવું તેના દિલના વાસનામય ખયાલોને દૂર કરી દેશે. *(મુસ્લિમ શરીફ)*

## ★ પરસ્ત્રી સાથે એકાંત ! ★

**૧.** હઝરત જાબિર رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, ખબરદાર ! કોઈ પુરૂષ કોઈ શાદીસુદા સ્ત્રીની પાસે રાત ન ગુઝારે પણ કેવળ એ હાલમાં કે તે પુરૂષ ક્યાં તો તે સ્ત્રીનો પતિ હોય અથવા તેનો મહરમ. *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત ઉમર رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, **કોઈ મર્દ કોઈ અજનબી ઔરત (જેનો પોતે મહરમ નથી તેવી દરેક સ્ત્રી)ની સાથે એકાંતમાં મળતો નથી, પરંતુ એ હાલતમાં**

કે ત્યાં બંને સિવાય **ત્રીજો શૈતાન પણ હોય છે.** *(તિર્મિઝી શરીફ)*

**૩.** હઝરત ઉકબહ ઈબ્ને આમિર رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, **"તમે (ગૈર) ઔરતોની પાસે જવાથી બચો."** એક અન્સારીએ અર્ઝ કરી, **યા રસૂલલ્લાહ ! જો તે ઔરતનો દિયર હોય તો ? ફર્માવ્યું, દિયર "મૌત" છે એટલે કે એથીયે અધિક ખતરનાક છે.** *(મુસ્લિમ શરીફ)*

**૪.** હઝરત અનસ رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم પોતાની એક પત્નીની સાથે હતા એટલામાં એક શખ્સ સામે થઈને પસાર થયો. હુઝૂરે તેને બોલાવીને ફર્માવ્યું કે, હે ફલાણા ! સાંભળી લે કે આ ઔરત મારી ફલાણી પત્ની છે. તે શખ્સ બોલ્યો, યા રસૂલલ્લાહ ! જ્યારે હું કોઈ અન્યની સાથે બદ્‌ગુમાની નથી કરતો તો મઆઝલ્લાહ ! તમારી સાથે બદ્‌ગુમાની કરીશ ! સરકારે અકદસે ફર્માવ્યું, વાત અસલમાં એવી છે કે, "શૈતાન ઈન્સાનના શરીરમાં લોહીની નળીઓમાં દોડતો ફરે છે" એટલા માટે એવો અંદેશો રહે છે કે તે તારા દિલમાં વસવસા નાખી દે કે રસૂલે ખુદા એક અજનબી ઔરતની સાથે છે. *(મુસ્લિમ શરીફ)*

## ★ ઝિના-વ્યભિચારથી દૂર ભાગો ! ★

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે **ઝિના કરનાર જે વખતે ઝિના કરે છે (તે સમયે) મો'મિન નથી રહેતો એટલે કે મો'મિનની સિફતોથી મહરૂમ રહી જાય છે.** *(બુખારી શરીફ)*

**૨.** હઝરત ઉમર ઈબ્ને આસ رضی اللہ عنہ એ કહ્યું કે, મેં હુઝૂર صلی اللہ علیہ وسلم ને ફર્માવતાં સાંભળ્યા કે, જે કૌમમાં વ્યભિચાર ફેલાઈ જાય છે તે કૌમ દુકાળ માં જરૂર સપડાઈ જાય છે, અને જે કૌમમાં લાંચ રૂશ્વત સામાન્ય થઈ જાય છે તે (પોતાના દુશ્મનના) ભયમાં સપડાયેલી રહે છે. *(અહમદ, મિશ્કાત)*

**૩.** હઝરત જાબિર رضی اللہ عنہ થી રિવાયત છે કે એક મર્દે એક ઔરતથી ઝિના કર્યો તો હુઝૂર صلی اللہ علیہ وسلم એ તેને કોરડા લગાવડાવ્યા, પછી ખબર



આપવામાં આવી તે પરિણત છે તો હુઝૂરે તેને સંગસાર કરાવી દીધો એટલે કે લોકોએ પથ્થરો વડે મારી મારીને તેને ખતમ કરી નાખ્યો. *(અબૂ દાઊદ)*

**૪.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, જે શખ્સને તમે (હઝરત) લૂત علیہ الصلوٰۃ والسلام ની કૌમનો અમલ કરતાં જુઓ (સૃષ્ટિ વિરૂધ્ધ કૃત્ય કરતાં જુઓ) તો કર્તા તથા જેની સાથે કાર્ય થયું તે બંનેને કત્લ કરી દો. *(તિર્મિઝી શરીફ)*

**૫.** હઝરત ઈબ્ને અબ્બાસ તથા હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہما થી રિવાયત છે, હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે જે શખ્સ કૌમે લૂતનો અમલ (સૃષ્ટિ વિરૂધ્ધ કૃત્ય) કરે તે મલઊન છે. (રઝીન) અને તેમની જ એક રિવાયતમાં હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી છે કે હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ (આ) બદ્‌કારી કરનાર અને કરાવનાર બંનેને સળગાવી દીધા. અને હઝરત અબૂબક્ર رضی اللہ عنہ એ તે બંને પર દીવાલ ફેંકાવી હતી.

**ચેતવણી :(૧)** અહીં જો ઈસ્લામી હુકૂમત હોય તો ઝાની (વ્યભિચારી)ને સો (૧૦૦) કોરડા મારવામાં આવત અથવા સંગસાર કરવામાં (પથ્થરો મારવામાં) આવત એટલે કે એટલા પ્રમાણમાં પથ્થરો મારવામાં આવત કે મૃત્યુ પામે. પણ **હાલના સંજોગોમાં (કે ઈસ્લામિક રાજ નથી) હુકમ એવો છે કે મુસલમાન તેમનો સંપૂર્ણપણે બોયકોટ કરે, તેમની સાથે ખાવા પીવા, ઉઠવા બેસવા, સલામ વાતચીત અને દરેક જાતના ઈસ્લામી સંબંધો ખત્મ કરી દે જ્યાં સુધી એ તૌબા કરીને પોતાના ગુનાહોથી દૂર ન થાય, જો મુસલમાનો એવું નહીં કરે તો તેઓ પણ ગુનેહગાર થશે.**

**(૨)** લવાતત (સૃષ્ટિ વિરૂધ્ધ કૃત્ય) કરનાર શારીરિક રીતે પણ સખત સજાના હક્કદાર છે કેમ કે હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ તેમને સળગાવી દીધા હતા. હઝરત અબૂબક્ર رضی اللہ عنہ એ તેમના પર દિવાલ ફેંકાવી હતી અને એક રિવાયત પ્રમાણે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ હુકમ આપ્યો કે તેમને કત્લ કરી દો. એનાથી જાણવા મળે છે કે આ ખૂબ જ ખબીષ (ગંદુ) કૃત્ય છે બલ્કે વ્યભિચારથી પણ બદ્‌તર છે.

હાલના સમયમાં સૃષ્ટિ વિરૂધ્ધ કૃત્ય કરનાર કરાવનારના વિશે એવો

હુકમ છે કે મુસલમાન સંપૂર્ણપણે તેમનાથી સંબંધનો છેદ ઉડાડી દે અને આ ખરાબ કૃત્યથી દૂર થવા માટે પોતાની શક્તિ પ્રમાણે સખ્તી કરે જેથી તેઓ પોતાના આ ગંદા અને સૃષ્ટિ વિરૂધ્ધના કાર્યથી દૂર થઈ જાય જો મુસલમાનો પોતાની ગફલતથી કામ લઈને મૌન ધારણ કરશે તે ગુનેહગાર થશે.

## ★ જલ્વા દિખાતે રહના ★

**અઝ : હઝરત મૌલાના મુહમ્મદ શાકિર નૂરી રઝવી**
(અમીરે સુન્ની દા'વતે ઈસ્લામી)

મેરે સરકાર મદીનેમેં બુલાતે રહના
ગમે દુન્યા ગમે ઉકબાસે બચાતે રહના

કોઈ મુશ્કિલ નહીં ઐસી જો ન ટાલી તુમને
મેરે દાતા મેરી બિગળીકો બનાતે રહના

આજ ફિરસે મુઝે તય્બહ્કા બનાયા ઝાઈર
મેરી કિસ્મતકો ઈસી તરહ જગાતે રહના

દરે શાહા પે હૈ હાઝિર યે ગુલામ અજમી
લાજ ઈસીકી મેરે મુખ્તાર બચાતે રહના

કોઈ નેકી નહીં દામનમેં મેરે યા મદની
મુઝ સિયાહકારકો સરકાર નિભાતે રહના

કાશ ! જલ્વા જો દિખા દે મેરે આકા મુઝકો
મૈં તો કહ દૂંગા યહી જલ્વા દિખાતે રહના

હશ્રકી પ્યાસ મુઝકો જબ કે પરેશાં કર દે
જામ કૌષરકા મુઝે આપ પિલાતે રહના

વહશતે કબ્રસે ગભરાએ જો **'શાકિર'** મૌલા
ઠપકિયાં દે કે ઉસે આપ સુલાતે રહના



## તલાક વિશે બયાન

**૧.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે તમામ હલાલ ચીજોમાં ખુદા તઆલાની નજીક સૌથી નાપસંદીદા ચીજ તલાક છે. *(અબૂ દાઊદ)*

**૨.** હઝરત ષૌબાન رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જે ઔરત કોઈ યોગ્ય કારણ વિના પોતાના પતિથી તલાક માંગે તેના માટે જન્નતની ખૂશ્બુ હરામ છે. *(તિર્મિઝી, અબૂ દાઊદ)*

**૩.** હઝરત મહમૂદ ઈબ્ને લબીદ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم ને ખબર આપવામાં આવી કે એક શખ્સે પોતાની પત્નીને ત્રણ તલાકો એક સાથે આપી છે. એ સાંભળતાં જ હુઝૂર જલાલના આવેશમાં ઉભા થઈ ગયા, પછી ફર્માવ્યું કે, શું અલ્લાહની કિતાબની સાથે રમત કરવામાં આવે છે જ્યારે કે હું તમારામાં મૌજૂદ છું ! *(નિસાઈ)*

જાણવા મળ્યું કે એક સાથે ત્રણ તલાકો આપવી **હરામ** છે. મિર્કાતમાં આ જ હદીષ હેઠળ છે :–

**(અર્થ)** : હદીષ પૂરવાર કરે છે કે એ વાતની કે ત્રણ તલાકો આપવી હરામ છે. એટલા માટે અલ્લાહના નબી صلی اللہ علیہ وسلم ગુસ્સે થતા ન હતા સિવાય ગુનાહ પર.

**૪.** હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે રિફાઅહ કર્ઝીની પત્નીએ હુઝૂર صلی اللہ علیہ وسلم ની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરી કે હું રિફાઅહની પાસે હતી તો તેમણે મને તલાક આપી, પછી મારી તલાક કતઈ કરી દીધી એટલે કે મને ત્રણ તલાક આપી દીધી. ત્યાર બાદ મેં અબ્દુર્રહમાન ઈબ્ને ઝુબૈરથી નિકાહ કરી લીધા અને નથી તેમનું (અંગ) પણ કપડાના છેડાની જેમ નરમ (એટલે કે તે નપુંસક) છે. તો હુઝૂરે ફર્માવ્યું કે, તું ફરીથી પાછી રિફાઅહ પાસે જવા ચાહે છે ? તેણીએ અર્ઝ કરી, હા ! હુઝૂરે ઈર્શાદ ફર્માવ્યો કે, તુ એ સમય સુધી તેમના તરફ પાછી નથી જઈ

શક્તી જ્યાં સુધી અબ્દુર્રહમાનથી તમે અને તમારાથી અબ્દુર્રહમાન હમબિસ્તરી ન કરી લે. *(બુખારી તથા મુસ્લિમ)*

**ચેતવણી** : તલાકના ત્રણ પ્રકાર છે : **રજઈ, બાઈન** અને **મુગલ્લઝહ.**

**રજઈ** તલાકનો મતલબ એ છે કે પતિ ઈદ્દતની અંદર રજઅત કરી શકે (તલાક પાછી ખેંચી શકે) છે, ભલે સ્ત્રી રાજી હોય કે ન હોય. અને ઈદ્દત બાદ ઔરતની મરજીથી નિકાહ કરી શકે છે. હલાલાની જરૂરત નથી.

**બાઈન** તલાકનો મતલબ એ છે કે ઔરતની મરજીથી પતિ ઈદ્દતની અંદર નિકાહ કરી શકે છે કે ઈદ્દત પછી પણ હલાલાની જરૂરત નથી.

અને **મુગલ્લઝહ** તલાકનો મતલબ એ છે કે ઔરત હલાલા વિના પ્રથમ પતિના માટે જાઈઝ થશે નહીં. (વધુ માટે બહારે શરીઅતમાં જુઓ)

**(૨)** હલાલાની રીત એ છે કે જો મદખૂલહ (પતિથી સંભોગ પામેલ) છે તો ઈદ્દત પૂરી થયા બાદ બીજા સાથે નિકાહ કરે, તેના સાથે સંભોગ કરે. હવે એ બીજા પતિના મૃત્યુથી અથવા તલાક આપવાથી ફરી ઈદ્દત પૂર્ણ થયા બાદ પ્રથમ પતિ સાથે નિકાહ કરી શકે છે. અને જો સ્ત્રી મદખૂલહ (પતિ સાથે સંભોગ પામેલ) નથી તો પ્રથમ પતિના તલાક આપ્યા બાદ તુરંત બીજા સાથે નિકાહ કરી શકે છે એટલા માટે કે ગૈર મદખૂલહ માટે ઈદ્દત નથી. *(આલમગીરી, બહારે શરીઅત વગેરે...)*

હદીષ શરીફમાં હલાલો કરનાર અને હલાલો કરાવનાર પર જે લઅનત આવી છે તેનો મતલબ એ છે કે ઈજાબો–કુબૂલમાં (નિકાહ વેળા) હલાલાની શરત રાખવામાં આવે. અને જો ઈજાબો–કુબૂલમાં **હલાલાની શરત રાખવામાં ન આવે તો કાંઈ જ વાંધો નથી, બલ્કે જો ભલાઈની નિય્યત હોય તો સવાબનો હક્કદાર છે.** દુર્રે મુખ્તાર, રદ્દુલ મઅ મુહતાર, પેજ–૫૫૯માં છે :–

**(અર્થ) : હલાલો કરનાર અને કરાવનાર પર એ સ્થિતિમાં લા'નત કરવામાં આવી છે જ્યારે કે ઈજાબો કુબૂલમાં હલાલાની શરત રાખવામાં આવે. દા.ત. સ્ત્રીને આ પ્રમાણે કહેવામાં આવે કે મેં તારાથી નિકાહ કર્યા એટલા માટે કે તું પ્રથમ પતિ માટે**



**હલાલ થઈ જાય. પણ જો હલાલાની નિય્યત દિલમાં હોય (અને ઈજાબો કબૂલ વેળા હલાલાની શરતનો ઉલ્લેખ કરવામાં ન આવે) તો તેમાં કોઈ કબાહત (ખરાબી) કે કરાહત નથી, બલ્કે જો ઈસ્લાહની નિય્યત છે તો સવાબનો હક્કદાર છે.**

**(૩)** તલાક આપવી જાઈઝ છે પણ શરઈ કારણ વિના મના છે.

**(૪)** શરઈ કારણ હોય તો તલાક આપવી મુબાહ છે, બલ્કે સ્ત્રી પતિને અથવા અન્યોને તકલીફ આપતી હોય અથવા નમાઝ ન પઢતી હોય તો તલાક આપવી મુસ્તહબ છે. *(બહારે શરીઅત)*

**(૫)** જો પતિ નપુંસક (નામર્દ) છે અથવા તેના પર કોઈકે જાદૂ કરી નાખ્યું હોય કે સંભોગ નથી કરી શક્તો અને તેના ઉપાયની પણ કોઈ સ્થિતિ નજરે નથી ચડતી તો આવી સ્થિતિમાં તલાક આપવી **વાજિબ** છે અને જો તલાક આપશે નહીં તો ગુનેહગાર થશે. *(બહારે શરીઅત બહવાલા દુરે મુખ્તાર વગેરે)*

## ★ ઈદ્દત ★

હઝરત મિસ્વર ઈબ્ને મખ્રમહથી રિવાયત છે કે સુબૈયહ عليه الصلوٰة والتسليم ને પતિના ઈન્તેકાલ પછી અમુક સમય બાદ બાળજન્મ થયો તો હુઝૂર عليه الصلوٰة والتسليم ની ખિદમતમાં હાજર થઈ અને નિકાહની ઈજાઝત માંગી. હુઝૂરે તેમને ઈજાઝત આપી દીધી તેમણે નિકાહ કરી લીધા. *(બુખારી શરીફ)*

જાણવા મળ્યું કે **સગર્ભા પત્નીની ઈદ્દત સુવાવડ થતાં સુધી છે,** જેમ કે શયખ અબ્દુલહક્ક મોહદ્દિષ દહેલ્વી رحمة الله عليه એ જ હદીષ હેઠળ ફર્માવે છે કે :–

**(અર્થ)** : સગર્ભાની ઈદ્દત સુવાવડ થતાં સુધી છે. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૩, પેજ–૧૮૪)*

અને **વિધવા** જો સભર્ગા ન હોય તો **તેની ઈદ્દત ચાર મહીના દસ દિવસ છે** જેમ કે પારા–૨, રુકૂઅ–૧૪માં છે :–

وَالَّذِيْنَ يُتَوَفَّوْنَ مِنْكُمْ وَيَذَرُوْنَ اَزْوَاجًا يَّتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ اَرْبَعَةَ اَشْهُرٍ وَّعَشْرًا

**(અર્થ)**: તે લોકો જેઓ તમારામાંથી મરી જાય અને પોતાની બીબીઓને છોડી દે છે તો તે રોકેલી રાખે પોતે પોતાને **ચાર મહીના દસ દિવસ.**

અને તલાકવાળી સ્ત્રી જો સગર્ભા હોય તો તેની ઈદ્દત પણ સુવાવડ સુધી છે જેમ કે પારા–૨૮, રુકૂઅ–૧૭માં છે :–

وَاُولَاتُ الْاَحْمَالِ اَجَلُهُنَّ اَنْ يَّضَعْنَ حَمْلَهُنَّ

**અર્થ)** : અને હમલવાળી ઔરતો અને તેમની ઈદ્દતો, એ છે કે તે પોતાનુ બાળક પેદા કરી લે. અને જો તલાકવાળી મદખૂલહ સ્ત્રી જો **પંચાવન વરસ**ની અથવા **નાબાલિગ** હોય તો **તેની ઈદ્દત ત્રણ મહીના** છે, જેમ કે પારા–૨૮, સૂરએ તલાકમાં છે :–

وَالّٰٓـِٔىْ يَـئِسْنَ مِنَ الْمَحِيْضِ مِنْ نِّسَآئِكُمْ اِنِ ارْتَبْتُمْ فَعِدَّتُهُنَّ
ثَلٰثَةُ اَشْهُرٍ وَّالّٰٓـِٔىْ لَمْ يَحِضْنَ

**(અર્થ)** : અને તમારી ઔરતોમાં જેમને હૈઝની ઉમ્મીદ ન રહી જો તમને કાંઈ શંકા હોય તો તેમની ઈદ્દત ત્રણ મહીના છે અને તેમની જેમને હજી હૈઝ નથી આવ્યું.... *(કન્ઝુલ ઈમાન)* અને તલાકવાળી મદખૂલહ સ્ત્રી જો સગર્ભા નાબાલિગ અથવા ૫૫ વરસની ન હોય એટલે કે હૈઝવાળી હોય તો તેની ઈદ્દત **ત્રણ હૈઝ** છે, ભલે આ ત્રણ હૈઝ ત્રણ મહીના કે ત્રણ સાલ કે એથી અધિકમાં આવે. જેમ કે અલ્લાહ તઆલાએ ફર્માવ્યું :–

كَمَا قَالَ اللّٰهُ تَعَالٰى وَالْمُطَلَّقٰتُ يَتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ ثَلٰثَةَ قُرُوْٓءٍ

**(અર્થ)** : તલાકવાળી ઔરતો રોકે પોતે પોતાને ત્રણ માસિક. *(પારા–૨, રુકૂઅ–૧૨)*

અને તલાકવાળી ગૈર મદખૂલહ સ્ત્રીના માટે કોઈ ઈદ્દત નથી. જેમ કે પારા–૨૨, રુકૂઅ–૩માં છે :–

اِذَا نَكَحْتُمُ الْمُؤْمِنٰتِ ثُمَّ طَلَّقْتُمُوْهُنَّ مِنْ قَبْلِ اَنْ تَمَسُّوْهُنَّ
فَمَا لَكُمْ عَلَيْهِنَّ مِنْ عِدَّةٍ

**(અર્થ)** : અને જ્યારે કે તમે નિકાહ કર્યા મો'મિના (સ્ત્રી) સાથે



પછી તમે તલાક આપી દીધી તેમને એ પહેલાં કે તમે તેમની સાથે સંભોગ કર્યો તો તેના માટે કોઈ ઈદ્દત નથી.

**ચેતવણી** : લોકોમાં જે મશહૂર છે કે તલાકવાળી સ્ત્રીની ઈદ્દત ત્રણ મહીના તેર દિવસ છે તો આ તદ્દન ગલત અને પાયાહીન છે જેની શરીઅતમાં કોઈ અસ્લ નથી.

## મેરા દિલ બને યાદગારે મદીના

**અઝ** : ઉસ્તાદે ઝમન હઝરત અલ્લામા મૌલાના હસન રઝા બરેલ્વી رحمۃ اللہ علیہ

અજબ રંગ પર હૈ બહારે મદીના
કે સબ જન્નતેં હૈ નિષારે મદીના

મુબારક રહે અન્દલિબો તુમ્હેં ગુલ
હમેં ગુલસે બેહતર હૈ ખારે મદીના

મેરી ખાક યા રબ ! ન બર્બાદ જાએ
પસે મર્ગ કર દે ગુબારે મદીના

જિધર દેખીયે બાગે જન્નત ખિલા હૈ
નઝરમેં હૈં નકશો નિગારે મદીના

રહેં ઉન્કે જલ્વે, બસેં ઉન્કે જલ્વે
મેરા દિલ બને યાદગારે મદીના

બના આસમાં મંઝિલે ઈબ્ને મરયમ
ગયે લા મકાં તાજદારે મદીના

મુરાદે દિલ બુલબુલે બેનવા દે
ખુદા યા ! દિખા દે બહારે મદીના

શરફ જિનસે હાસિલ હુવા અંબિયાકો
વહી હૈં **'હસન'** ઈખ્તેયારે મદીના

# હલાલ અને હરામ જાનવર

**૧.** હઝરત જાબિર رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ઘરેલુ ગધેડાઓ, ખચ્ચરો, દરિન્દાઓ (ફાડી ખાનાર જાનવરો) અને પંજાથી શિકાર કરનાર પક્ષીઓના માસને ખયબરના દિવસે હરામ ઠરાવ્યું. *(તિર્મિઝી શરીફ)*

**૨.** હઝરત સફીનહ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે મેં સરકારે દો આલમ صلی اللہ علیہ وسلم ની સાથે સુરખાબ (પાણીનું પક્ષી)નો ગોશ્ત ખાધો છે. *(અબૂ દાઊદ)*

**૩.** હઝરત અબૂ મૂસા رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, મેં રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ને મરઘીનો ગોશ્ત ખાતાં જોયા છે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૪.** હઝરત અબૂ કતાદહ رضی اللہ عنہ થી રિવાયત છે કે તેમણે નીલ ગાય જોઈ તો શિકાર કર્યો. હુઝૂરે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, શું તમારી પાસે તેના ગોશ્તનો થોડોક હિસ્સો છે ? અર્ઝ કરી, હા ! તેની જાંગ છે. હુઝૂરે તેને કબૂલ ફર્માવ્યું અને ખાધું. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૫.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, આપણા માટે બે મુરદાર જાનવર અને બે લોહી હલાલ કરવામાં આવ્યાં છે. મુરદાર જાનવરમાં માછલી અને તીડ છે અને લોહીમાં કલેજી અને તલી છે. *(અહમદ, ઈબ્ને માજહ, મિશ્કાત શરીફ)*

**૬.** હઝરત જાબિર رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, દરિયાએ જે માછલીને બહાર ફેંકી દીધી તેને ખાવ અને જે પાણીમાં મરીને તરવા લાગે તેને ન ખાવ. *(અબૂ દાઊદ, ઈબ્ને માજહ)*

**૭.** હઝરત અકરમહ હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત કરે છે કે, સરકારે અકદસ صلی اللہ علیہ وسلم સાપોને મારી નાખવાનો હુકમ ફર્માવતા હતા અને ફર્માવતા હતા કે જે શખ્સ એ ડરથી ન મારે કે બીજા સાપ તેનાથી બદલો લેશે તો અમારા તરીકા (માર્ગ) પર નથી. *(શરહુસ્સુન્નહ, મિશ્કાત શરીફ)*



**૮.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જે શખ્સ કાંચીડો અને સકબલીને પ્રથમ ઝાપટમાં મારે તેના આમાલનામામાં સો નેકીઓ લખવામાં આવે છે અને બીજીમાં તેનાથી કમ અને ત્રીજીમાં એથીય કમ. *(મુસ્લિમ શરીફ)*

**ચેતવણી : (૧)** તે કાગડો જે મુરદાર ખાય છે હરામ છે, જેમ કે દુર્રે મુખ્તારમાં છે. અને "મહુકા" જે કાગડા જેવું એક જાનવર હોય છે તે હલાલ છે. *(રદ્દુલ મુહતાર)*

**(૨)** માછલી સિવાય પાણીના સૌ જાનવરો હરામ છે, જેમ કે કાચબો, મગરમચ્છ વગેરે.

**(૩)** ઝીંગાનું માછલી હોવા વિશે મતભેદ છે જેથી તેનાથી બચવું બેહતર છે. *(બહારે શરીઅત)*

**(૪)** પાણીમાં કોઈ એવી ચીજ નાખી દીધી કે જેનાથી માછલી મરી ગઈ અને એવી ખબર છે કે એ ચીજ નાખવાથી મરી છે તો તે માછલી હલાલ છે. *(દુર્રે મુખ્તાર)*

**(૫)** સસલુ જે બિલાડી જેમ એક ઝડપી દોડનાર જાનવર હોય છે તે હલાલ છે. હિદાયહ, પેજ–૪૨૫માં છે, "કોઈ જ વાંધો નથી એ સસલાને ખાવામાં એટલા માટે કે નબી صلی اللہ علیہ وسلم એ ખાધું જ્યારે કે રસૂલે કાયનાત તરફ કોઈકે સસલાના કાચા માંસનો હદિયો મોકલ્યો, અને હુકમ આપ્યો અલ્લાહના નબી صلی اللہ علیہ وسلم એ પોતાના સહાબીઓને તેને ખાવાનો."

## ★ શિકાર અને ઝબહ ★

**૧.** હઝરત અદી ઈબ્ને હાતિમ رضی اللہ عنہ એ કહ્યું કે, મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! صلی اللہ علیہ وسلم આપનો શો ખયાલ છે ? જો અમારા કોઈને શિકાર મળી જાય અને જો તેની પાસે છરી ન હોય તો શું તે પથ્થર અને લાઠીની તેજ ધાર વડે તેને ઝબહ કરી શકે છે ? હુઝૂરે ફર્માવ્યું, અલ્લાહનું નામ લઈને જે ચીજ વડે ચાહો લોહી વહાવો (ઝબહનો હક્ક અદા થઈ જશે.) *(અબૂ દાઊદ, નિસાઈ, મિશ્કાત)*

**૨.** હઝરત અદી ઈબ્ને હાતિમ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ

ﷺ એ ફર્માવ્યું કે, જે કૂતરા અથવા બાઝને તમારા થકી શીખવાડેલું હોય અને પછી અલ્લાહ તઆલાનું નામ લઈને તેને શિકાર પર છોડી દેવામાં આવે તો જે જાનવરને એ તમારા માટે પકડી રાખે (અને પોતે ન ખાય) તો તેને તમે ખાઈ લો. મેં અર્ઝ કરી, શિકારને મારી નાખે તો પણ ? હુઝૂરે ફર્માવ્યું, જ્યારે શિકારને મારી નાખે અને પોતે તેમાંથી કાંઈ ન ખાય તો શિકારને તેણે તારા માટે પકડી રાખ્યો છે. *(અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضي الله عنه એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે **જે શખ્સ પાલતુ પ્રાણીઓની હિફાઝત અથવા શિકાર કરવા અથવા ખેતીની નિગેહબાનીના હેતુ** સિવાય **કેવળ શોખ ખાતર કૂતરો પાળે તો દરરોજ એક કીરાત જેટલો તેનો સવાબ ઓછો થશે.** *(બુખારી તથા મુસ્લિમ)*

**૪.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ رضي الله عنه થી રિવાયત છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, **જે શખ્સ ચકલી અથવા એથી મોટા જાનવરને નાહક મારશે તો ખુદા તઆલા તેના વિશે પણ પૂછતાછ કરશે.** અર્ઝ કરવામાં આવી, યા રસૂલલ્લાહ ! પક્ષીઓનો હક્ક શો છે ? ફર્માવ્યું, તેને ઝબહ કરે તો ખાય, એ નહીં કે માથુ કાપીને ફેંકી દે. *(અહમદ, નિસાઈ, મિશ્કાત શરીફ)*

**૫.** હઝરત આઈશા رضي الله عنها એ ફર્માવ્યું કે, સહાબાએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! અહીં કેટલીક કૌમો રહે છે જેમના શિર્કનો જમાનો ખૂબ જ નજીક છે (એટલે કે નવમુસ્લિમ છે) એ લોકો અમારી પાસે ગોશ્ત લાવે છે અને અમે નથી જાણતા કે ઝબહ કરતી વેળા તેઓ ખુદા તઆલાનું નામ લે છે કે નહીં. હુઝૂરે ફર્માવ્યું કે, તમે **બિસ્મિલ્લાહ** કહો અને ખાવ. *(બુખારી શરીફ)*

**૬.** હઝરત શદ્દાદ ઈબ્ને અવસ رضي الله عنه થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે જ્યારે (જાનવર) ઝબહ કરવું હોય તો બરાબર રીતે ઝબહ કરો, પોતાની છરીને તેજ કરી લો, અને ઝબહ થનાર (ઝબીહા)ને તકલીફ ન પહોંચાડો. *(મુસ્લિમ શરીફ)*



**સૂચના :** (૧) ઝબહમાં **ચાર રગો કાપવા**માં આવે છે. □ાસનળી જેમાં □ાસોચ્છવાસ ચાલે છે, અન્નનળી જેનાથી ખાવા પાણી ઉતરે છે, તે બંનેની આજુબાજુ વધુ તે નળીઓ હોય છે જેમાં લોહી વહેતું છે, તેને "વદજીન" કહે છે. *(દુર્રે મુખ્તાર, બહારે શરીઅત)*

**(૨)** ચાર રગોમાંથી ત્રણ કપાઈ ગઈ અથવા દરેકનો મોટા ભાગનો હિસ્સો કપાઈ ગયો તો ઝબહ કરેલ પ્રાણી (ઝબીહા) હલાલ છે.

**(૩)** મુશ્રિક અને વહાબી મુર્તદ તથા નાસ્તિક, નેચરીનું ઝબહ કરેલ જાનવર **હરામ** તથા **મુરદાર** છે.

**(૪)** હિંદુએ કહ્યું કે આ મુસલમાને ઝબહ કરેલું છે તો તેને ખાવું જાઈઝ નથી, અને જો એવું કહ્યું કે હું મુસલમાન પાસેથી ખરીદીને લાવ્યો છું તો તેને ખાવું જાઈઝ છે.

દુર્રે મુખ્તારમાં છે :–

**(અર્થ)** : તેની અસલ એ છે કે કાફિરની ખબર મામલાઓમાં ઈજમાઅના તૌર પર મકબૂલ (સ્વીકાર્ય) છે ન કે દીનના મામલામાં

**(૫)** ઝબહ કરતી વેળા જાણી બુઝીને **બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર** ન કહ્યું તો જાનવર હરામ છે અને ભૂલમાં એવું થયું તો હલાલ છે. *(હિદાયહ, ભાગ–૪, પેજ–૪૧૯, બહારે શરીઅત)*

**(૬)** એ રીતે ઝબહ કરવું કે છરી હરામ મગ્ઝ સુધી પહોંચી જાય અથવા માથુ કપાઈને અલગ થઈ જાય **મકરૂહ** છે. પણ તે ઝબીહા ખાવામાં આવે. એટલે કે **કરાહત તે કાર્યમાં છે ઝબીહામાં નથી.** *(હિદાયહ, બહારે શરીઅત)*

**(૭)** બકરી અને ભેંસ વગેરેમાં બાવીસ (૨૨) ચીજો નાજાઈઝ છે : હોજરી, આંતરડાં, મષાનહ, ગુર્દા, નરનું ગુપ્તાંગ, માદાનું ગુપ્તાંગ, ગુદા સ્થાન, રગોનું લોહી, ગોશ્તનું લોહી જે ઝબહ પછી ગોશ્તમાંથી નીકળે છે, હૃદયનું લોહી, જિગરનું લોહી, તલીનું લોહી, પિત્તુ, પિત્ત એટલે કે તે પીળુ પાણી જે પિત્તામાં હોય છે, ગુદા, હરામ મગ્ઝ, ગરદનની બે રગો જે ખભા સુધી ખેંચાયેલી હોય છે, નાકની રતુબત, વિર્ય ચાહે નર કે

માદામાં જોવા મળે અથવા ખૂદ તે જાનવરનું વિર્ય હોય, તે લોહી જે ગર્ભમાં વિર્યથી બને છે, તે માંસનો ટૂકડો જે ગર્ભમાં નુત્ફાથી બને છે ચાહે અંગો બન્યાં હોય કે ન હોય, તામ્મુલ ખલ્કત એટલે કે જે ગર્ભમાં આખુ જાનવર બની ગયું અને મરેલું નીકળ્યું અથવા ઝબહ વિના મરી ગયું.

**(૮)** ઔલિયાએ કિરામની નઝરો નિયાઝનો ગોશ્ત જાઈઝ છે જ્યારે કે **બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર** કહીને ઝબહ કરવામાં આવ્યું હોય. જેમ કે તફસીરાતે અહમદિયહ, પેજ–૪૨, પારા–૨ની આયતે કરીમહ **وَمَآ اُهِلَّ بِهٖ لِغَيۡرِ اللّٰهِ** ના હેઠળ છે : તે ગાયો જે છોડવામાં આવી હોય ઔલિયાએ કિરામના માટે જેમ કે આપણા સમયનો રિવાજ છે તે હલાલ છે, પાક છે એટલા માટે કે ઝબહ કરતી વેળા તેના ઉપર અલ્લાહ સિવાયનું નામ લેવામાં નથી આવતું, ભલે તે ગાય અલ્લાહના વલીઓના માટે છોડી દેવામાં આવે.

**(૯)** શિકારી જાનવરનો કરેલ શિકાર નીચેની શરતો સાથે જાઈઝ છે : (૧) શિકારી જાનવર મુસલમાનનું હોય અને શીખવવામાં આવેલું હોય, (૨) તેણે શિકારને ઝખ્મ કરીને માર્યું હોય (૩) શિકારી જાનવર **બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર** કહીને છોડવામાં આવ્યું હોય, (૪) જો શિકારના મરતાં પહેલાં શિકારી તેની પાસે પહોંચ્યો તો તેણે **બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર** કહીને તેને ઝબહ કરેલ હોય. આ શરતોમાંથી જો કોઈ શરત ન જોવા મળી તો જાનવર હલાલ ન થશે. *(ખઝાઈનુલ ઈર્ફાન)*

**(૧૦)** શીખવાડેલ શિકારી જાનવરની ઓળખ એ છે કે જો શિકાર પર છોડવામાં આવે તો છૂટી જાય અને રોકવામાં આવે તો રોકાઈ જાય અને શિકાર કરેલ જાનવરને માલિકના માટે છોડી રાખે, તેમાંથી કાંઈ ન ખાય. તફસીરે જલાલૈન, પેજ–૯૩માં છે :–

તેની નિશાની એ છે કે જ્યારે મોકલવામાં આવે તે ઝપટી પડે (શિકાર ઉપર) અને જ્યારે રોકે તો રોકાઈ જાય અને શિકાર છોડી દે અને તેને ખાય નહીં.

**(૧૧)** બંદૂક અથવા ગિલોલનો કરેલો શિકાર જો મરી જાય તો **હરામ** છે. *(રદ્દુલ મુહતાર, બહારે શરીઅત)* અને ફતાવાએ કાઝીખાનમાં છે, બંદૂક



તથા પથ્થરનો શિકાર હલાલ નથી.

**(૧૨)** જે શિકાર શોખ પૂરતો કેવળ આનંદ પૂરતો હોય, બંદૂક, ગિલોલનો હોય ભલે માછલીનો, દરરોજ હોય કે કદી કદી, મુત્લકન બિલઈત્તેફાક **હરામ** છે. દુર્રે મુખ્તાર કિતાબુસ્સયદમાં છે, તે જાઈઝ છે પણ **અલ્લાહ અકબર** પઢનારાઓ માટે, જેમ કે તે જાહેર છે.

**(૧૩)** કેટલાક લોકો માછલીઓના શિકારમાં જીવતી માછલી અથવા જીવતી દેડકી કાંટામાં પરોવી દે છે અને તેનાથી મોટી માછલી ફસાવે છે એવું કરવું મના છે કે તેનાથી જાનવરને ઈજા આપવું છે, એ જ રીતે જીવતુ અળસિયુ પરોવીને શિકાર કરે છે એ પણ મના છે. *(બહારે શરિઅત, ભાગ–૭, પેજ–૨૭૩૦)*

**(૧૪)** કેટલાક લોકો કસાઈના ધંધાને મકરૂહ સમજે છે જ્યારે કે તેની કરાહતનો કોઈ કૌલ કોઈથી નકલ થયો નથી. *(બહારે શરીઅત, બહવાલા રદ્દુલ મુહતાર)*



# કુર્બાની

**૧.** હઝરત ઝયદ અરકમ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم ના સહાબીઓએ અર્ઝ કરી કે, યા રસૂલલ્લાહ ! આ કુર્બાનીઓ શું છે ? આપે ફર્માવ્યું, એ તમારા બાપ હઝરત ઈબ્રાહીમ علیہ الصلوٰۃ والسلام ની સુન્નત છે. સહાબીઓએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! શું એનાથી અમને સવાબ મળશે ? ફર્માવ્યું, દરેક બાલના બદલે એક નેકી મળશે. અર્ઝ કરી, અને ઊન યા રસૂલલ્લાહ ?! તો આપે ફર્માવ્યું કે ઊનના દરેક વાળના બદલામાં પણ એક નેકી મળશે. *(અહમદ, ઈબ્ને માજહ)*

**૨.** હઝરત આઈશા رضی اللہ عنہا એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, કુર્બાનીના દિવસોમાં ઈબ્ને આદમનો કોઈ અમલ ખુદા તઆલાની નજીક લોહી વહાવવાથી (એટલે કુર્બાની કરવાથી) અધિક પ્યારો નથી. અને તે જાનવર કિયામતના દિવસે પોતાની શીંગો, વાળો, ખરીઓ સાથે આવશે અને કુર્બાનીનું લોહી જમીન પર પડતાં પહેલાં ખુદા તઆલા નજીક કબૂલના મકામે પહોંચી જાય છે. *(તિર્મિઝી શરીફ, ઈબ્ને માજહ)*

**૩.** હઝરત હનશ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, મેં હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ને બે ઘેટાં ઝબહ કરતાં જોયા, મેં પૂછયું, આ શું છે ? તેમણે ફર્માવ્યું કે, હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ મને વસિય્યત ફર્માવી છે કે હું હુઝૂરના તરફથી કુર્બાની કર્યા કરું, તો હું (બીજુ ઘેટું) હુઝૂરના તરફથી ઝબહ કરી રહ્યો છું. *(અબૂ દાઊદ)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જેનામાં શક્તિ હોય અને કુર્બાની ન કરે તો તે અમારી ઈદગાહની નજીક હરગિઝ ન આવે. *(ઈબ્ને માજહ)*

**૫.** હઝરત ઉમ્મે સલમહ્ رضی اللہ عنہا થી રિવાયત છે કે નબી કરીમ علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે જ્યારે તમે બકરા ઈદનો ચાંદ જુઓ અને તમારામાં કોઈ કુર્બાની કરવા ચાહે તો તેણે જોઈ કે બાલ મુંડાવવા, કતરાવવા અને નખો કાપવાથી રોકાઈ રહે. *(મુસ્લિમ શરીફ)*



**સૂચના : (૧)** કુર્બાનીના મસ્અલામાં સાહિબે નિસાબ તે શખ્સ છે જે **સાડા બાવન તોલા ચાંદી અથવા સાડા સાત તોલા સોનાનો માલિક હોય અથવા તેમાંથી કોઈ એક કિમત જેટલો વેપારનો સામાન અથવા વેપાર સિવાયના સામાનનો માલિક હોય** અને માલિકીની ચીજો અસલી જરૂરિયાતો કરતાં અધિક હોય.

**(૨)** જે માલિકે નિસાબ એકવાર પોતાના નામથી કુર્બાની કરાવી ચૂક્યો છે અને બીજા વર્ષે પણ તે સાહિબે નિસાબ છે તો પછી તેના પર પોતાના નામથી કુર્બાની વાજિબ છે, અને આ હુકમ દર સાલ માટે છે. હદીષમાં છે, (અર્થ) : બેશક ! દરેક ઘરવાળા પર દર વર્ષે કુર્બાની (વાજિબ) છે.

**(૩)** જો કોઈ સાહિબે નિસાબ પોતાના તરફથી કુર્બાની કરવાના બદલે બીજાની તરફથી કરી દે અને પોતાના નામથી ન કરે તો સખત ગુનેહગાર થશે, જેથી જો બીજાના તરફથી પણ કરવા ચાહે છે તો તેના માટે એક બીજી કુર્બાનીની વ્યવસ્થા કરે.

**(૪)** કેટલાક લોકોનો જે એવો ખયાલ છે કે, "પોતાના તરફથી જિંદગીમાં કેવળ એકવાર કુર્બાની વાજિબ છે" એ શરઅન ગલત અને પાયાહીન વાત છે એટલા માટે કે માલિકે નિસાબ પર દર વર્ષે કુર્બાની વાજિબ છે.

**(૫)** ગામડામાં દસમી ઝીલહજ્જે સુબ્હ સાદિક થયા બાદથી જ કુર્બાની કરવી જાઈઝ છે પરંતુ મુસ્તહબ એ છે કે સૂરજ નીકળ્યા બાદ કરે.

ફતાવા આલમગીરી, ભાગ–૫, મિસ્રી, પેજ–૨૬૦માં છે :–

**(અર્થ)** : કુર્બાની માટે મુસ્તહબ સમય ગામડાંવાળાઓ માટે સૂર્ય તુલૂઅ થયા બાદ છે.

**(૬)** શહેરમાં ઈદની નમાઝથી પહેલાં કુર્બાની કરવી જાઈઝ નથી. *(બહારે શરીઅત)*

**(૭)** શહેરી આદમીએ કુર્બાનીનું જાનવર ગામડામાં મોકલીને ઈદની

નમાઝ પહેલાં કુર્બાની કરાવીને ગોશતને શહેરમાં મંગાવી લેવો જાઈઝ છે. *(દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર, ભાગ–૫, પેજ–૨૦૯)*

**(૮)** કુર્બાનીનું ચામડું અથવા ગોશ્ત અથવા એમાં કોઈ ચીજ કસાઈ અથવા ઝબહ કરનારને મહેનતાણા રૂપે આપવું જાઈઝ નથી, દુર્રે મુખ્તારમાં છે, ખાટકીને તેમાંથી કોઈ મહેનતાણુ આપવામાં ન આવે.

**(૯) કુર્બાનીનો ગોશ્ત કાફિરને આપવો જાઈઝ નથી.**

(**ચેતવણી** : ગુસ્તાખે રસૂલ વહાબી, દેવબંદી, અહલે હદીષ, જમાઅતે ઈસ્લામીવાળા વગેરે મુર્તદોને દેવો પણ જાઈઝ નથી, તેમનો ગોશ્ત લેવો પણ જાઈઝ નથી, **તેમનું ઝબહ કરેલ ગોશ્ત મુરદારના હુકમમાં છે,** ખાવું **હરામ** છે એક માંસની નાની કટકી પણ તેના ઝબહ કરેલામાંથી અન્ય માંસમાં ભેગી થશે તો બધું જ **હરામ** થઈ જશે. આજકાલ લોકો દુનિયાદારીમાં એવા મસ્ત છે કે વહાબીઓ કે જેમના અકીદાઓ કુફ્રી છે તેમની સાથે સંબંધો રાખે છે, તેમનું માંસ લે છે, તેમને ત્યાં જમે છે, તેઓને ચેતવણી છે કે આ વહેવારની સજા આખેરતમાં ભયાનક ભોગવવી પડશે અને ઈમાન ખતરામાં મૂકેલું ગણાશે, માટે **બદ્‌મઝહબોથી સંબંધો કટ કરવા અનિવાર્ય છે. –*અનુવાદક*)**

**(૧૦)** કુર્બાનીના જાનવરને ડાબે પડખે એ રીતે સૂવડાવે કે તેનું મોઢુ કિબ્લાની તરફ હોય અને પોતાનો જમણો પગ તેના પાસા પર મૂકે અને ઝબહ કરતાં પહેલાં આ દુઆ પઢે :–

**ઈન્ની વજ્જહતુ વજહિય લિલ્લઝી ફતરસ્સમાવાતિ અલ્અર્દ હનીફંવ વમા અના મિનલ મુશ્રિકીન. ઈન્ન સલાતી વનુસુકી વ મહયાય વ મમાતી લિલ્લાહી રબ્બિલ આલમીન લા શરીક લહૂ વ બિઝાલિક ઉમિર્તુ વ અના મિનલ મુસ્લિમીન.** પછી **અલ્લાહુમ્મ મિન્ક વલક બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર** પઢતાં પઢતાં તેજ છરી વડે ઝબહ કરે.

ઝબહ પછી આ દુઆ પઢે :–

**અલ્લાહુમ્મ તકબ્બલ્ મિન્ની કમા તકબ્બલ્ત મિન ખલીલિક**



**ઈબ્રાહીમ અલયહિસ્સલામુ વ હબીબિક મુહમ્મદિન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.** અને જો બીજાના તરફથી ઝબહ કરે તો **મિન્ની**ની જગાએ **મિન** પછી તેનું નામ લે.

**નોંધ** : મોટા જાનવરમાં સાત ભાગ હોય છે જેથી સાત સાહિબે નિસાબ વ્યક્તિઓ ભેગી થઈને એક જાનવર ખરીદી કુર્બાની કરી શકે છે. યાદ રાખશો ! ''કુર્બાનીમાં એક ભાગ પણ કોઈ કાફિરનો કે બદ્‌અકીદા વહાબી વગેરેનો હશે તો **કોઈની કુર્બાની થશે નહીં. –*અનુવાદક***

## ★ અકીકો ★

**૧.** હઝરત સલ્માન ઈબ્ને આમિર رضی اللہ عنہ એ કહ્યું કે, મેં હુઝૂર علیہ السلام ને ફર્માવતાં સાંભળ્યા કે છોકરાની (પેદાઈશ)ની સાથે અકીકો છે, જેથી તેના તરફથી જાનવર ઝબહ કરો. *(બુખારી શરીફ)*

**૨.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે કે રસૂલે કરીમ علیہ السلام એ હઝરત ઈમામ હસન તથા ઈમામ હુસૈન رضی اللہ عنہما નો અકીકો એક એક ઘેટાથી કર્યો. *(અબૂ દાઊદ)* અને ઈમામ નિસાઈની રિવાયતમાં બે ઘેટાંનો ઉલ્લેખ છે.

**૩.** હઝરત અમ્ર ઈબ્ને શોએબ رضی اللہ عنہ પોતાના બાપથી અને તે પોતાના દાદા (હઝરત અબ્દુલ્લાહ)થી રિવાયત કરે છે, તેમણે કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જે શખ્સને કોઈ ઔલાદ પેદા થઈ પછી તેણે તેના તરફથી જાનવર ઝબહ કરવા ચાહ્યું તો તે છોકરાના તરફથી બે બકરી અને છોકરી તરફથી એક બકરી ઝબહ કરે. *(અબૂ દાઊદ)*

**સૂચના** : **(૧)** અકીકાના માટે સાતમો દિવસ **બેહતર** છે. અને સાતમા દિવસે ન કરી શકે તો જ્યારે ચાહે કરી શકે છે સુન્નત અદા થઈ જશે.

**(૨)** છોકરાના અકીકામાં બકરો અને છોકરીના અકીકામાં બકરી ઝબહ કરવામાં આવે એટલે કે છોકરામાં નર જાનવર અને છોકરીમાં માદા યોગ્ય છે, પરંતુ જો છોકરાના અકીકામાં બકરી અને છોકરીના અકીકામાં બકરો ઝબહ કરે તો પણ વાંધો નથી. *(બહારે શરીઅત)*

(૩) કુર્બાનીની જેમ અકીકામાં પણ બકરો અને બકરીની ઉંમર એક સાલ હોવી જરૂરી છે. *(બહારે શરીઅત)*

(૪) અવામમાં જે મશ્હૂર છે કે અકીકાનો ગોશ્ત માં, બાપ, દાદા, દાદી અને નાના નાની ન ખાય, એ વાત ગલત છે. એની કોઈ સાબિતી નથી. *(બહારે શરીઅત)*

(૫) અકીકાના જાનવરને ઝબહ કરતાં પહેલાં ડાબે પડખે એ રીતે સૂવાડે કે તેનું મોઢું કિબ્લા તરફ હોય અને ઝબહથી પહેલાં આ દુઆ પઢે :–

**અલ્લાહુમ્મ હાઝિહીલ્અકીકતુ લિ ઈબ્ની ફલાં દમુહા બિદમિહી વલહ્મુહા બિલહ્મિહી વઅઝમુહા બિઅઝમિહી વ જિલ્દુહા બિ જિલ્દિહી વ શઅરુહા બિશઅ રિહી અલ્લાહુમ્મજ અલ્હા ફિદાઅલ લિ ઈબ્ની મિન્નનારિ ઈન્ની વજ્જહતુ વજહિય લિલ્લઝી ફતરસ્સમાવાતિ વલ્અર્દ હનીફંવ વમા અના મિનલ મુશ્રિકીન. ઈન્ન સલાતી વ નુસુકી વ મહયાય વ મમાતી લિલ્લાહિ રબ્બિલ આલમીન. લા શરીક લહૂ વ બિઝાલિક ઉમિર્તુ વ અના મિનલ મુસ્લિમીન.** પછી **અલ્લાહુમ્મ મિન્ક વલ કબિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર** કહીને ઝબહ કરે. જો પોતાનો પુત્ર છે તો દુઆમાં **લિ ઈબ્ની** પછી ફુલાંની જગાએ પોતાના પુત્રનું નામ લે અને જો પોતાની પુત્રી હોય તો **લિ ઈબ્ની**ની જગાએ **લિ ઈબ્નતિ** કહીને છોકરીનું નામ લે અને જો બીજાનો પુત્ર હોય તો **ઈબ્ની ફુલાનુન**ની જગાએ છોકરાનું નામ બાપના નામ સાથે લે. અને છોકરાના અકીકામાં **દમુહા બિદમિહી વલહમુહા બિલહમિહી** વગેરે સંકેતો સાથે પઢવામાં આવશે, અને છોકરીના અકીકામાં **દમુહા બિદમિહા વલહ–મુહા બિલહમિહા** વગેરે સંકેતોની સાથે પઢવામાં આવશે.

(**નોંધ** : કુર્બાનીના મોટા જાનવરમાં અકીકાના ભાગો રાખીને પણ અકીકો કરી શકાશે. મોટા જાનવરમાં એકથી અધિક બાળકોનો અકીકો કરી શકાશે કેમ કે તેમાં (મોટા જાનવરમાં) સાત ભાગ હોય છે. *–અનુવાદક*)



# સારા ખરાબ નામો

**૧.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે ખુદા તઆલાની નજીક તમારા નામોમાં બેહતરીન નામ અબ્દુલ્લાહ અને અબ્દુર્રહમાન છે. *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત અબૂ દરદા رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે કિયામતના દિવસે તમને તમારા નામ અને તમારા બાપોના નામ સાથે પોકારવામાં આવશે, જેથી તમારાં નામો સારાં રાખો. *(અહમદ, અબૂ દાઊદ)*

**૩.** હઝરત અબૂ વહબ જોષમી رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ علیہ الصلوۃ والتسلیم એ ફર્માવ્યું કે, અંબિયાઓના નામો પરથી નામ રાખો. *(અબૂ દાઊદ)*

**૪.** હઝરત જાબિર رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, મારા નામ પર નામ રાખો. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૫.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જે શખ્સના ત્રણ પુત્રો જન્મે અને તે તેમાંથી કોઈનુ નામ પણ મુહમ્મદ ન રાખે તો તે બિલ્યકીન (ઈમાન તથા ઈશ્ક)ના તકાઝાથી જાહિલ છે. *(તિબ્રાની, કબીર)*

**૬.** હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે નબી કરીમ صلی اللہ علیہ وسلم બુરા નામને (સારા નામમાં) બદલી નાખતા હતા. *(તિર્મિઝી શરીફ)*

**૭.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે હઝરત ફારૂકે આ'ઝમની એક સાહબઝાદી હતી જેમનું નામ "આસિયહ" (عَاصِيَة) હતું. રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ તેમનું નામ નામ બદલીને "જમીલહ" રાખી દીધું. *(મુસ્લિમ શરીફ)*

**ચેતવણી** : (૧) જેનું નામ અબ્દુર્રહમાન, અબ્દુલખાલિક, અબ્દુલમઅબૂદ, અબ્દુલકુદૂસ અથવા અબ્દુલકય્યૂમ હોય તેને રહમાન, ખાલિક, મઅબૂદ, કુદૂસ, કય્યૂમ કહેવું **હરામ** છે, એટલા માટે કે ખુદા સિવાય અન્ય માટે તે નામો બોલવાં નાજાઈઝ છે. (વળી કેટલાક તો આ

નામો ખાલિક, રહમાન વગેરેમાં પણ બગાડ લાવીને બોલે છે ! નામ પાછળ "રો", "યો" જેવા અક્ષરો જોડી તુકાર વાચક નામ બનાવી બોલે છે તેઓ સમજે, ગંભીર બને અને સવેળા તૌબા કરે. **–અનુવાદક**) હા, જો અબ્દુર્રહીમ, અબ્દુલકરીમ, અબ્દુલઅઝીઝ એ પ્રકારનાં નામો હોય તો રહીમ, કરીમ અને અઝીઝ કહી શકે છે એટલા માટે કે તે ગૈરુલ્લાહ માટે બોલવું જાઈઝ છે.

**(૨)** અબ્દુલમુસ્તફા, અબ્દુર્રસૂલ, અબ્દુન્નબી નામ રાખવાં જાઈઝ છે. કેમ કે તે નિસ્બતની શરાફતનો મકસદ છે અને બંદાપણાનો હકીકી અર્થ અહીં મકસદમાં હોતો નથી. હવે રહ્યું અબ્દની નિસ્બત (ઈઝાફત) ગૈરુલ્લાહની તરફ, તો એ કુર્આન તથા હદીષથી સાબિત છે. *(બહારે શરીઅત)*

**(૩)** ગુલામમુહમ્મદ, ગુલામઅલી, ગુલામહસન, ગુલામહુસૈન વગેરે જેમાં અંબિયા, સહાબા તથા ઔલિયાએ કિરામના નામની તરફ નિસ્બત (ઈઝાફત) કરીને નામ રાખવામાં આવે તો એ **જાઈઝ** છે. એ જ પ્રમાણે મુહમ્મદબખ્શ, નબી બખ્શ, અલી બખ્શ વગેરે જેમાં નબી કે વલીના નામની સાથે બખ્શ શબ્દ મિલાવવામાં આવ્યો હોય તે **જાઈઝ** છે. *(બહારે શરીઅત)*

**(૪)** મુહમ્મદનબી, અહમદનબી, મુહમ્મદરસૂલ, નબીયલ્લાહ અથવા નબીઝમાન નામ રાખવાં **હરામ** છે તેમાં નબુવ્વતના દાવેદાર ન હોવું સ્પષ્ટ ચોક્કસ છે નહીં તો (તદ્દન ખાલિસ) કુફ્ર થાત. પણ દાવાની સૂરત (સ્થિતિ) મૌજૂદ છે અને એ યકીનન **હરામ** છે. *(અહકામે શરીઅત, બહારે શરીઅત)*

**(૫)** અંબિયાએ કિરામ عَلَیۡہِمُ السَّلَام અને ઔલિયાએ એઝામ رِضْوَانُ اللّٰہِ تَعَالٰی عَلَیۡہِمۡ اَجۡمَعِیۡن ની બીવીઓ અને પુત્રીઓ તેમજ સહાબિયાત رضی اللہ تعالی انہن ના મુબારક, સભ્ય તથા પુરવકાર (પ્રતિષ્ઠાવાન) નામ છોડીને આજકાલ લોકોએ બજારૂ ઔરતોનાં ભડકાવનારાં નામો પર પોતાની પુત્રીઓનાં નામો રાખવાનું અપનાવી લીધું છે, જેમ કે નજમહ, ષુરૈયા, મુષ્તરી, પરવીન... વગેરે, એવું કદાપી ન કરવું જોઈએ.



# ખાવા વિશે બયાન

**૧.** હઝરત હુઝૈફા رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, જે ખાવા પર **બિસ્મિલ્લાહ** ન પઢવામાં આવે તે ખાણાને શૈતાન પોતાના માટે હલાલ સમજે છે. *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, તમારામાંથી જ્યારે કોઈ શખ્સ કાંઈ ખાવા ઈચ્છે તો જમણા હાથે ખાય અને જ્યારે કોઈ ચીજ પીવા ચાહે તો જમણા હાથે પીએ. *(મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, કોઈ શખ્સ ડાબા હાથે ન કાંઈ ખાય અને ન કાંઈ પીએ, એટલા માટે કે, "ડાબા હાથ વડે શૈતાન ખાય તથા પીએ છે." *(મુસ્લિમ શરીફ)*

ચાય તથા બીડી, સિગરેટ, પણ ડાબા હાથે ન પીવી જોઈએ.

**૪.** હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે, હુઝૂર علیہ الصلوٰۃ والسلام હલવો અન મધ પસંદ ફર્માવતા હતા. *(બુખારી શરીફ)*

આ હદીષ હેઠળ હઝરત શૈખ અબ્દુલહક્ક મોહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ ફર્માવે છે કે, "હલવો કેવળ તેને જ કહેવામાં આવે છે જે ખાસ તરીકાથી બનાવવામાં આવે છે અને મીઠાશ (ખાંડ) તથા ચરબી (ચીકાશયુક્ત તૈલી પદાર્થ)નું મિશ્રણ હોય છે. એ જ પ્રમાણે "મજમઉલ બહાર"માં છે, જેથી હલવાનો અર્થ કેવળ મીઠી ચીજ (શીરીની) કરવો યોગ્ય નથી. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૩, પેજ–૪૯૧)*

**૫.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, "જ્યારે ખાણામાં માખી પડી જાય તો તેને ડૂબકી લગાડી દો." (અને ફેંકી દો) કેમ કે તેની એક પાખમાં બીમારી છે અને બીજીમાં શિફા છે. અને તે જ પાંખથી પોતાને બચાવે છે જેમાં બીમારી છે (તો તે ખાણામાં પ્રથમ પડી જાય છે) જેથી તેને આખી ડૂબાડી દો. *(અબૂ દાઊદ)*

૬. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ કદી કોઈ ખાણાને અયબ નથી લગાડી (એટલે કે ખરાબ નથી કહ્યું), જો ખ્વાહિશ થતી તો ખાઈ લેતા અને ખ્વાહિશ ન થતી તો છોડી દેતા. *(બુખારી શરીફ)*

૭. હઝરત આઈશા رضی اللہ عنہا એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે, જ્યારે કોઈ શખ્સ ખાવા ખાય અને ખાવા પર અલ્લાહનું નામ લેવાનુ ભૂલી જાય તો દરમ્યાનમાં જ આ દુઆ - بِسۡمِ اللّٰہِ اَوَّلَہٗ وَاٰخِرَہٗ **બિસ્મિલ્લાહિ અવ્વલહૂ વઆખિરહૂ** પઢી લે. *(તિર્મિઝી શરીફ)*

૮. હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم જ્યારે ખાવાથી ફારિગ થતા તો આ દુઆ પઢતા :–

اَلۡحَمۡدُ لِلّٰہِ الَّذِیۡۤ اَطۡعَمَنَا وَسَقَانَا وَجَعَلَنَا مِنَ الۡمُسۡلِمِیۡنَ

**અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અત્અમના વ સકાના વજઅલના મિનલ્ મુસ્લિમ.** (અર્થ : અલ્લાહ તઆલાનો શુક્ર છે જેણે આપણને ખવડાવ્યું પીવડાવ્યું અને મુસલમાન બનાવ્યો.) *(તિર્મિઝી શરીફ, અબૂ દાઊદ)*

**ચેતવણી** : કેટલાક દસ્તારખાનો પર શેઅરો લખેલા રહે છે તેને પાથરવું અને તેના પર ખાવા "મના" છે.

## ★ પીવાનું બયાન ★

૧. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, "ઊંટની જેમ એક્કી □ાસે કોઈ ચીજ ન પીઓ બલ્કે બબ્બે ત્રણ ત્રણ વખત થઈને પીઓ, અને જ્યારે પીઓ તો **બિસ્મિલ્લાહ** કહી લો અને જ્યારે મોઢેથી હટાવી લો તો **અલ્હમ્દુલિલ્લાહ** કહો." *(તિર્મિઝી)*

૨. હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم પીવામાં ત્રણ વાર □ાસ લેતા હતા. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)* અને ઈમામ મુસ્લિમની રિવાયતમાં એટલુ અધિક છે કે હુઝૂર ફર્માવતા હતા કે આ રીતે પીવામાં વધુ તૃપ્તિ થાય છે અને તંદુરસ્તી માટે લાભદાયી તથા ખૂશગવાર (પણ) છે. *(મિશ્કાત શરીફ)*

૩. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે, હુઝૂર علیہ الصلوٰۃ والسلام



એ વાસણમાં □ાસ લેવા તથા ફૂંક મારવાથી મના ફર્માવ્યું. *(અબૂ દાઊદ)*

૪. હઝરત અનસ رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ઉભા રહીને પીવાથી મના ફર્માવ્યું. *(મુસ્લિમ શરીફ)*

૫. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **"ઉભો રહીને કદાપી કોઈ માણસ ન પીએ અને જે ભૂલથી એવું કરી બેસે તો ઊલ્ટી કરી નાખે."** *(મિશ્કાત શરીફ)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ એ જ હદીષ હેઠળ ફર્માવે છે કે :–

**(અર્થ) : "જ્યારે ભૂલેચૂકે પીવામાં ઊલ્ટી કરવાનો હુકમ છે તો પછી જાણીબુઝીને (બેફિકરીથી) પીવામાં એથી પણ સખ્ત હુકમ હશે."** *(અશ્અતુલ લમ્આત, ભાગ–૩, પેજ–૫૨૨)*

## તેરે દામને કરમ મેં જિસે નીંદ આ ગઈ હૈ

**અઝ : તાજુશ્શરીઅહ્ હઝરત અલ્લામા અખ્તર રઝા અઝહરીમિયાં** مد ظلہ العالی

તેરે દામને કરમ મેં જિસે નીંદ આ ગઈ હૈ
જો ફના ન હોગી ઐસી ઉસે ઝિંદગી મિલી હૈ
મુઝે ક્યા પળી કિસી સે કરું અર્ઝે મુદ્દઆ મેં
મેરી લૌ તો બસ ઉન્હીં કે દરે જૂદ સે લગી હૈ
દો જહાં ભર કે દાતા મુઝે ફેર દેંગે ખાલી !
મેરી તૌબા ! ઐ ખુદા ! યે મેરે નફ્સ કી બદી હૈ
મૈં મરું તો મેરે મૌલા યે મલાએકહ સે કેહ દે
કોઈ ઉસ કો મત જગાના અભી આંખ લગ ગઈ હૈ
મૈં ગુનાહગાર હૂં ઔર બળે મર્તબો કી ખ્વાહિશ
તૂ મગર કરીમ હૈ જો તેરી બંદા પરવરી હૈ
તેરી યાદ થપકી દેકર મુઝે અબ શહા સુલા દે
મુઝે જાગતે હુએ યૂં બળી દેર હો ગઈ હૈ
તેરા દિલ શિકસ્તા **"અખ્તર"** ઈસી ઈંતેઝાર મેં હૈ
કે અભી નવીદે વસલત તેરે દર સે આ રહી હૈ

# પહેરવેશ વિશે બયાન

**૧.** હઝરત સમુરહ رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, સફેદ કપડાં પહેર્યા કરો એટલા માટે કે તે ખૂબ જ પાકીઝા અને પસંદીદા છે. *(અહમદ, મિશ્કાત)*

**૨.** હઝરત ઓબાદહ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, **"અમામો જરૂર બાંધ્યા કરો કે એ ફરિશ્તાઓનું નિશાન છે"** અને તેના શિમ્લહ (છેડા)ને પીઠ પાછળ લટકાવી લો. *(બયહકી, મિશ્કાત શરીફ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم જ્યારે કુર્તો પહેરતા તો જમણી બાજુથી શરૂ કરતા. *(તિર્મિઝી)*

**૪.** હઝરત અબૂ સઈદ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم ને ફર્માવતાં સાંભળ્યા કે મો'મિનનું તેહબંદ અડધી પિંડલીઓ સુધી છે અને અડધી પિંડલી અને ઘૂંટીઓ વચ્ચે હોય તો પણ વાંધો નથી. **જે (કપડુ) ઘૂંટીની નીચે હોય તે આગમાં છે.** હુઝૂરે આ વાક્યને ત્રણવાર ફર્માવ્યું, અને અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેના તરફ નજર ફર્માવશે નહીં જે તેહબંદ (કે પાયજામા)ને તકબ્બુરની સાથે ઘસેડીને ચાલે. *(અબૂ દાઊદ)*

**૫.** હઝરત અમ્ર ઈબ્ને શોઐબ પોતાના બાપથી રિવાયત કરે છે કે તેમના દાદાએ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, "અલ્લાહ તઆલાને એ વાત પસંદ છે કે તેની નેઅમતની અસર બંદાના (લિબાસ અને દેખાવ) થકી જાહેર થાય. *(તિર્મિઝી શરીફ)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે :–

**(અર્થ)** : અહીંથી જાણવા મળ્યું કે નેઅમતની ઢાંકપીછોડ કરવી અને છુપાવવી જાઈઝ નથી અને જાણે કે નેઅમતની નાશુક્રીનો સબબ છે.

**૬.** હરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત છે કે અસ્મા બિન્તે અબૂબક્ર



رضی اللہ عنہا બારિક કપડાં પહેરીને હુઝૂરની સમક્ષ આવ્યાં તો હુઝૂરે તેમની તરફથી મોઢુ ફેરવી લીધું અને ફર્માવ્યું, હે અસ્મા ! સ્ત્રી જ્યારે બાલિગ થઈ જાય તો તેના શરીરનો કોઈ ભાગ કદી પણ દેખાઈ દેવો ન જોઈએ. સિવાય આના અને આના, અને પોતાના **મોઢા** તથા **હથેલી** તરફ ઈશારો ફર્માવ્યો. *(અબૂ દાઊદ)*

**૭.** હઝરત અલ્કમહ ઈબ્ને અબૂ અલ્કમા પોતાની માં થી રિવાયત કરે છે કે હફસહ બિન્તે અબ્દુર્રહમાન હઝરત આઈશા رضی اللہ عنہا ની પાસે બારિક ઓઢણી ઓઢીને આવ્યાં તો હઝરત આઈશા رضی اللہ عنہا એ તેમની ઓઢણી ફાડી નાખી અને જાડી ઓઢણી આપી. *(માલિક, મિશ્કાત શરીફ)*

**ચેતવણી** : આજકાલ ઔરતો ઘણા જ પાતળાં (બારિક) અને ચુસ્ત (તેમજ ટૂંકી બાંયનાં મસલ્સ દેખાડતાં) કપડાં પહેરવા લાગી છે જેનાથી શરીરના મોટા ભાગના અંગો જાહેર થાય છે, સ્ત્રીઓએ આવા કપડાં પહેરવાં **હરામ** છે. આજકાલ પુરૂષો પણ પાતળુ તેહબંદ પહેરવા લાગ્યા છે જેથી બદનની રંગત જાહેર થાય છે, છુપાતુ નથી જેથી મર્દોએ પણ આવુ તેહબંદ પહેરવું **હરામ** છે, કેટલાક તો એને પહેરીને નમાઝ પણ પઢે છે તેમની નમાઝ થતી નથી. એટલા માટે કે સતરે ઔરત (નમાઝમાં છુપાવવાના અંગો)ને નમાઝમાં છુપાવવાં ફર્ઝ છે અને કેટલાક લોકો ધોતીયુ બાંધે છે, ધોતીયુ બાંધવું હિન્દુઓનો તરીકો છે અને તેનાથી સતર પણ થતુ નથી, ચાલતી વેળા જાંગનો પાછલો ભાગ ખુલી જાય છે, મુસલમાનોએ એનાથી બચવું જરૂરી છે તેમજ કેવળ જાંગીયા–ચડ્ડી પહેરવી જેનાથી ગુથણો ખુલ્લા રહે એ **હરામ** છે.

## ★ જોડા (ચપ્પલ) પહેરવા વિશે ★

**૧.** હઝરત જાબિર رضی اللہ عنہ એ ફર્માવ્યું કે અમે હુઝૂર صلی اللہ علیہ وسلم ની સાથે એક સફરમાં હતા, તો હુઝૂરે ફર્માવ્યું કે જૂતા (પગરખાં) ખૂબ ઈસ્તેમાલ કરો, એટલા માટે કે આદમી જ્યાં સુધી પગરખાં પહેરેલો રહે છે તો તે સવારની જેમ છે. *(અબૂ દાઊદ)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું

કે જ્યારે પગરખાં પહેરે તો પ્રથમ જમણા પગમાં પહેરે અને જ્યારે ઉતારે તો પ્રથમ ડાબા પગમાંથી ઉતારે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત ફઝાલહ ઈબ્ને ઓબૈદ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام અમને હુકમ ફર્માવતા હતા કે કદી કદી અમે ઉઘાડા પગે રહીએ. *(અબૂ દાઊદ)*

**૪.** હઝરત અબૂ મુલૈકહ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે કોઈકે હઝરત આઈશા رضی اللہ عنہا ને કહ્યું કે એક સ્ત્રી (મર્દાના) જોડા પહેરે છે. તેમણે ફર્માવ્યું કે હુઝૂરે મર્દાની (પુરૂષ જેવો દેખાવ કરનાર) ઔરતો પર **લા'નત** ફર્માવી છે. *(અબૂ દાઊદ)*

## ★ વિંટી (અંગૂઠી) વિશે બયાન ★

**૧.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ પુરૂષોને સોનાની વિંટીથી મના ફર્માવ્યું. *(મુસ્લિમ શરીફ)*

નવવી શરહે મુસ્લિમ, ભાગ–૨, પેજ–૧૯૫માં છે :–

**(અર્થ)** : મુસલમાનોનો એ વાત પર ઈત્તેફાક છે કે, **"ઔરતોના માટે"** સોનાની અંગૂઠી (વિંટી) **જાઈઝ** છે અને **પુરૂષોના માટે હરામ** છે.

અને અશ્અતુલ લમ્આત, ભાગ–૩, પેજ–૫૫૯માં છે કે :–

**(અર્થ)** : "સોનાની વિંટીનું હરામ હોવું પુરૂષો માટે છે, પરંતુ ઔરતો માટે હરામ નથી."

**૨.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ એક શખ્સના હાથમાં સોનાની વિંટી જોઈ તો તેને ઉતારીને ફેંકી દીધી અને ફર્માવ્યું કે તમારામાંથી કોઈ વ્યક્તિ જહન્નમના અંગારાનો ઈરાદો કરે છે એટલે સુધી કે તેને પોતાના હાથમાં લઈ લે છે ?! જ્યારે હુઝૂર તશરીફ લઈ ગયા તો કોઈકે તે શખ્સને કહ્યું કે તમારી અંગૂઠી (વિંટી) ઉઠાવી લો, કોઈક બીજા કામમાં લાવજો. તેમણે કહ્યું કે, **ખુદાની કસમ ! હું તેને કદાપી લઈશ નહીં જ્યારે કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ તેને ફેંકી દીધી છે.** *(મુસ્લિમ શરીફ)*



(આ હદીષ પરથી તે નવયુવાનો, વડીલો જેઓ સોનાની ચેઈનો, વિંટીઓ પહેરે છે તેઓ પોતાના દિલને પૂછે કે, પોતે કેવા મુસલમાન છે ?! કેવા આશિકે રસૂલ છે કે મહબૂબે ખુદા صلی اللہ علیہ وسلم ની ફેંકી દીધેલી ચીજને ગળે લગાડે છે !! આંગળીએ પરોવે છે !!" અલ્લાહની પનાહ ! **–અનુવાદક**)

**૩.** હઝરત બુરીદા رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ એક શખ્સને ફર્માવ્યું જેણે **પિત્તળની વિંટી** પહેરી હતી કે, શું વાત છે કે તારાથી **મૂર્તિઓની વાસ** આવી રહી છે ?! તેમણે તે વિંટી ફેંકી દીધી પછી **લોખંડની વિંટી** પહેરીને આવ્યા. હુઝૂરે ફર્માવ્યું, શું વાત છે કે હું જોઉં છું **જહન્નમીઓનું ઘરેણું** પહેર્યું છે ?! તે શખ્સે એ વિંટી પણ ફેંકી દીધી. પછી અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! કઈ ચીજની વિંટી બનાવું ? ફર્માવ્યું, ચાંદીની બનાવો અને એક મિષ્કાલ પૂરો ન કરો એટલે પૂરું વજન સાડા ચાર માશા ન થાય બલ્કે કાંઈ ઓછું હોય. *(તિર્મિઝી)*

**સૂચના** : પુરૂષોએ એકથી અધિક વિંટી પહેરવી અથવા છલ્લા પહેરવાં અથવા એકથી વધુ નંગવાળી વિંટી પહેરવી ભલે ચાંદીની હોય જાઈઝ નથી. *(બહારે શરીઅત)*

## ★ હજામત (વાળ કાપવા) વિશે ★

**૧.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે પાંચ ચીજો ફિતરતથી છે : (એટલે કે આગલા અંબિયા علیہم السلام ની સુન્નત છે) ખત્ના કરવી, દૂંટી નીચેના વાળ મૂંડાવવા, મૂંછો કતરાવવી, નખો કાતરવા અને બગલના વાળો સાફ કરવા. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે મૂંછો કાપવી, વાળ કતરાવવા, બગલના વાળ ઉખાડવા અને દૂંટી નીચેના વાળ મૂંડવામાં આપણા માટે એ સમય નિશ્ચિત કરવામાં આવ્યો છે કે આપણે ચાલીસ દિવસથી વધુ ન છોડીએ. એટલે કે ચાલીસ દિવસની અંદર અંદર જ એ કામોને જરૂરથી કરી લઈએ. *(મુસ્લિમ શરીફ)*

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે ચાલીસ દિવસથી વધુ પસાર થવા ન જોઈએ અને જો એનાથી ઓછામાં કરે તો અફઝલ છે. અને વર્ણન કરવામાં આવ્યું છે કે હુઝૂર ﷺ **મૂંછ અને નખો દર જુમ્આએ કાપતા હતા** અને **દર વીસ દિવસે દૂંટી નીચેના વાળ મૂંડતા હતા** અને **દર ચાલીસ દિવસે બગલના વાળ ઉખાડતા હતા.**

૩. હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ ફર્માવ્યું કે **હુઝૂર ﷺ એ ઔરતને માથુ મૂંડાવવાથી મના કર્યું.** *(નિસાઈ, મિશ્કાત)*

**સૂચના : (૧)** નખો કાપવામાં હુઝૂર ﷺ થી એ ક્રમ રિવાયત થયેલો છે કે જમણા હાથની કલમાની આંગળીથી શરૂ કરે અને ટચલી આંગળી પર ખત્મ કરે પછી ડાબા હાથની ટચલી આંગળીથી શરૂ કરે અને અંગૂઠા પર ખત્મ કરે પછી જમણા હાથના અંગૂઠાનો નખ કાપે. *(બહારે શરીઅત)*

**(૨)** આજકાલ સ્ત્રીઓ માથાના વાળ કપાવીને લોંડીઓ જેવી શક્લ અપનાવી રહી છે, આ સખ્ત નાજાઈઝ તથા ગુનોહ છે. હુઝૂર સરકારે દો આલમ ﷺ એ **આવી સ્ત્રીઓ પર લઅનત** ફર્માવી છે. اَلْعِیَاذُ بِاللّٰہِ تَعَالٰی

**(૩)** સુન્નત એ છે કે પુરૂષ પૂરા માથાના વાળ મૂંડાવે અથવા વધારે અને સેંથો પાડે, ફતાવા આલમગીરી મિસ્રી, ભાગ–૫, પેજ–૩૧૨માં તથા સૈયદુલ ફુક્હા મુલ્લા જીવન رحمۃ اللہ علیہ એ તફસીરાતે અહમદિયા, પેજ–૩૧માં એ જ પ્રમાણે દર્શાવ્યું છે.

## ★ દાઢી તથા મૂંછ વિશે બયાન ★

૧. હઝરત ઈબ્ને ઉમર رضی اللہ تعالیٰ عنہما એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે **મુશ્રિકોની વિરૂધ્ધ કરો (એ રીતે કે) દાઢીઓ વધારો અને મૂંછોને કતરાવો.** અને એક રિવાયતમાં છે, **મૂંછો ખૂબ નાની કરો અને દાઢીઓને વધારો.** *(બુખારી શરીફ તથા મુસ્લિમ શરીફ)*

૨. હઝરત ઝૈદ ઈબ્ને અરકમ رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું, **જે પોતાની મૂંછો ન કાપે તે અમારામાંથી નથી.**



(એટલે કે અમારા તરીકાની વિરૂધ્ધ છે.) *(તિર્મિઝી, નિસાઈ)*

૩. હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે **મૂંછો કપાવો અને દાઢીઓ વધારો (એ રીતે) મજૂસીઓની વિરૂધ્ધ કરો.** *(મુસ્લિમ શરીફ)*

**જરૂરી સૂચનો :** આજકાલ મુસલમાનોએ દાઢીમાં વિવિધ પ્રકારની ફેશનો ચાલુ કરી દીધી છે. મોટા ભાગના લોકો તો તદ્દન સફાચટ (મુશ્રિકો, નસારા, યહૂદીઓ તથા મજૂસીઓ જેવા ચહેરાવાળા) રહે છે !! તો વળી કેટલાક લોકો દાઢીના નીચલા ભાગે હોટો નીચે જરા સરખી નામની દાઢી રાખે છે. કેટલાક લોકો એકાદ બે આંગળી દાઢી રાખે છે અને છતાં પોતાને શરીઅતના પાબંદ સમજે છે ! "જો કે દાઢીને તદ્દન સફાચટ કરનાર" અને દાઢીને "એક મુટ્ઠીથી ઓછી કરનાર" બંને શરીઅતની દ્દષ્ટિમાં એક સમાન છે. બહારે શરીઅત, ભાગ–૧૧, પેજ–૧૯૭માં છે :–

"દાઢી વધારવી આગલા અંબિયાએ કિરામ علیہم السلام ની સુન્નતોમાંથી છે "એને મૂડાવવી" કે "એક મુટ્ઠીથી ઓછી કરવી હરામ છે."

અને હઝરત શયખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ અશ્અતુલ લમ્આત, ભાગ–૧, પેજ–૨૧૨માં ફર્માવે છે કે :–

**(અર્થ)** : દાઢી મૂડાવવી હરામ છે અને અંગ્રેજો, હિંદુઓ અને કલંદરિયોનો તરીકો છે. અને દાઢીને એક મુટ્ઠી સુધી છોડી દેવી (રહેવા દેવી) વાજિબ છે. અને જે ફકીહોએ એક મુટ્ઠી દાઢી રાખવાને સુન્નત ઠરાવી દીધી (તો તે એ કારણે નહીં કે તેમની નજીક વાજિબ નથી બલ્કે એ કારણે કે ક્યાં તો અહીં સુન્નતથી મુરાદ દીનનો ચાલુ રસ્તો છે અથવા એ કારણે કે એક મુટ્ઠીનું વાજિબ હોવું હદીષ શરીફથી સાબિત છે જેમ કે ઈદની નમાઝને મસ્નૂન ફર્માવી. (જ્યારે કે ઈદની નમાઝ વાજિબ છે.)

અને દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર, ભાગ–૨, પેજ–૧૧૬, રદ્દુલ મુહતાર, ભાગ–૨, પેજ–૧૧૭, બહર્રુરાઈક, ભાગ–૨, પેજ–૨૮૦, ફત્હુલ કદીર, ભાગ–૨, પેજ–૨૭૦ અને તહતાવી, પેજ–૪૧૧માં છે :–

**(અર્થ)** : દાઢી એક મુટ્ઠીથી કમ હોય તો તેને કાપવી જેમ કે કેટલાક

પશ્ચિમી અને સ્ત્રી જેવો વેશ અપનાવનારા મર્દ કરે છે **એ કોઈની નજીક હલાલ નથી.** અને આખી દાઢીનો સફાયો કરવો એ કૃત્ય તો હિંદુસ્તાનના યહૂદીઓ અને ઈરાનના મજૂસીઓ (અગ્નિપૂજકો)નું છે.

**(૨)** શરઈ હદ સુધી એટલે કે મુઠ્ઠીથી કાંઈક વધારે દાઢી રાખવી જાઈઝ છે પરંતુ આપણા અને જુમહૂર ઉલમાની નજીક તેને લંબાવવું નિરર્થક જે હદ (મુઠ્ઠી બરાબર)થી બહાર હોય અને કોઈની ટીકાને પાત્ર બને તેવી હોય તે **મકરૂહ** અને **નાપસંદીદા** છે. *(લમઅતુદ્દુહા)*

## ★ ખિઝાબ ★

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضي الله عنه એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે ઘડપણને બદલી નાખો એટલે કે (મેંદીનો) ખિઝાબ લગાડો અને યહૂદીઓ સાથે મુશાબેહત (મળતાપણુ) ન કરો. *(તિર્મિઝી શરીફ)*

**૨.** હઝરત અબૂઝર رضي الله عنه એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે સૌથી સારી ચીજ જેનાથી સફેદ વાળોનો રંગ બદલી શકાય એ મહેંદી અને કતમ (એક ખૂશ્બુ જેનાથી વાળ રંગાય) છે એટલે કે મહેંદી લગાડવામાં આવે અથવા કતમ. *(અબૂ દાઊદ)*

**૩.** હઝરત ઈબ્ને અબ્બાસ رضي الله عنه થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફર્માવ્યું કે **આખર જમાનામાં કેટલાક લોકો હશે જેઓ કાળો ખિઝાબ વાપરશે (વાળ એવા રંગવાળા કરશે) જેમ કે કબૂતરનાં નાનાં બચ્ચાં જેમને પાંખો ન આવી હોય, તે લોકો જન્નતની ખૂશ્બુ પામશે નહીં.** *(અબૂ દાઊદ, નિસાઈ, મિશ્કાત શરીફ)*

## ★ સૂવા વિશે બયાન ★

**૧.** હઝરત જાબિર رضي الله عنه એ ફર્માવ્યું કે હુઝૂર ﷺ એ પગ પર પગ રાખવાથી મના ફર્માવ્યું છે જ્યારે કે ચત્તો સૂતો હોય. *(મુસ્લિમ શરીફ)*

આ મનાઈ ત્યારે છે જ્યારે એક પગ ઉભો રાખેલો હોય, કેમ કે આ રીતે કરવામાં સતર ખુલી (ઢાંકવાનાં અંગો દેખાઈ) જવાનો ભય છે.



અને જો પગોને ફેલાવીને એકને બીજા પર રાખે તો કાંઈ વાંધો નથી. *(બહારે શરીઅત)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضي الله عنه એ ફર્માવ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ એક શખ્સને પેટના બળે (ઊંધો) સૂતેલો જોયો તો ફર્માવ્યું કે આ રીતે સૂઈ જવાને અલ્લાહ તઆલા પસંદ નથી ફર્માવતો. *(તિર્મિઝી શરીફ)*

**૩.** હઝરત જાબિર رضي الله عنه એ ફર્માવ્યું કે હુઝૂર ﷺ એ એવી છત પર સૂવાથી મના ફર્માવ્યું કે જેના પર પડી જવાથી કોઈ આડ ન હોય. *(તિર્મિઝી શરીફ)*

**સૂચના : (૧)** મુસ્તહબ એ છે કે વુઝૂ સાથે સૂએ અને કેટલીક વાર જમણા પડખે જમણા હાથને ચહેરા નીચે રાખીને કિબ્લા તરફ ચહેરો રાખી સૂએ પછી ત્યાર બાદ જમણે પડખે.

**(૨)** જ્યારે છોકરો તથા છોકરીની ઉંમર ૧૦ વરસની થઈ જાય તો તેમને અલગ અલગ સૂવડાવવાં જોઈએ.

**(૩)** પતિ પત્ની જ્યારે કે એક પલંગ પર સૂએ તો દસ વરસના બાળકને સાથે ન સૂવડાવે.

**(૪)** દિવસના પ્રારંભિક ભાગમાં સૂવું અથવા મગરિબ કે ઈશા દરમ્યાન સૂવું મકરૂહ છે. *(બહારે શરીઅત)*

**(૫)** હિંદુસ્તાન તથા પાકિસ્તાનમાં ઉત્તર દિશા તરફ પગો ફેલાવીને સૂવું કશી શંકા વિના જાઈઝ છે, એને નાજાઈઝ સમજવું ગલતી છે.

**(૬)** જ્યારે સૂએ ત્યારે આ પઢે :–

اَللّٰھُمَّ بِاسْمِكَ اَمُوْتُ وَاَحْيٰى - **અલ્લાહુમ્મ બિસ્મિક અમૂતુ વ અહ્યા.**

અને ઉઠીને પઢે :–

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْٓ اَحْيَانَا بَعْدَ مَآ اَمَاتَنَا وَاِلَيْهِ النُّشُوْرُ ؕ

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અહ્યાના બઅદ મા અમાતના વ ઈલૈહિન્નુશૂર.** *(બહારે શરીઅત)*

## ★ ખ્વાબ એટલે સ્વપ્ન ★

**૧.** હઝરત અનસ رضي الله عنه એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, સારો ખ્વાબ નબુવ્વતના છેંતાલીસ ભાગોમાંથી એક ભાગ છે. *(બુખારી તથા મુસ્લિમ)*

**૨.** હઝરત અબૂ કતાદા رضي الله عنه એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, સારો ખ્વાબ ખુદા તઆલા તરફથી છે અને બુરો ખ્વાબ શૈતાનની તરફથી છે. *(બુખારી તથા મુસ્લિમ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضي الله عنه થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે **જેણે ખ્વાબમાં મને જોયો તેણે (સાચે જ) મને જ જોયો એટલા માટે કે શૈતાન મારી શિક્લ અપનાવી શક્તો નથી.** *(બુખારી તથા મુસ્લિમ)*

**૪.** હઝરત જાબિર رضي الله عنه એ કહ્યું કે નબી કરીમ ﷺ ની ખિદમતમાં એક શખ્સે હાજર થઈને અર્ઝ કરી, (યા રસૂલલ્લાહ ! ﷺ) મેં ખ્વાબમાં જોયું કે જાણે મારું માથુ કાપી નાંખવામાં આવ્યું છે. હુઝૂર ﷺ આ સાંભળીને મુસ્કુરાઈ ઉઠયા અને ફર્માવ્યું, જ્યારે ખ્વાબમાં શૈતાન કોઈની સાથે રમત કરે તો તે એ ખ્વાબને લોકો સમક્ષ બયાન ન કરે. *(મુસ્લિમ શરીફ)*

**૫.** હઝરત જાબિર رضي الله عنه એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે તમારામાંથી જો કોઈ બુરો ખ્વાબ જુએ તો તેણે જોઈએ કે ડાબી બાજુ ત્રણવાર થૂકે અને ત્રણવાર શૈતાનથી અલ્લાહ તઆલાની પનાહ માંગે અને જે પડખે પહેલાં હતો તેને બદલી નાખે. *(મુસ્લિમ શરીફ)*

## ★ ફાલ જોવા વિશે ★

**૧.** હઝરત હફસહ رضي الله عنها એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે **જે શખ્સ કાહિન (જિન્નતોથી પૂછીને ગયબની ખબર બતાવનાર) અને નજૂમી (તારાઓને જોઈને ભાવિ કહેનાર ભવિષ્યવેત્તા) પાસે જઈને કાંઈક પૂછે "તેની ચાલીસ દિવસની નમાઝો કબૂલ**



**કરવામાં નથી આવતી."** *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضي الله عنه એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, **"જે શખ્સ કાહિન અને જ્યોતિષની પાસે જાય અને તેના કહેવાને (બયાનને) સાચુ માને" તો તે કુર્આન અને દીને ઈસ્લામથી અલગ થઈ ગયો.** *(અહમદ, અબૂ દાઊદ)*

**૩.** હઝરત આઈશા رضي الله عنها એ ફર્માવ્યું કે કેટલાક લોકોએ રસૂલે કરીમ ﷺ ને કાહિન વિશે પૂછયું (કે તેમની વાતો વિ□ાસપાત્ર છે કે નહીં ?) હુઝૂરે ફર્માવ્યું, તે બિલકુલ (વિ□ાસપાત્ર) નથી લોકોએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! કેટલીકવાર તેઓ એવી ખબર આપે છે જે સાચી ઠરે છે ! હુઝૂરે ફર્માવ્યું, એ કલમએ હક્ક છે જેને (ફરિશ્તાઓથી) શૈતાન ઊંચકી લે છે અને પોતાના દોસ્ત કાહિનના કાનમાં એ રીતે નાખે છે જેવી રીતે એક મરગી બીજી મરગીના કાનમાં અવાજ પહોંચાડે છે. પછી તે કાહિન તે સત્ય વાતમાં સો (૧૦૦)થી વિશેષ જૂઠી વાતો ભેળવી આપે છે. *(બુખારી તથા મુસ્લિમ)*

## ★ છીંક તથા બગાસુ ★

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضي الله عنه થી રિવાયત છે કે હુઝૂર ﷺ ને છીંક આવતી તો મોઢાને હાથ અથવા કપડા વડે ઢાંકી લેતા અને અવાજને ધીમો કરતા. *(તિર્મિઝી શરીફ)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضي الله عنه એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે જ્યારે કોઈને છીંક આવે તો **اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْن અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન** કહે અને તેનો ભાઈ અથવા સાથી **યર્હમુકલ્લાહ** કહે. જ્યારે **યર્હમુકલ્લાહ** કહી લે તો છીંકનાર તેના જવાબમાં આ પ્રમાણે કહે : **يَهْدِيْكُمُ اللّٰهُ وَيُصْلِحُ بَالَكُمْ યહદી કુમુલ્લાહુ વયુસ્લિહુ બાલકુમ.** *(બુખારી શરીફ)*

**૩.** હઝરત અબૂ સઈદ ખુદરી رضي الله عنه થી રિવાયત છે કે હુઝૂર عليه السلام એ ફર્માવ્યું કે **જ્યારે કોઈને બગાસુ આવે તો પોતાનો હાથ મોઢા પર રાખી લે, કેમ કે શૈતાન મોઢામાં ઘુસી જાય છે.** *(મુસ્લિમ શરીફ)*

**સૂચના :** અંબિયાએ કિરામ عَلَيۡهِمُ السَّلَام બગાસાથી મહફૂઝ છે (તેમને બગાસુ આવતુ નથી) એટલા માટે કે તેમાં શૈતાની દખલ છે. તેને રોકવાની બેહતર તરકીબ એ છે કે **જ્યારે બગાસુ આવવાનુ હોય ત્યારે દિલમાં ખયાલ કરે કે અંબિયાએ કિરામ عَلَيۡهِمُ السَّلَام એનાથી મહફૂઝ છે તો તુરત જ રોકાઈ જશે.** *(બહારે શરીઅત, શામી, ભાગ–૧, પેજ–૩૩૬)*

**(૧)** જો છીંકનાર **અલ્હમ્દુલિલ્લાહ** કહે તો સાંભળનારે તુરત એ રીતે જવાબ આપવો **વાજિબ** છે કે તે સાંભળી લે.

**(૩)** કેટલાક લોકો છીંકને બદફાલી (અપશુકન) સમજે છે, દા.ત. કોઈ કામના માટે જઈ રહ્યો હતો અને કોઈને છીંક આવી ગઈ તો સમજે છે કે તે કામમાં સફળતા મળશે નહીં. **"તો આ જહાલત છે"** એટલા માટે કે **"અપશુકન કોઈ ચીજ નથી"** બલ્કે એવા મોકા પર છીંક આવવી અને તેના લીધે ઝિક્રે ઈલાહી (અલ્હમ્દુલિલ્લાહ, યરહમુકલ્લાહ) કરવું નેક ફાલી **સારા શુકન** છે.

## ★ કોઈને ત્યાં જવામાં ઈજાઝત વિશે ★

**૧.** હઝરત જાબિર رَضِیَ اللہُ عَنۡہُ એ ફર્માવ્યું કે મેં નબી કરીમ صَلَّی اللہُ عَلَیۡہِ وَسَلَّم ના આસ્તાનાએ અકદસ પર હાજર થઈને દરવાજો ખટખટાવ્યો તો હુઝૂરે ફર્માવ્યું, કોણ છે ? મેં અર્ઝ કરી કે, **"હું" છું !** તો આપે ફર્માવ્યું, **"હું" (તો) હું પણ છું !** *(બુખારી તથા મુસ્લિમ)*

એટલે કે જવાબમાં પોતાનું નામ લેવું જોઈએ, "હું" કહેવું પૂરતુ નથી કેમ કે "હું" તો દરેક વ્યક્તિ છે.

**૨.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને બુસ્ર رحمۃ اللہ علیہ એ ફર્માવ્યું કે **રસૂલે કરીમ** صَلَّی اللہُ عَلَیۡہِ وَسَلَّم **જ્યારે કોઈના દરવાજા પર તશરીફ લઈ જતા તો દરવાજા સામે ઉભા રહેતા ન હતા બલ્કે જમણી કે ડાબી બાજુ દરવાજાથી હટીને ઉભા રહેતા હતા.** *(અબૂ દાઊદ)*

**૩.** હઝરત અતા ઈબ્ને યસાર رحمۃ اللہ علیہ થી રિવાયત છે કે એક શખ્સે રસૂલે કરીમ صَلَّی اللہُ عَلَیۡہِ وَسَلَّم ને પૂછયું કે શું હું મારી માંની પાસે જાઉં તો તેમનાથી પણ ઈજાઝત લઉં ? હુઝૂરે ફર્માવ્યું, હા. તેમણે અર્ઝ કરી, હું તો તેણી



સાથે તે જ મકાનમાં રહુ છું ! હુઝૂર صَلَّی اللہُ عَلَیۡہِ وَسَلَّم એ ફર્માવ્યું, ઈજાઝત લઈને તેમની પાસે જાવ. તેમણે અર્ઝ કરી કે હું તો મારી માંનો ખાદિમ છું ! (એટલે કે વારંવાર આવવા જવાનું થાય છે) પછી ઈજાઝતની શું જરૂરત ? રસૂલે કરીમ علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે, ઈજાઝત લઈને જાવ ! **શું તમે પસંદ કરો છો કે તમારી માંને નગ્ન જુઓ !** અર્ઝ કરી, નહીં ! ફર્માવ્યું, **તો ઈજાઝત હાંસલ કરતા રહો.** *(માલિક, મિશ્કાત શરીફ)*

## ★ સલામ વિશે બયાન ★

**૧.** હઝરત અબૂ હુરૈરહ رَضِیَ اللہُ عَنۡہُ એ કહ્યું કે હુઝૂર صَلَّی اللہُ عَلَیۡہِ وَسَلَّم એ ફર્માવ્યું કે, શું હું તમને એવી વાત ન બતાવું કે જ્યારે તમે તેના પર અમલ કરો તો તમારી વચ્ચે મહોબ્બત વધે ? અને તે એ છે કે આપસમાં સલામનો રિવાજ બનાવો. *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત જાબિર رَضِیَ اللہُ عَنۡہُ એ કહ્યું કે, **વાત કરતાં પહેલાં સલામ કરવી જોઈએ.** *(તિર્મિઝી)*

**૩.** હઝરત અબ્દુલ્લાહ رَضِیَ اللہُ عَنۡہُ થી મરવી છે કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે **સલામમાં પહેલ કરનાર ઘમંડથી પાક છે.** *(બયહકી)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ رَضِیَ اللہُ عَنۡہُ થી મરવી છે કે હુઝૂર علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે જ્યારે કોઈ તમારામાંથી કોઈ **મજલિસમાં પહોંચે તો સલામ કરે** પછી જો બેસવાની જરૂરત હોય તો બેસી જાય, અને **જ્યારે ચાલવા લાગે તો ફરીથી સલામ કરે.** *(તિર્મિઝી શરીફ)*

**નોંધ :** જે લોકો કુર્આન શરીફ, અથવા વઅઝ સાંભળવા, સંભળાવવામાં મશ્ગૂલ હોય અથવા પઢવા પઢાવવામાં વ્યસ્ત હોય તેમને સલામ ન કરવામાં આવે.

**૫.** હઝરત અનસ رَضِیَ اللہُ عَنۡہُ થી રિવાયત છે કે હુઝૂર صَلَّی اللہُ عَلَیۡہِ وَسَلَّم એ ફર્માવ્યું કે, હે બેટા ! **જ્યારે તું ઘરમાં પ્રવેશે તો ઘરવાળાંઓને સલામ કર કેમ કે તારા અને તારાં ઘરવાળાંઓ માટે બરકતનો સબબ ઠરશે.** *(તિર્મિઝી શરીફ)*

૬. હઝરત અમ્ર ઈબ્ને શોએબ رحمۃ اللہ علیہ પોતાના બાપથી અને તે પોતાના દાદાથી રિવાયત કરે છે કે હુઝૂર علیہ السلام એ ફર્માવ્યું કે જે શખ્સ (સલામ કરવામાં) ગૈરોની મુશાબેહત અપનાવે (ગૈરોની જેવો તરીકો અપનાવે) તે અમારામાંથી નથી. યહૂદ તથા નસારાની જેવું રૂપ ન અપનાવો, યહૂદીઓની સલામ આંગળીઓના ઈશારાથી છે અને નસરાની (ઈસાઈ)ઓની સલામ હથેળીઓના ઈશારાથી છે. *(તિર્મિઝી શરીફ)*

૭. હઝરત જાબિર رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર علیہ السلام એ ફર્માવ્યું કે **"જો તમારી મુલાકાત બદ્‌મઝહબો સાથે થાય તો તેમને સલામ ન કરો.** *(ઈબ્ને માજહ)*

**સૂચના : (૧)** પત્રમાં સલામ લખેલી હોય છે તેનો પણ જવાબ આપવો **વાજિબ** છે, તેની બે રીતો છે : એક તો એ કે જીભથી જવાબ આપે, બીજું એ કે સલામનો જવાબ લખીને મોકલી આપે. (બહારે શરીઅત) દુર્રે મુખ્તાર અને શામી, ભાગ–૫, પેજ–૨૭૫માં છે, (અર્થ) : પત્રના સલામનો જવાબ આપવો **વાજિબ** છે.

**(૨)** કોઈએ પત્રમાં લખ્યું કે ફલાણાને સલામ કહો તો જેના પર પત્ર આવ્યો તેના પર તે સલામને પહોંચાડવું **વાજિબ** નથી જો પહોંચાડશે તો સવાબ પામશે.

**(૩)** કોઈએ કહ્યું કે ફલાણાને મારાં સલામ કહી દેશો અને તેણે વાયદો કરી લીધો તો સલામ પહોંચાડવા **વાજિબ** છે, જો નહીં પહોંચાડે તો ગુનેહગાર થશે. *(ફતાવા આલમગીરી, બાબુસ્સલામ)*

**(૪)** કોઈએ સલામ મોકલ્યા તો એ રીતે જવાબ આપે કે પ્રથમ પહોંચાડનાર પછી તેને જેણે સલામ મોકલ્યા છે. એટલે કે આ પ્રમાણે કહે, عَلَيْكَ وَعَلَيْهِ السَّلَام **અલૈક વઅલૈહિસ્સલામ.** *(ફતાવાએ આલમગીરી, ભાગ–૫, બાબુસ્સલામ તથા શામી)*

## ★ મુસાફો કરવા વિશે ★

૧. હઝરત બરાઅ ઈબ્ને આઝિર رضی اللہ عنہ કહે છે કે હુઝૂર علیہ السلام એ



ફર્માવ્યું કે, **જ્યારે બે મુસલમાન આપસમાં મળે છે અને મુસાફો કરે છે તો તે બંનેના અલગ થતા પહેલાં તેમને બખ્શી દેવામાં આવે છે.** *(તિર્મિઝી શરીફ)*

૨. હઝરત અતા ખુરાસાની رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર علیہ السلام એ ફર્માવ્યું કે, આપસમાં મુસાફો કર્યા કરો **એનાથી કીનો દૂર થશે.** *(તિર્મિઝી શરીફ)*

૩. હઝરત ઝારેઅ જેઓ અબ્દુલ કૈસના (વફદમાં) શામેલ હતા. ફર્માવે છે કે જ્યારે અમે મદીનામાં આવ્યા તો અમે જલ્દી જલ્દી અમારી સવારીઓ પરથી ઉતરી પડયા અને અમે હુઝૂર صلی اللہ علیہ وسلم ના હાથ મુબારક અને પગ મુબારકને બોસો આપ્યો. *(અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*

**સૂચના** : દીની પેશ્વાના હાથ પગ ચૂમવા જાઈઝ છે. "હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ અશ્અતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૨૧, પર ફર્માવે છે કે :–

**(અર્થ) : "પરહેઝગાર આલિમનો હાથ ચૂમવો જાઈઝ છે."**

અને કેટલાક ઉલમાએ ફર્માવ્યું કે, **"મુસ્તહબ"** છે.

અને વફદે અબ્દુલ કયસની હદીષ હેઠળ ફર્માવે છે કે :–

**(અર્થ)** : "આ હદીષ શરીફથી **પગો ચૂમવાનું જાઈઝ** હોવું સાબિત થયું."

અને દુર્રે મુખ્તાર બહષે મુસાફામાં છે કે :–

**(અર્થ) : "બરકતના માટે આલિમ અને પરહેઝગાર માણસના હાથ ચૂમવા જાઈઝ છે."**

**(૨)** દરેક બાજમાઅત નમાઝ પછી પણ મુસાફો કરવો "જાઈઝ" છે. દુર્રે મુખ્તાર કિતાબુલ હઝરમાં છે, (અર્થ) : અસરની નમાઝ પછી પણ મુસાફો કરવો જાઈઝ છે અને ફકીહોએ એને જે બિદઅત કહ્યું છે તો એ બિદઅતે મુબાહા હસનહ (સારી બિદઅત) છે. જેમ કે ઈમામ નવવી એ પોતાના ઈફકારમાં ફર્માવ્યું. એના હેઠળ રદુલ મુહતારમાં છે :–

**(અર્થ)** : ઈમામ નવવીએ ફર્માવ્યું કે દરેક મુલાકાતના સમયે મુસાફો કરવો સુન્નત છે અને ફજર તથા અસરની નમાઝ પછી જે મુસાફાનો રિવાજ છે તેની શરીઅતમાં કોઈ અસલ નથી પરંતુ એમાં કોઈ વાંધો પણ નથી. શૈખ અબુલ હસન બક્રી رحمۃ اللہ علیہ એ ફર્માવ્યું કે ફજર તથા અસરની શર્ત કેવળ લોકોની આદતના સબબે છે જે ઈમામ નવવીના સમયમાં હતી, નહીં તો "દરેક નમાઝ બાદ મુસાફાનો એ જ હુકમ છે, એટલે કે જાઈઝ છે." *(શામી, ભાગ–૫, પેજ–૨૫૨)*

**(૩)** વહાબીઓ, ગૈર મુકલ્લિદો બંને હાથે મુસાફો કરવાને નાજાઈઝ અને હદીષની વિરૂધ્ધ બતાવે છે આ તેમની જેહાલત છે. હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ અશ્અતુલ લમ્આત તર્જુમએ મિશ્કાત, ભાગ–૪, પેજ–૨૦ પર ફર્માવે છે :–

**(અર્થ)** : "મુલાકાતના વખતે મુસાફો કરવો સુન્નત છે અને બંને હાથો વડે કરવો જોઈએ."

અને હદીષોમાં જે શબ્દ "યદ" વપરાય તેનાથી કેવળ એક હાથ વડે મુસાફાની દલીલ કરવી સહીહ નથી. એટલા માટે કે એવી બે ચીજો જે એકબીજાની સાથે રહેતી હોય જેમ કે હાથ, પગો, આંખ, મોજાં, જોડા અને હાથનાં મોજા વગેરે એમાં એકીનો શબ્દ બોલીને બંને મુરાદ લેવામાં આવે છે. દા.ત. ઝયદે હાથ વડે પકડયું એટલે કે બંને હાથોથી અને પગથી ચાલ્યો એટલે બંને પગોથી અને આંખથી જોયું એટલે કે બંને આંખોથી અને કહેવામાં આવે છે કે ઝયદે જોડા પહેર્યા એટલે બંને જોડા.

આ મુહાવરો હિંદ, ઈરાન અને અરબમાં સર્વ જગાએ વપરાય જ છે નહીં તો હદીષ શરીફ **اَطْيَبُ الْكَسْبِ عَمَلُ الرَّجُلِ بِيَدِهٖ**નો મતલબ થઈ જશે કે કેવળ એક હાથની કમાઈ બેહતર છે, બંને હાથની કમાઈ બેહતર નથી. અને મશ્હૂર હદીષ **اَلْمُسْلِمُ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ مِنْ لِّسَانِهٖ وَيَدِهٖ**નો એ મતલબ માનવો પડશે કે કામિલ મુસલમાન તે શખ્સ છે જેના કેવળ એક હાથ વડે મુસલમાન સલામત રહે અને બીજા હાથથી તકલીફમાં. વધુ વિગતથી સમજવા માટે આ'લા હઝરત "ઈમામ અહમદ રઝા" ફાઝિલે બરેલ્વી رضی اللہ عنہ ની **સફાએહુલ્લજીન** વાંચો.



# માં બાપનો હક્ક

**૧.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે તેની નાક ધૂળમાં રગદોળાય, તેની નાક ધૂળમાં રગદોળાય (એટલે કે તે બેઈજ્જત ઝલીલ થાય). કોઈએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! તે કોણ છે ? હુઝૂરે ફર્માવ્યું કે જેણે માં બાપ બંનેને અથવા એકને ઘડપણમાં પામ્યાં પછી (તેમની ખિદમત કરીને) જન્નતમાં દાખલ ન થયો. *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત મઆવિયહ ઈબ્ને જાહિમહ رضی اللہ عنہ થી રિવાયત છે કે તેમના વાલિદ જાહિમહ હુઝૂર صلی اللہ علیہ وسلم ની ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! મારો ઈરાદો જેહાદમાં જવાનો છે, હુઝૂરથી મશ્વરો લેવા માટે હાજર થયો છું. ઈર્શાદ ફર્માવ્યું, શું તારી માં છે ? અર્ઝ કરી, હા. ફર્માવ્યું, તેની ખિદમત પોતાના પર લાઝિમ કરી લે કેમ કે જન્નત માંના કદમો નીચે છે. *(અહમદ, નિસાઈ, મિશ્કાત શરીફ)*

**૩.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે જેણે એ હાલમાં સવાર કરી કે માં બાપના બારામાં અલ્લાહ તઆલાનો ફર્માબરદાર રહ્યો તો તેના માટે સવારમાં જ જન્નતના બે દરવાજા ખુલી જાય છે અને જો વાલિદૈન (માં બાપ)માંથી એક હોય તો એક દરવાજો ખુલે છે. અને જેણે એ હાલમાં સવાર કરી કે વાલિદૈનના બારામાં ખુદા તઆલાનો નાફર્માન બંદો રહ્યો તો તેના માટે સવારથી જ જહન્નમના બે દરવાજા ખુલી જાય છે અને એક હોય તો એક દરવાજો ખુલે છે. એક શખ્સે કહ્યું, જો માં બાપ તેના પર જુલ્મ કરે તો ?! હુઝૂરે ફર્માવ્યું, જુલ્મ કરે તો પણ, જુલ્મ કરે તો પણ, જુલ્મ કરે તો પણ. *(બયહકી, મિશ્કાત શરીફ)*

**૪.** હઝરત અબૂ ઓમામહ رضی اللہ عنہ થી રિવાયત છે કે એક શખ્સે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! માં બાપનો ઔલાદ પર શું હક્ક છે ? ફર્માવ્યું કે, એ બંને તારી જન્નત અને દોઝખ છે. એટલે કે જે લોકો તેમને રાજી

રાખશે (તેઓ) જન્નત પામશે અને જેઓ તેમને નારાજ કરશે (તેઓ) દોઝખના હક્કદાર થશે. *(ઈબ્ને માજહ)*

૫. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે પરવરદિગારની ખુશનુદી બાપની ખુશનુદીમાં છે, અને પરવરદિગારની નારાજગી બાપની નારાજગીમાં છે. *(તિર્મિઝી)*

૬. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, એ વાત કબીરા ગુનાહોમાંથી છે કે આદમી પોતાના માં બાપને ગાળ આપે. લોકોએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! શું કોઈ પોતાના માં બાપને પણ ગાળ આપે છે ? ફર્માવ્યું, હા ! (એ રીતે કે) એ બીજાને ગાળ આપે છે તો તે તેના બાપને ગાળ આપે છે, અને એ બીજાની માંને ગાળ આપે છે તો તે તેની માંને ગાળ આપે છે. *(બુખારી તથા મુસ્લિમ)*

૭. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ السلام એ ફર્માવ્યું કે જે માં બાપ બંને અથવા બંનેમાંથી કોઈ એકની કબર પર દર જુમ્આના દિવસે ઝિયારત માટે હાજર થાય તો અલ્લાહ તઆલા તેના ગુનાહો બખ્શી દેશે અને તે માં બાપની સાથે સારો વર્તાવ કરનાર લખાશે.

## ★ ઔલાદના હક્કો ★

૧. હઝરત જાબિર ઈબ્ને સમુરહ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર علیہ السلام એ ફર્માવ્યું કે, કોઈ શખ્સ પોતાની ઔલાદને અદબ શીખવાડે તો તેના માટે એક સાઅ સદકો કરવા કરતાં બેહતર છે. *(તિર્મિઝી શરીફ)*

૨. હઝરત ઐયૂબ ઈબ્ને મૂસા رضی اللہ عنہ પોતાના બાપથી અને તે પોતાના દાદાથી રિવાયત કરે છે કે હુઝૂર علیہ السلام એ ફર્માવ્યું કે **ઔલાદના માટે બાપની કોઈ ભેટ સારી કેળવણીથી વધીને નથી.** *(બયહકી, મિશ્કાત શરીફ)*

૩. હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે **જેની પરવરિશમાં બે છોકરીઓ બાલિગ થતાં સુધી રહી તો તે કિયામતના દિવસે એવી રીતે આવશે કે તે અને હું બંને તદ્દન પાસ પાસે હોઈશું.** આમ કહેતાં હુઝૂરે પોતાની આંગળીઓ મિલાવીને



ફર્માવ્યું કે, આ પ્રમાણે ! *(મુસ્લિમ શરીફ)*

૪. હઝરત સુરાકા ઈબ્ને માલિક رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર علیہ السلام એ ફર્માવ્યું કે શું હું તમને એ ન બતાવું કે અફઝલ સદકો કયો છે ? અને તે પોતાની તે છોકરી પર સદકો કરવો (ખર્ચ કરવો) છે જે તમારી તરફ (તલાક પામેલ અથવા વિધવા થવાને સબબે) પાછી વળીને આવી અને તમારા સિવાય કોઈ ફકીલ (પાલક) નથી. *(ઈબ્ને માજહ, મિશ્કાત શરીફ)*

૫. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે, હુઝૂર علیہ السلام એ ફર્માવ્યું કે જે શખ્સ ત્રણ છોકરીઓ અથવા ત્રણ બહેનોની પરવરિશ કરે પછી તેને અદબ શીખવાડે અને તેમની સાથે મહેરબાની કરે એટલે સુધી કે ખુદા તેમને મુક્ત કરી દે (એટલે કે તેણીઓ બાલિગ થઈ જાય અને તેમના નિકાહ થઈ જાય) તો **પરવરિશ કરનાર પર અલ્લાહ તઆલા જન્નત વાજિબ કરી આપશે.** એક શખ્સે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! અને બે પુત્રીઓ અથવા બે બહેનોની પરવરિશ પર શું સવાબ છે ? હુઝૂરે ફર્માવ્યું, બેનો સવાબ પણ એટલો જ છે. (રાવી કહે છે કે) જો સહાબીઓ એક પુત્રી અથવા એક બહેન વિશે પૂછત તો એકના માટે પણ હુઝૂર એવું જ ફર્માવત. *(શરહે સુન્નહ, મિશ્કાત શરીફ)*

**સૂચના** : બાળકનું સારું નામ રાખે, બુરું નામ ન રાખે. કેમ કે બુરા નામની બુરી અસર થશે તો કેળવાશે નહીં. માં અથવા કોઈ નેક નમાઝી સ્ત્રી પાસે બે વરસ સુધી દૂધ ધવડાવે, પાક કમાઈમાંથી તેની પરવરિશ કરે કેમ કે નાપાક માલ નાપાક આદતો પેદા કરે છે. રમવા માટે સારી ચીજ જે શરીઅતમાં જાઈઝ હોય તે આપ્યા કરે. બહેલાવવા માટે તેમને જૂઠો વાયદો ન કરે જ્યારે કાંઈક હોશિયાર થઈ જાય તો ખાવા, પીવા, ઉઠવા, બેસવ, હરફા, ફરવા, માં બાપ અને ઉસ્તાદ વગેરેની તા'ઝીમનો તરીકો બતાવે, નેક ઉસ્તાદ પાસે કુર્આન મજીદ પઢાવે, ઈસ્લામ તથા સુન્નત શીખવાડે, હુઝૂર સૈયદે આલમ ﷺ ની તા'ઝીમ તથા મહોબ્બત તેમના દિલમાં નાખે કેમ કે એ જ ઈમાનની જાન છે. જ્યારે બાળકની ઉંમર સાત વરસની થઈ જાય તો નમાઝની તાકીદ કરે અને જ્યારે દસ

વરસનો થઈ જાય તો નમાઝના માટે સખ્તી કરે, જો ન પઢે તો મારીને પઢાવે, વુઝૂ–ગુસ્લ અને નમાઝ વગેરેના મસ્અલા બતાવે. લખવા અને તરવાની તા'લીમ આપે, સિપાહીગિરીની તા'લીમ પણ આપે, ખરાબ સોહબતથી બચાવે, ઈશ્કીયહ (ફાની મહોબ્બતવાળી) નોવેલો અને કહાનીઓ વગેરે કદાપિ ન વાંચવા દે. (ટી.વી.થી બચાવે) જ્યારે યુવાન થઈ જાય તો નેક શરીફ નસબવાળી છોકરી સાથે શાદી કરી આપે અને વારસામાંથી તેને કદી વંચિત ન રાખે.

અને છોકરીઓને સીવણ, ગુથણ, કાતણ અને ખાવા પકાવવાનુ શીખવાડે. સૂરએ નૂરની તા'લીમ આપે અને લખવાનું કદી ન શીખવાડે કારણ કે એમાં ફિત્નાનો વધારે પડતો ભય છે. પુત્રો કરતાં તેમનું મન વધુ સાચવે. નવ વરસની વયથી તેણીની ખાસ કાળજી રાખે, **શાદી બરાતમાં જ્યાં નાચ, ગાન હોય ત્યાં કદાપિ ન જવા દે, રેડિયો પરથી પણ કદાપિ ગીત સંગીત ન સાંભળવા દે. (ટી.વી., વી.ડી.ઓ. પર તો જોવાનું રહેતું જ નથી, તેમાં દુનિયાભરની ખરાબીઓ આવતી હોય છે, હવે જેને ઔલાદને નેક બનાવવી હોય તેણે કાળજી રાખવી જ રહી.)** જ્યારે બાલિગ થઈ જાય ત્યારે નેક શરીફ નસબ છોકરા સાથે નિકાહ કરાવી આપે. **ફાસિક, ફાજિર ખાસ કરીને બદ્‌મઝહબ સાથે** છોકરા કે છોકરી **કોઈના** નિકાહ ન કરે. (નિકાહ વહાબી વગેરે બદ્‌અકીદાથી થતા જ નથી, જે થશે તે હરામકારી થશે અને ઓલાદ હરામની થશે જેનો અઝાબ વ્યભિચારી તરીકે જહન્નમમાં વેઠવો પડશે.)

## ★ ભાઈ વગેરેના હક્કો ★

**૧.** હઝરત સઈદ ઈબ્ને આસ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર علیہ الصلوۃ والسلام એ ફર્માવ્યું કે, **મોટાભાઈનો હક્ક એવો છે જેવો કે બાપનો હક્ક બેટા પર.** *(બયહકી)*

**૨.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે **જે અમારા નાનાઓ પર રહમ ન કરે, અમારા મોટાઓની ઈજ્જત ન કરે, નેકીનો હુકમ ન આપે અને બુરાઈથી**



**મના ન કરે તે અમારામાંથી નથી.** *(તિર્મિઝી શરીફ)*

**૩.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **"જે શખ્સ યતીમને પોતાના ખાણા પાણીમાં શરીક કરે તેના માટે અલ્લાહ તઆલા જન્નત વાજિબ કરી આપશે."** *(શરહુસ્સુન્નહ)*

**૪.** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે **તે શખ્સ જન્નતમાં નહીં જાય જેનો પડોશી તેની આફતોથી મેહફૂઝ ન હોય.** *(મુસ્લિમ શરીફ)*

**૫.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે મેં હુઝૂર صلی اللہ علیہ وسلم ને ફર્માવતાં સાંભળ્યા કે, **"તે મો'મિન નથી જે પોતે પેટ ભરીને ખાઈ અને તેનો પડોશી તેની બાજુમાં ભૂખ્યો રહે."** *(મિશ્કાત, બયહકી)*

**૬.** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર علیہ الصلوۃ والسلام એ ફર્માવ્યું કે, **કસમ છે તે જાતની જેની કુદરતના કબજામાં મારી જાન છે ! કે બંદો ત્યાં સુધી મો'મિન નથી થતો જ્યાં સુધી પોતાના ભાઈના માટે પણ તે જ પસંદ કરે જેને તે ખૂદ પોતાના માટે પસંદ કરે છે.** *(બુખારી, મુસ્લિમ)*

# ચોરી અને દારૂ વિશે

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, ''ચોર પર અલ્લાહ તઆલાએ લઅનત ફર્માવી છે.'' *(બુખારી તથા મુસ્લિમ)*

**૨.** હઝરત ફુઝાલહ ઈબ્ને ઓબૈદ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم ની પાસે એક ચોરને લાવવામાં આવ્યો તો તેનો હાથ કાપવામાં આવ્યો. પછી હુઝૂરે ફર્માવ્યું કે એ કપાયેલો હાથ તેની ગરદને લટકાવી દેવામાં આવે. *(તિર્મિઝી શરીફ)*

**૩.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર رضی اللہ عنہما થી રિવાયત છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, ''માં બાપની નાફર્માની કરનાર, જૂગાર રમનાર, એહસાન જતાવનાર અને શરાબનો આદી **જન્નતમાં દાખલ થશે નહીં.''**

**૪.** હઝરત અબૂ ઉમામહ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **''અલ્લાહ તઆલા ફર્માવે છે, કસમ છે મારી ઈજ્જતની ! મારો જે બંદો દારૂનો એક ઘૂંટડો પણ પીશે તેને હું તેના એટલા જ પ્રમાણમાં પરૂ પીવડાવીશ ! અને જે બંદો મારા ડરથી દારૂ પીવાનુ છોડી દેશે તેને હું મુકદ્દસ હોજોમાંથી (શરાબે તહૂર) પીવડાવીશ.''** *(અહમદ, મિશ્કાત)*

**૫.** હઝરત વાઈલ હઝરમી رضی اللہ عنہ થી રિવાયત છે કે તારિક ઈબ્ને સુવૈદે હુઝૂર صلی اللہ علیہ وسلم ને શરાબ ખેંચવા (ગાળવા) બાબતે પૂછયું તો હુઝૂરે મના ફર્માવ્યું. તેમણે અર્ઝ કરી કે અમે તો તેને કેવળ દવા માટે જ બનાવીએ છીએ. હુઝૂરે ફર્માવ્યું કે, ''તે દવા નથી બલ્કે તે ખૂદ બીમારી છે.'' *(મુસ્લિમ શરીફ)*

**૬.** હઝરત જાબિર رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **''જે શરાબ પીએ તેને કોરડા મારો અને જે શખ્સ ચોથી વખત શરાબ પીએ તેને કત્લ કરી આપો.''** *(તિર્મિઝી)*



**ચેતવણી :** જો ઈસ્લામી હુકૂમત હોત તો **ચોરી કરનારનો હાથ કાપવામાં આવત** અને **શરાબ પીનારને ૮૦ કોરડા** મારવામાં આવતે. **હાલની પરિસ્થિતિમાં એમના માટે એવો હુકમ છે કે મુસલમાન તેઓનો બહિષ્કાર કરે, તેમની સાથે ખાવા, પીવા, ઉઠવા બેસવા અને કોઈ જાતના ઈસ્લામી વહેવાર ન રાખે** ત્યાં સુધી કે તેઓ તૌબા કરી તેમના ખરાબ કૃત્યોથી દૂર ન થાય અને **જો મુસલમાનો એવું નહીં કરે તો તેઓ પોતે પણ ગુનેહગાર થશે.**

## ★ જૂઠ ★

**૧.** હઝરત ઈબ્ને મસઊદ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, ''સાચુ બોલવું નેકી છે અને નેકી જન્નતમાં લઈ જાય છે અને જૂઠુ બોલવું ફિસ્કો ફુજૂર (ગુનોહ) છે અને ફિસ્કો ફુજૂર જહન્નમમાં લઈ જાય છે.'' *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **''જ્યારે બંદો જૂઠુ બોલે છે તો તેની બદબૂથી ફરિશ્તો એક માઈલ દૂર ખસી જાય છે.''** *(તિર્મિઝી શરીફ)*

**૩.** હઝરત સફવાન ઈબ્ને સુલૈમ رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم ને પૂછવામાં આવ્યું કે, શું મો'મિન ડરપોક હોય છે ? હુઝૂરે ફર્માવ્યુ, કે હા ! (હોઈ શકે છે). પછી અર્ઝ કરી, શું મો'મિન બખીલ હોઈ શકે છે ? ફર્માવ્યું, હા ! (હોઈ શકે છે). પછી પૂછયું કે, **શું મુસલમાન** કઝ્ઝાબ એટલે **જૂઠો હોય છે ?** ફર્માવ્યું, **નહીં !''** *(બયહકી, મિશ્કાત શરીફ)*

**૪.** હઝરત ઉમ્મે કુલ્ષૂમ رضی اللہ عنہا એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, તે શખ્સ જૂઠો નથી જે લોકો વચ્ચે સુલેહ ઉભી કરે છે, સારી વાત કહે છે અને સારી વાત પહોંચાડે છે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

## ★ ચુગલી અને ગીબત ★

**૧.** હઝરત હુઝૈફા رضی اللہ عنہ એ ફર્માવ્યું કે મેં હુઝૂર صلی اللہ علیہ وسلم ને ફર્માવતાં સાંભળ્યા કે ચુગલખોર જન્નતમાં જશે નહીં.'' *(બુખારી તથા મુસ્લિમ)*

૨. હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ગનમ અને અસ્મા બિન્તે યઝીદ رضی اللہ عنہما થી છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે **ખુદા તઆલાના બદ્તરીન બંદાઓ** તે છે જે લોકોમાં **ચુગલી ખાતા** ફરે છે અને મિત્રોની વચ્ચે જુદાઈ પડાવે છે. *(અહમદ, બયહકી)*

૩. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, તમને ખબર છે ગીબત શું છે ? લોકોએ અર્ઝ કરી કે **અલ્લાહ તથા રસૂલને તેની બેહતર જાણ છે.** ઈર્શાદ ફર્માવ્યો, ગીબત એ છે કે તું તારા ભાઈના બારામાં એવી વાત કહે જે તેને બુરી લાગે. કોઈકે અર્ઝ કરી કે જો મારા ભાઈમાં તે બુરાઈ હોય તો શું તેને પણ ગીબત કહેવામાં આવશે ? ફર્માવ્યું, જે કાંઈ તમે કહો છો તે જો તેનામાં મૌજૂદ છે ત્યારે જ તો ગીબત છે અને જો તમે એવી વાત કહો જે તેનામાં નથી તો એ બોહતાન (આક્ષેપ) છે ! *(મુસ્લિમ શરીફ)*

૪. હઝરત અબૂ સઈદ તથા હઝરત જાબિર رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે **"ગીબત એ ઝિના કરતાં બદ્તર છે."** સહાબાએ અર્ઝ કરી કે, યા રસૂલલ્લાહ ! ﷺ ગીબત (નિંદ) એ ઝિના (વ્યભિચાર)થી બદ્તર કેમ છે ? ફર્માવ્યું, માણસ ઝિના કરે છે પછી તૌબા કરે છે તો અલ્લાહ તઆલા તેને પોતાના ફઝલથી માફ ફર્માવી આપે છે. પરંતુ ગીબત કરનારને અલ્લાહ તઆલા માફ નથી કરતો જ્યાં સુધી કે તેને તે શખ્સ માફ ન કરી આપે જેની ગીબત કરવામાં આવી છે. *(બયહકી, મિશ્કાત શરીફ)*

૫. હઝરત બહઝ ઈબ્ને હકીમ رضی اللہ عنہ પોતાના બાપથી રિવાયત કરે છે અને તે પોતાના દાદાથી કે, હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે શું તમે ફાજિરને (ખુલ્લમ ખુલ્લા ગુના કરનારને) બુરો કહેવાથી પરહેઝ કરો છો ? (તો) આખરે લોકો તેને કેવી રીતે ઓળખશે. **"ફાજિરની બુરાઈઓ વર્ણન કર્યા કરો જેથી લોકો તેનાથી બચે."** *(સુનન, બયહકી)*

**સૂચના : (૧)** ફાસિકે મોઅલિન (ખુલ્લમ ખુલ્લા ગુનાહો કરનાર જેમ કે શરાબી, જુગારી, ચોર, લૂટારો) તથા બદ્મઝહબ (સૌ બાતિલ ફિર્કા)ની બુરાઈ બયાન કરવી જાઈઝ છે બલ્કે લોકોને તેમની બુરાઈથી



બચાવવાનો હેતુ હોય તો સવાબ મળવાની ઉમ્મીદ છે. *(બહારે શરીઅત બહવાલા રદ્દુલ મુહતાર)*

**(૨)** જે શખ્સ જાહેરમાં બુરાં કામો કરે છે અને તેને એ વાતની કોઈ પરવા ન હોય કે લોકો તેને શું કહેશે તો તે શખ્સની એ બુરી પ્રવૃત્તિને બયાન કરવી ગીબત નથી. પણ તેની બીજી તે વાતો જે જાહેર નથી તેને વર્ણન કરવી ગીબત છે. *(બહારે શરીઅત બહવાલા રદ્દુલ મુહતાર)*

આજકાલ ઘણા વહાબીઓ પોતાની વહાબિયત ઢાંકે છે અને પોતાને સુન્ની તરીકે જાહેર કરે છે અને જ્યારે મોકો મળે છે તો બદ્મઝહબીની ધીમે ધીમે તબ્લીગ કરે છે, **"તેમની બદ્મઝહબીને જાહેર કરવી ગીબત નથી"** એટલા માટે કે લોકોને તેમના મકર (ધોકા) તથા બુરાઈથી બચાવવાનો હેતુ છે અને જો તે પોતાની બદ્મઝહબીને નથી છુપાવતો બલ્કે એલાનિયા જાહેર કરે છે ત્યારે પણ એ ગીબત નથી એટલા માટે કે તે એલાનિયા બુરાઈ કરનારાઓમાં દાખલ છે. *(બહારે શરીઅત)*

(**નોંધ** : કેટલાક દુનિયાની દૌલતના લાલચુઓ અથવા જાહિલો પોતે આશિકે રસૂલ બનીને ફરે છે, આબિદ ઝાહિદ બને છે, પણ ખુદા વ રસૂલના ગુસ્તાખોની ગુસ્તાખીમાં તેમને ગીબત તથા બેઅદબી જણાય છે ! અને આખી દુનિયાની ખણ ખૂસ કરનારા આવા સફાઈ મારનાર લોકોને વહાબી, દેવબંદી વગેરેની પોલ ખોલવામાં આવે ત્યારે બુરુ લાગે છે ! અને કહે છે એ તો ગીબત કહેવાય ! આવા કમજોર ઈમાનવાળા લોકોના ઈમાન ખતરામાં છે તેમણે સાચી સ્થિતિ સમજીને ખોટી સફાઈને અભરાઈએ ચઢાવી વાસ્તવિક્તા સમજીને ગલતફહમીથી દૂર રહી ઈમાનની પરવા કરવી જોઈએ. **–અનુવાદક**)

## ★ જીભની હિફાઝત અને એકાંત ★

**(૧)** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું કે, હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, "જે શખ્સ ખામોશ રહ્યો તેણે નજાત મેળવી." *(તિર્મિઝી શરીફ)*

**(૨)** હઝરત અબૂઝર رضی اللہ عنہ એ કહ્યું કે મેં હુઝૂર ﷺ ને ફર્માવતાં સાંભળ્યા કે, એકાંત એ બુરા સાથી કરતાં બેહતર છે અને સારો સાથી

એકાંત કરતાં બેહતર છે અને ભલાઈ શીખવી ખામોશી કરતાં બેહતર છે અને ખામોશી બુરાઈની તા'લીમથી બેહતર છે. *(બયહકી, મિશ્કાત શરીફ)*

**(૩)** હઝરત ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, મુસલમાનને ગાળ આપવી ફિસ્ક તથા ગુનોહ છે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**(૪)** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, "જ્યારે **ફાસિકની પ્રશંસા કરવામાં આવે** તો **અલ્લાહ તઆલા ગઝબ ફર્માવે છે."** અને **ફાસિકની તારીફથી અર્શે ઈલાહી કાંપી ઉઠે છે."** *(બયહકી)*

જ્યારે ફાસિકની પ્રશંસા કરવાથી અર્શે ઈલાહી કાંપવા માંડે છે તો બદ્દીન, બદ્મઝહબની પ્રશંસા કરવાથી અર્શે ઈલાહી કેટલા અંશે કાંપતુ હશે ?! અલ અયાઝુબિલ્લાહિ તઆલા.

## ★ હસદ, કીનો તથા અદાવત ★

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે બંદાના અમલો દર અઠવાડિયે બે વાર પેશ કરવામાં આવે છે, પીર અને જુમેરાત. પછી દરેક બંદાની મગફિરત થાય છે સિવાય તે બંદાની કે પોતાના કોઈ મુસલમાન ભાઈના પ્રતિ બુગ્ઝ તથા કીનો રાખે છે. તેના વિશે હુકમ આપવામાં આવ્યો છે કે એ બંનેને રહેવા દો (એટલે કે ફરિશ્તા તેમના ગુનાહોને ન મિટાવે) ત્યાં સુધી કે તેઓની આપસની અદાવતથી દૂર ન થાય. (અદાવતને છોડી ન દે) *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે કોઈ મુસલમાનને જાઈઝ નથી કે તે ત્રણ દિવસથી વધુ કોઈ મુસલમાનને અદાવતના લીધે છોડી આપે. જો ત્રણ દિવસ પસાર થઈ જાય તો તેણે જોઈએ કે પોતાના ભાઈને મળીને સલામ કરે. જો તે સલામનો જવાબ આપી દે તો સુલેહ કરવાના સવાબમાં બંને શરીક છે અને જો સલામનો જવાબ ન આપે તો જવાબ ન આપનાર ગુનેહગાર થયો અને સલામ કરનાર સંબંધ તોડવાના ગુનાહથી મુક્તિ પામી ગયો. *(અબૂ દાઊદ, મિશ્કાત શરીફ)*



**૩.** હઝરત ઝુબૈર رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે આગલી ઉમ્મતોની બીમારી તમારા તરફ પણ આવી ગઈ, તે બીમારી હસદ (ઈર્ષા) તથા અદાવત છે, તે મૂંડનારી છે. મારો એ મતલબ નથી કે વાળ મૂંડનારી છે બલ્કે તે દીન મૂંડનારી છે. *(અહમદ, તિર્મિઝી શરીફ)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે ઈર્ષાથી પોતાની જાતને બચાવે એટલા માટે **ઈર્ષા (અદેખાઈ) નેકીઓને એવી રીતે ખાઈ જાય છે જેવી રીતે આગ લાકડીઓને.** *(અબૂ દાઊદ)*

**ફાયદો :** કોઈ શખ્સમાં કોઈ ખૂબી જોઈને એવી આરઝૂ કરવી કે તે ખૂબી તેનામાંથી જતી રહે અને મારામાં આવી જાય તેને **હસદ** કહે છે. અને હસદ કરવો હરામ છે. (બહારે શરીઅત) અને જો કેવળ એવી તમન્ના છે કે તે ખૂબી મારામાં પણ આવી જાય તો તેને **રશ્ક** કહે છે, એ જાઈઝ છે.



# અલહુબ્બુ ફિલ્લાહ વલ્બુગઝુફિલ્લાહ

(અલ્લાહના માટે દોસ્તી અલ્લાહના માટે દુશ્મની)

૧. હઝરત અબૂઝર رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ અમારી પાસે તશરીફ લાવ્યા અને ફર્માવ્યું કે, તમે લોકો જાણો છો કે **ખુદા તઆલાની નજીક કયો અમલ સૌથી અધિક પસંદ** છે ? તો કોઈએ કહ્યું, નમાઝ અને ઝકાત, કોઈએ કહ્યું જેહાદ. હુઝૂરે ફર્માવ્યું, અલ્લાહ તઆલાની નજીક સોથી પસંદીદા અમલ અલહુબ્બુ ફિલ્લાહ વલ બુગઝુ ફિલ્લાહ છે. એટલે કે **ખુદાના માટે જ કોઈની સાથે મહોબ્બત કરવી અને ખુદાના માટે જ કોઈનાથી બેઝાર રહેવું.** *(અહમદ, અબૂ દાઊદ)*

હઝરત શયખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે, અહીં પ્રશ્ન ઉદ્‌ભવે છે કે ખુદાના માટે દોસ્તીનું નમાઝ, ઝકાત અને જેહાદથી વધુ મહબૂબ હોવું કઈ રીતે સહીહ ગણાશે ? જ્યારે કે આ ચીજો અલલ ઈત્લાક તમામ અમલોથી અફઝલ છે. એનો જવાબ એ છે કે જે શખ્સ કેવળ અલ્લાહ તઆલાના માટે જ મહોબ્બત કરશે તે અંબિયાએ કિરામ, ઔલિયાએ એઝામ અને અલ્લાહ તઆલાના નેક બંદાઓથી મહોબ્બત કરશે અને તે લોકોની પયરવી તથા ફર્માંબરદારી પણ જરૂર કરશે. (એટલા માટે કે મહોબ્બત માટે ફર્માંબરદારી અનિવાર્ય છે). અને જે શખ્સ ખુદા તઆલા માટે દુશ્મની કરશે તો તે દીનના દુશ્મનોથી યકીનન દુશ્મની કરશે. એટલે હુઝૂર ﷺ ના ફર્માનનો ભાવાર્થ એ થશે કે અમલો તથા ફર્માંબરદારીનો આધાર અને મૂળ અને તેનો પાયો **હુબ્બુ લિલ્લાહ** અને **બુગઝુલિલ્લાહ** છે. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૧૩૮)*

૨. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું હુઝૂર ﷺ એ અબૂઝરને ફર્માવ્યું કે, હે અબૂઝર ! ઈમાનની કઈ ગાંઠ વધુ મજબૂત છે ? અર્ઝ કરી, **અલ્લાહ તથા રસૂલને તેનો બેહતર ઈલ્મ છે ?** હુઝૂર ﷺ એ ફર્માવ્યું, અલ્લાહ તઆલાના માટે જ આપસમાં દોસ્તી રાખવી



અને અલ્લાહના માટે જ કોઈને દોસ્ત બનાવવો અને કોઈને દુશ્મન સમજવો. *(બયહકી)*

૩. હઝરત અબૂ રઝીન رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર ﷺ એ તેમને ફર્માવ્યું કે, શું હું તને દીનની તે બુનિયાદ ન બતાવું જેના થકી તું દુનિયા તથા આખેરતની ભલાઈ પ્રાપ્ત કરી લે ? (પ્રથમ વાત તો એ છે કે) અહલે ઝિક્ર એટલે કે **અલ્લાહવાળાઓની મજલિસોમાં બેસવું** પોતાના પર લાઝિમ કરી લે અને જ્યારે એકાંત મળે તો જેટલા પ્રમાણમાં શક્ય હોય ખુદા તઆલાની યાદમાં તારી જીભને હલાવ અને **ખુદા તઆલાના માટે જ દોસ્તી કર અને તેના માટે દુશ્મની કર.** *(બહયકી)*

## ★ ગુસ્સો અને ઘમંડ ★

૧. હઝરત બહર ઈબ્ને હકીમ પોતાના બાપથી અને તે પોતાના દાદાથી રિવાયત કરે છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે ગુસ્સો ઈમાનને એ પ્રમાણે બર્બાદ કરે છે જેવી રીતે એળિયો (એક કડવી ઔષધિ) મધને ખરાબ કરી નાખે છે. *(બયહકી)*

૨. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે બહાદુર તે નથી જે પહેલવાન હોય અને બીજાને પછાડી નાખે બલ્કે બહાદુર તે શખ્સ છે જે ગુસ્સાના સમયે પોતાની જાતને કાબુમાં રાખે. *(બુખારી તથા મુસ્લિમ)*

૩. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે હઝરત મૂસા ﷺ એ અર્ઝ કરી કે, **હે મારા પરવદિગાર ! કોણ બંદો તારી નજીક વધુ ઈજ્જતવાળો છે ?** ફર્માવ્યું, તે બંદો જે **શક્તિ હોવા છતાં માફ કરી આપે.** *(બયહકી, મિશ્કાત શરીફ)*

૪. હઝરત ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, **"જે શખ્સના દિલમાં રાઈના દાણા જેટલો પણ ઘમંડ હશે તે જન્નતમાં જશે નહીં."** એક શખ્સે અર્ઝ કરી, (યા રસૂલલ્લાહ !) માણસ એ વાતને પસંદ કરે છે કે તેનો લિબાસ સારો હોય અને તેના જોડા સારા હોય (શું એ પણ તકબ્બુરમાં સામેલ છે ?) હુઝૂરે ફર્માવ્યું,

ખુદા તઆલા જમીલ છે અને તે જમાલ (તથા શણગાર)ને પસંદ ફર્માવે છે. એટલા માટે સજાવટ તથા જમાલની ખ્વાહિશ ઘમંડ નથી, જો કે **"હક્કને ન માનવું અને લોકોને હલકા સમજવું એ ઘમંડ છે."**

**૫.** હઝરત ઉમર ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ એ મિમ્બર પર ઉભા થઈને ફર્માવ્યું કે, હે લોકો ! તવાઝોઅ (આજિઝી, નમ્રતા) ઈખ્તિયાર કરો. મેં હુઝૂર ﷺ ને ફર્માવતાં સાંભળ્યું છે કે, જે ખુદાની રઝા હાંસલ કરવા માટે આજિઝી કરે છે (નમ્રતાથી વર્તે છે) તેને ખુદા બુલંદ ફર્માવે છે. એટલે સુધી કે તે પોતે પોતાને નાનો સમજે છે પણ લોકોની નજરમાં તેને મોટો સમજવામાં આવે છે. અને જે ઘમંડ કરે છે તેને અલ્લાહ તઆલા નીચો પાડી દે છે એટલે સુધી કે તે લોકોની નજરમાં ઝલીલો ખાર રહે છે અને પોતે પોતાના મહાન સમજે છે. પરંતુ છવટે **તે લોકોની નજરમાં કૂતરા અને ભૂંડથી પણ બદ્તર થઈ જાય છે.** *(બયહકી)*

## ★ જુલ્મ તથા સિતમ ★

**૧.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફર્માવ્યું કે જુલ્મ કિયામતના દિવસે અંધકારનો સબબ બનશે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત અવસ ઈબ્ને સુરજીલથી રિવાયત છે કે તેમણે હુઝૂર ﷺ ને ફર્માવતાં સાંભળ્યા કે જે શખ્સ જાલિમને શક્તિ પૂરી પાડવા તેનો સાથ આપે એ જાણવા છતાં કે એ જાલિમ છે તો તે ઈસ્લામથી ખારિજ થઈ જાય છે. (બયહકી) એટલે કે એક મુસલમાનનો આ કિરદાર નથી.

**૩.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, શું તમને ખબર નથી કે મુફલિસ કોણ છે ? લોકોએ અર્ઝ કરી કે અમારામાં મુફલિસ તે શખ્સ છે જેની પાસે ન પૈસા હોય ન સામાન. હુઝૂરે ફર્માવ્યું, મારી ઉમ્મતમાં **હકીકતમાં મુફલિસ તે શખ્સ છે જે કિયામતના દિવસે નમાઝ, રોઝા ઝકાત લઈને આવે એ હાલતમાં કે તેણે કોઈને ગાળ આપી હોય, કોઈના પર તોહમત લગાડી હોય, કોઈનો માલ ખાઈ લીધો હોય, કોઈનું લોહી વહાવ્યું હોય**



**અને કોઈને માર્યો હોય. તો હવે તેમને રાજી કરવાના માટે તે શખ્સની નેકીઓ તે મઝલૂમો (જેમના પર જુલ્મ થયો) દરમ્યાન વહેંચી દેવામાં આવશે. પછી તેની નેકીઓ ખલાસ થઈ ગયા બાદ પણ જો લોકોના હક્કો તેના પર બાકી રહી જશે તો હવે હક્કદારોના ગુનાહો લાદી દેવામાં આવશે.**

**સૂચના** : બંદાઓ પર બે પ્રકારના હક્કો લાગુ પડે છે. હુકૂકુલ્લાહ (અલ્લાહના હક્કો) અને હુકૂકુલ એબાદ (બંદાઓના હક્કો) આ બંનેની અદાયગી જરૂરી છે, પરંતુ તેમાં બંદાઓના હક્કો ઘણા જ મહત્વના છે. તે એટલા માટે કે અલ્લાહ તઆલા પોતાના ફઝલો કરમથી જો ચાહે તો પોતાના હક્ક માફ ફર્માવી આપે, પરંતુ બંદાઓના હક્કોને અલ્લાહ તઆલા હરગિઝ માફ ફર્માવશે નહીં જ્યાં સુધી કે જે તે બંદો માફ ન કરી આપે કે જેના હક્કો તેના પર લાગુ હોય છે. જેથી **અલ્લાહના હક્કોની સાથે બંદાના હક્કો અદા કરવાની દરેક શક્ય તે કોશિશ કરો નહીં તો કિયામતના દિવસે સખત અઝાબમાં સપડાશો.**

## ★ સંપત્તિ તથા સત્તાની લાલચ ★

**૧.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફર્માવ્યું કે **જો (દુનિયાદાર) માણસની પાસે માલથી ભરેલાં બે જંગલો હોય તેમ છતાં પણ તે ત્રીજા જંગલની આરઝૂ કરશે અને એવા (લાલચી) માણસનું પેટ કબરની માટી સિવાય અન્ય કોઈ ચીજ ભરી શક્તી નહીં.** *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત કઅબ ઈબ્ને માલિક رضی اللہ عنہ એ કહ્યું હુઝૂર علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું કે **બે ભૂખ્યા વરૂઓ જેમને બકરીઓમાં છોડી દેવામાં આવે તો તે એટલુ નુકસાન નથી પહોંચાડતા જેટલું કે માલ મર્તબા (સંપત્તિ તથા સત્તા)ની લાલચ માણસના દીનને નુકસાન પહોંચાડે છે.** *(તિર્મિઝી શરીફ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફર્માવ્યું કે **દિરહમ તથા દીનારના બંદાઓ પર લા'નત કરવામાં**

આવી છે. *(તિર્મિઝ શરીફ)*

**૪.** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે નબી કરીમ ﷺ એ ફર્માવ્યું કે, માણસ વૃદ્ધ થાય છે અને બે વાતો તેની યુવાન થાય છે : માલની લાલચ અને ઉમરની અધિક્તા. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

## ★ દુનિયા ★

**૧.** હઝરત હુઝૈફા رضی اللہ عنہ એ ફર્માવ્યું કે મેં રસૂલે કરીમ ﷺ ને ફર્માવતાં સાંભળ્યું કે **દુનિયાની મહોબ્બત દરેક બુરાઈની જડ છે.** *(મિશ્કાત શરીફ)*

**૨.** હઝરત અબૂ મૂસા رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે જે શખ્સ પોતાની દુનિયાથી મહોબ્બત કરે છે (એવી મહોબ્બત જે અલ્લાહ વ રસૂલની મહોબ્બતથી વિશેષ હોય) તો તે પોતાની આખેરતને નુકસાન પહોંચાડે છે અને જે પોતાની આખેરતથી મહોબ્બત કરે છે તે પોતાની દુનિયાને નુકસાન પહોંચાડે છે. તો **(હે મુસલમાનો !) ફના થનારી ચીજ (એટલે દુનિયા)ને ત્યજીને બાકી રહેનારી ચીજ (એટલે આખેરત)ને અપનાવી લો.** *(અહમદ, મિશ્કાત શરીફ)*

**૩.** હઝરત સહલ ઈબ્ને સઅદ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે **જો દુનિયા ખુદા તઆલાની નજરમાં મચ્છરની પાંખ બરાબર પણ કિંમત ધરાવતી હોત તો એમાંથી કાફિરને એક ઘૂંટ પણ ન પીવડાવત.** *(તિર્મિઝી શરીફ)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ થી રિવાયત છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે (કાન ખોલીને) સાંભળી લો ! **દુનિયા મલઊન** છે અને જે ચીજો **એમાં છે તે પણ મલઊન** છે પણ **ઝિક્રે ઈલાહી** અને તે ચીજો જેને રબ તઆલા મહબૂબ રાખે છે અને **આલિમ** અથવા **મુતઅલ્લિમ** પણ. *(તિર્મિઝી શરીફ)*

**૫.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે **દુનિયા મો'મિનનું કેદખાનું છે અને કાફિરની જન્નત છે.** *(મુસ્લિમ શરીફ)*



## ★ ઉંમર અને માલની અધિક્તા ક્યારે નેઅમત છે ? ★

**૧.** હઝરત ઈબ્ને શદ્દાદ رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે ખુદા તઆલાની નજીક તે મો'મિનથી અફઝલ કોઈ નથી જેણે ખુદા તઆલાની તસ્બીહ તથા તકબીર અને તેની ઈબાદત તથા તહલીલના માટે ઈસ્લામમાં વધુ ઉંમર મેળવી. *(અહમદ, મિશ્કાત શરીફ)*

**૨.** અબૂબક્ર رضی اللہ عنہ થી રિવાયત છે કે એક શખ્સે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ ક્યો માણસ ઘણો સારો છે ? સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે, તે શખ્સ જેની ઊંમર વધારે હોય અને અમલો સારા હોય. ફરી અર્ઝ કરી, ક્યો ઘણો બુરો છે ? ફર્માવ્યું, જેની ઉંમર વધારે હોય અને અમલ બુરા હોય. *(તિર્મિઝી શરીફ)*

**૩.** હઝરત અબૂસઈદ ખુદરી رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે (દુનિયાનો) માલ લીલો રંગીન, તાજા માજો સ્વાદિષ્ટ છે તો જે શખ્સ તેને જાઈઝ તરીકાથી હાંસલ કરે અને જાઈઝ કામોમાં વાપરે છે તો એવો માલ બેહતરીન મદદગાર છે. *(બુખારી શરીફ તથા મુસ્લિમ શરીફ)*

**૪.** હુઝૂર ﷺ ના એક સહાબીએ કહ્યું કે સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે, જે શખ્સ અલ્લાહ તબારક વ તઆલાથી ડરે તેણે માલદાર થવામાં કોઈ જ વાંધો નથી અને પરહેઝગાર માણસના માટે શારીરિક તંદુરસ્તી માલદારી કરતાં બેહતર છે અને ખુશ દિલી પણ ખુદા તઆલાની નેઅમતોમાંથી (એક અઝીમ નેઅમત) છે. *(મિશ્કાત શરીફ)*

**૫.** હઝરત સુફયાન ષૌરી رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, **આગલા જમાનામાં માલને બુરો સમજવામાં આવતો હતો પરંતુ આજકાલ માલ મો'મિનની ઢાલ છે અને ફર્માવ્યું કે જો આ સોનું તથા દીનાર (પૈસા) આપણી પાસે ન હોત તો આ (જાહેરના પૂજારી) બાદશાહ આપણને ઝલીલ સમજત.** અને ફર્માવ્યું કે જે શખ્સની પાસે કાંઈ માલ હોય તેણે જોઈએ કે તેને સરખી રીતે રાખે (એટલે કે તેને

વધારવાની યુક્તિઓ (તદબીરો કરે) એટલા માટે કે **આ એવો જમાનો છે કે જો કોઈ મોહતાજ થઈ જાય તો તે જ સૌ પ્રથમ પોતાના દીનને (દુનિયાના બદલામાં) વેચી મારશે** અને ફર્માવ્યું કે **હલાલ માલ ફુઝૂલ ખર્ચીમાં વેડફાતો નથી.** *(શરહુસ્સુન્નહ, મિશ્કાત શરીફ)*

## ★ રિયાકારી (બાહ્ય આડંબર) ★

**૧.** હઝરત મહમૂદ ઈબ્ને લબીદ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફર્માવ્યું કે તમારા બારામાં જે ચીજોથી હું ઘણો ડરું છું તે શિર્કે અસગર છે. સહાબીઓએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! શિર્કે અસગર શું ચીજ છે ?! ફર્માવ્યું, રિયા. (એટલે કે દેખાવ કરવા માટે કામ કરવું) *(અહમદ)*

**૨.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે તેમણે રસૂલે કરીમ ﷺ ને ફર્માવતાં સાંભળ્યું કે, "જે શખ્સ લોકોમાં પોતાના અમલની ચર્ચા કરશે તો ખુદા તઆલા તેની (રિયાકારી) લોકોમાં મશહૂર કરી આપશે અને તેને ઝલીલ તથા રૂસ્વા કરશે. *(બયહકી)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે બંદાએ જ્યારે જાહેરમાં નમાઝ પઢી તો ખૂબીની સાથે પઢી અને જ્યારે છુપી રીતે પઢી તો પણ ખૂબીની સાથે પઢી તો ખુદા તઆલા ફર્માવે છે કે મારો બંદો સાચો છે. (એટલે કે રિયાકાર નથી.) *(ઈબ્ને માજાહ)*

**૪.** હઝરત શદ્દાદ ઈબ્ને અવસ رضی اللہ عنہ એ કહ્યું કે, મેં હુઝૂર ﷺ ને ફર્માવતાં સાંભળ્યા કે જે શખ્સે દેખાડવા માટે નમાઝ પઢી તેણે શિર્ક કર્યું અને જેણે દેખાડવા માટે રોઝો રાખ્યો તો તેણે શિર્ક કર્યું અને જેણે દેખાડવા ખાતર સદકો કર્યો તો તેણે શિક કર્યું. *(અહમદ, મિશ્કાત)*

હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે, જે કામ દેખાડવા માટે કરે તે શિર્ક છે, ખુલાસો એ કે શિર્કના બે પ્રકારો છે : "જલી" અને "ખફી" બુતપરસ્તી (મૂર્તિપૂજા) કરવી **ઉઘાડુ શિર્ક** છે (એ **શિર્કે જલી**) અને રિયાકાર જે ગૈર ખુદાને માટે અમલ કરે છે તે પણ **છુપી રીતની મૂર્તિપૂજા** કરે છે (એટલે એ **શિર્કે ખફી** છે)



જેમ કે કહેવામાં આવ્યું છે કે દરેક તે ચીજ જે તને ખુદા તઆલાથી રોકે તે તારું બુત (મૂર્તિ) છે.

## ★ તસ્વીર (ફોટો) પડાવવા વિશે ★

**૧.** હઝરત અબૂ તલ્હા رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું કે, "જે ઘરમાં કૂતરુ કે જાનદારની તસ્વીરો હોય તેમાં રહમતના ફરિશ્તા નથી આવતા. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે મેં રસૂલે કરીમ ﷺ ને કહેતાં સાંભળ્યું કે, "ખુદા તઆલાને ત્યાં સૌથી વધુ અઝાબ તે લોકોને આપવામાં આવશે જેઓ જાનદારની તસ્વીરો બનાવે છે. (ફોટો ખેંચે છે) *(બુખારી તથા મુસ્લિમ)*

**૩.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે મેં રસૂલે કરીમ ﷺ ને ફર્માવતાં સાંભળ્યું કે "જે શખ્સ (જાનદારની) તસ્વીર બનાવે (ફોટો પાડશે) તો ખુદા તઆલા યકીનન તેને અઝાબ આપશે, ત્યાં સુધી કે તે પોતાની બનાવેલી તસ્વીરોમાં જીવ ન નાખે. અને હકીકત એ છે કે એ તેમાં કદાપિ જાન નથી નાખી શકવાનો. (એટલા માટે અઝાબના મુસ્તહિક હોવું યકીની છે.) *(બુખારી શરીફ)*

**૪.** હઝરત આઈશા સિદ્દીકા رضی اللہ عنہا એ કહ્યું કે નબી કરીમ ﷺ એ ફર્માવ્યું કે હબ્શાના લોકોની હાલત એ છે કે જ્યારે તેઓમાંનો કોઈ નેક માણસ મરી જાય છે તો તે લોકો તેની કબર પર ઈબાદતખાનાં બનાવી લે છે, પછી તેમાં તે (નેક લોકોની) તસ્વીર બનાવે છે. આ લોકો ખુદા તઆલાની બદ્તરીન મખ્લૂક છે.

**જરૂરી ચેતવણી : આજકાલ ઘણા જાહિલ, ગમાર, સૂફી કહેવડાવનારા, અને બુઝુર્ગાને દીનથી જૂઠી મહોબ્બતનો દાવો કરનારા હઝરત ગૌષપાક, હઝરત ખ્વાજા ગરીબ નવાઝ, હઝરત મહબૂબે ઈલાહી, હઝરત સાબિર કલિયરી, હઝરત કલીમુલ્લાહ શાહજહાંબાદી, હઝરત તાજુદ્દીન નાગપુરી, હઝરત હાજી વારિષઅલી શાહ તથા અન્ય ઔલિયાએ કિરામ તથા**

બુઝુર્ગોને દીન قُدِّسَتْ اَسْرَارَهُمْ ની બનાવટી તસ્વીરોને (જે ધંધાદારી લોકોએ કાઢી છે) પોતાના ઘરો તથા દુકાનોમાં લગાડે છે એ સખત નાજાઈઝ તથા ગુનોહ છે. અને કેટલાક લોકો તો બુઝુર્ગોની તસ્વીરો સામે બાઅદબ બેસીને તેમનો તસવ્વુર કરે છે તો આ કામ મૂર્તિપૂજાને મળતુ છે, બલ્કે ઈસ્લામમાં મૂર્તિપૂજાના દ્વાર ખોલવા સમાન છે જે સખત હરામ તથા નાજાઈઝ છે. જે લોકો ખોટા ભરમોમાં હોય અને એવા ઢોંગી બનાવટી પીરોને હસ્તીઓ સમજી બેઠા હોય જેઓ શરીઅત વિરૂધ્ધ વર્તે તથા બોલે અને ફોટાઓ પડાવે તથા મુરીદોને વહેંચે તેમનાથી ખુદા વ રસૂલની મહોબ્બતને ખાતર દૂર થાય અને ખોટા ભરમોને દૂર કરી હક્કને અપનાવે, શરીઅતની સામે ખોટી દલીલો કરી ગુમરાહીના શિકાર ન બને. *-અનુવાદક*

## ★ સંયમ અને ઉતાવળ ★

**૧.** હઝરત સહલ ઈબ્ને સાઈદી رضى الله عنه થી રિવાયત છે કે નબી કરીમ صلى الله عليه وسلم એ ફર્માવ્યું કે કામોમાં સંયમ કરવો એટલે કે ઉતાવળ ન કરવી ખુદા તઆલા તરફથી છે અને **ઉતાવળ કરવું શૈતાન તરફથી** છે. *(તિર્મિઝી શરીફ)*

**૨.** હઝરત અનસ رضى الله عنه થી રિવાયત છે કે એક શખ્સે નબી કરીમ صلى الله عليه وسلم ને અર્ઝ કરી કે મને નસીહત ફર્માવો. હુઝૂરે ફર્માવ્યું કે, **પોતાનું કામ ખૂબ ચિંતન મનન કર્યા બાદ કરો, જો તેનો અંજામ સારો જણાય તો કરી નાખો અને ખરાબીનો ડર હોય તો ન કરો.** *(શરહુસ્સુનનહ, મિશ્કાત શરીફ)*

**૩.** હઝરત મુસ્અબ ઈબ્ને સઅદ પોતાના બાપથી રિવાયત કરે છે કે, નબી કરીમ صلى الله عليه وسلم એ ફર્માવ્યુ કે **સંયમ કરવો દરેક ચીજમાં બેહતર છે પરંતુ આખેરતના કામમાં ઢીલ કરવી બેહતર નથી.** *(અબૂ દાઊદ)*



## ★ નેકીનો હુકમ આપવો અને બુરાઈથી રોકવું ★

**૧.** હઝરત અબૂ સઈદ ખુદરી رضى الله عنه થી રિવાયત છે કે રસૂલે કરીમ صلى الله عليه وسلم એ ફર્માવ્યું કે, જે શખ્સ કોઈ વાત શરીઅતની વિરૂદ્ધ જુએ તો તેને પોતાના હાથ વડે રોકી દે અને જો હાથથી રોકવાની શક્તિ ન હોય તો જીભ વડે મના કરે અને જો જીભથી પણ રોકવાની શક્તિ ન હોય **દિલથી બુરું જાણે** અને આ **સૌથી કમજોર ઈમાન** છે. *(મુસ્લિમ શરીફ)*

**૨.** હઝરત અબૂબક્ર સિદ્દીક رضى الله عنه એ ફર્માવ્યું કે, મેં હુઝૂર صلى الله عليه وسلم ને ફર્માવતાં સાંભળ્યું કે, લોકો જ્યારે કોઈ વાત શરીઅત વિરૂદ્ધ જુએ અને તેને ન મિટાવે તો નજીકમાં જ ખુદા તઆલા તેમને પોતાના અઝાબમાં નાખી દેશે. *(તિર્મિઝી, ઈબ્ને માજહ)*

**૩.** હઝરત ઉર્સ ઈબ્ને અમીરહ رضى الله عنه થી રિવાયત છે કે નબી કરીમ صلى الله عليه وسلم એ ફર્માવ્યું કે **જ્યારે કોઈ જગાએ કોઈ ગુનોહ કરવામાં આવે તો જે શખ્સ ત્યાં હાજર હોય પણ તે તેને નાપસંદ સમજતો હોય તો તે, તે માણસની જેમ છે જે ત્યાં હાજર નથી. અને જે શખ્સ ત્યાં હાજર ન હોય પરંતુ તેને પસંદ કરતો હોય તો તે, તે માણસની જેમ છે જે ત્યાં હાજર છે.** *(અબૂ દાઊદ)*

**૪.** હઝરત જાબિર رضى الله عنه એ કહ્યું કે રસૂલે કરીમ صلى الله عليه وسلم એ ફર્માવ્યું કે ખુદા તઆલાએ જિબ્રઈલ عليه السلام ને હુકમ આપ્યો કે ફલાણા શહેરને જે આ અને આ પ્રમાણે છે તેને તેના રહેવાસીઓ સહિત પલ્ટાવી નાખો. જિબ્રઈલ عليه السلام એ અર્ઝ કરી કે, હે મારા પરવરદિગાર ! આ શહેરવાસીઓમાં તારો ફલાણો બંદો પણ છે જેણે એક ક્ષણભર તારી નાફર્માની નથી કરી. તો ખુદા તઆલાએ હુકમ ફર્માવ્યો કે, હું હુકમ આપું છું કે તેના પર અને કુલ શહેરવાસીઓ પર શહેરને ઉલટાવી દો ! એટલા માટે કે તેના ચહેરો ગુનાહોને જોઈને મારી ખુશ્નુદી માટે એક પળવાર પણ બદલાયો નથી. *(બયહકી, મિશ્કાત શરીફ)*

**૫.** હઝરત અનસ رضى الله عنه થી રિવાયત છે કે હુઝૂર عليه السلام એ ફર્માવ્યું

કે, મેં મેઅરાજની રાત્રે જોયું કે લોકોના હોઠો આગની કાતરો વડે કાપવામાં આવી રહ્યા હતા. મેં પૂછયું, જિબ્રઈલ આ કોણ લોકો છે ? તેમણે કહ્યું કે, આ આપની ઉમ્મતના ખતીબો અને વાઈઝો છે જેઓ લોકોને નેકીની હિદાયત કરતા હતા અને પોતે પોતાને ભૂલી જતા હતા એટલે કે પોતે નેક કામ કરતા ન હતા. *(શર્હુસ્સુન્નહ, મિશ્કાત શરીફ)*

**૬.** હઝરત ઓસામહ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે કિયામતના દિવસે એક શખ્સને લાવીને જહન્નમમાં નાખવામાં આવશે તો તુરત તેનાં આંતરડાં પેટમાંથી નીકળીને આગમાં પડી જશે. પછી તે તેને પીસશે એટલે કે તેની આસપાસ ચક્કર લગાડશે જેમ કે પવન ચક્કીનો ગધેડો લોટ પીસે છે. તો દોઝખી એ જોઈને તેની પાસે એકત્ર થશે અને તેને કહેશે કે, હે ફલાણા ! તારી શી હાલત છે ? એટલે કે આ તું શું કરી રહ્યો છે ?! શું તું અમને નેક કામ કરવા અને બુરા કામોથી દૂર રહેવાનો હુકમ આપતો ન હતો ?! તો તે કહેશે કે, હા ! તમને તો નેક કામનો હુકમ આપતો હતો અને ખૂદ તેને કરતો ન હતો અને બુરા કામથી તમને રોકતો હતો અને ખૂદ તેને કરતો હતો. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ આ હદીષ હેઠળ ફર્માવે છે કે, આ હદીષ શરીફથી જાણવા મળ્યું કે બીજાઓને "અમરો નેહી" કરવું અને ખૂદ તેના પર અમલ ન કરવો અઝાબનો સબબ છે પરંતુ આ અઝાબ અમલ ન કરવાને કારણે છે, "અમરો નેહી" કરવાને લીધે નહીં. એટલા માટે કે જે "અમરો નેહી" પણ નહીં કરે તો તે બે વાજિબો તર્ક કરવાને કારણે એથીયે અધિક અઝાબનો હક્કદાર થશે. *(અશ્અતુલ લમ્આત, પેજ–૧૭૫, ભાગ–૪)*

અને જે પ્રકરણ "અમ્ર બિલ મઅરૂફ"ના પ્રારંભમાં ફર્માવે છે, "અમ્ર બિલ મઅરૂફ"ના વાજિબ હોવામાં ખૂદ "આમિર"નું પણ "આમિલ" હોવું શરત નથી. (આમિર–બુરી વાતથી રોકનાર સારી વાતનો હુકમ કરનાર) બલ્કે અમલ વિના પણ "અમ્ર બિલ મઅરૂફ" જાઈઝ છે એટલા માટે કે પોતે પોતાને "અમ્ર બિલ મઅરૂફ" કરવું વાજિબ છે અને બીજાને "અમ્ર બિલ મઅરૂફ" કરવું બીજુ વાજિબ છે. જો એક વાજિબ છૂટી જાય



તો બીજા વાજિબને છોડવું હરગિઝ જાઈઝ થશે નહીં. અને એ જે કુર્આન મજીદ, પારા–૨૯માં لِمَ تَقُوْلُوْنَ مَالَا تَفْعَلُوْنَ આવ્યું છે, જો તેને "અમ્ર બિલ મઅરૂફ" અને "નેહી અનિલ મુન્કર"ના બારામાં સ્વીકારી પણ લેવામાં આવે તો અમલ ન કરવાને લીધે પૂછતાછ (પકડ) મુરાદ છે ન કે કહેવાને લીધે. હા, એમાં શક નથી કે જો પોતે પણ અમલ કરે તો બેહતર છે એટલા માટે કે એવા શખ્સનું "અમ્ર બિલ મઅરૂફ" કરવું અસર નથી કરતું જે પોતે બેઅમલ હોય.

**સૂચના** : "અમ્ર બિલ મઅરૂફ"ની કેટલીક સ્થિતિઓ છે, જો પૂરી ખાત્રી હોય કે નસીહત કબૂલ કરી લેશે અને બુરાઈથી રોકાઈ જશે તો એવા સંજોગોમાં નસીહત કરવું **વાજિબ** છે અને ખામોશ રહેવું જાઈઝ નથી. અને જો ખાત્રી હોય કે નસીહત કરવાથી લોકો બુરુભલું કહેશે અથવા મારપીટ કરશે જેનાથી દુશ્મની તથા અદાવત પેદા થશે તો એવી સ્થિતિમાં **ખામોશ રહેવું અફઝલ** છે, અને જો મારપીટ પર સબ્ર કરી લેશે તો **મુજાહિદ** છે, એવા શખ્સે "અમ્ર બિલ મઅરૂફ"' તથા "નેહી અનિલ મુન્કર" કરવામાં વાંધો નથી. અને જો જાણે છે કે નસીહત માનશે નહીં અને મારપીટ તથા ગાળગલોચનો પણ ભય નથી તો નસીહત કરવું તેની મરજી પર છે. અને બેહતર એ છે કે એ સંજોગોમાં નસીહત કરે. *(ફતાવા આલમગીરી, ભાગ–૫, પેજ–૩૦૯)*

બુરાઈ જોનાર પર લાઝિમ છે કે તેનાથી રોકે, ભલે તે ખૂદ એ બુરાઈમાં સપડાયેલ હોય. એટલા માટે કે શરીઅતે બુરાઈથી બચવું અને બીજાને તેનાથી રોકવું એ બંને વાતોને લાઝિમ કરી છે, જેથી બુરાઈથી ન બચનાર બુરાઈથી રોકવાની જિમ્મેદારીમાંથી મુક્ત નથી થઈ જતો. *(ફતાવા રઝવિય્યહ, ભાગ–૫, પેજ–૩૦૯)*

## ★ તવક્કુલ ★

**૧.** હઝરત અમ્ર ઈબ્ને આસ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, જે શખ્સ અલ્લાહ તઆલા પર તવક્કુલ (ભરોસો) કરી લે અને પોતાનાં દરેક કામોને અલ્લાહ તઆલાને સુપ્રત કરી દે તો અલ્લાહ તઆલા તેના માટે પૂરતો છે. *(ઈબ્ને માજહ)*

**૨.** હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, મેં હુઝૂર صلی اللہ علیہ وسلم ને ફર્માવતાં સાંભળ્યા કે, જો તમે લોકો ખુદા તઆલા પર તવક્કુલ કરી લો જેવો કે તવક્કુલનો હક્ક છે તો તે તમને એ રીતે રોજી આપશે જેવી રીતે પક્ષીઓને રોજી આપે છે કે તે સવારે ભૂખ્યાં નીકળે છે અને રાત્રે પેટ ભરીને ધરાયેલાં પાછાં વળે છે. *(તિર્મિઝી)*

**૩.** હઝરત અબૂઝર رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે હલાલને પોતાના પર હરામ કરી લેવાને અને માલને વેડફી દેવાનું નામ દુનિયા ત્યાગ નથી, બલ્કે દુનિયાથી નિઃઆકર્ષણ (લાલચ ન હોવી) એ છે કે જે કાંઈ (માલો દૌલત) તારા હાથોમાં છે એના પર ભરોસો ન કરે, બલ્કે એના પર ભરોસો કર જે ખુદાએ તઆલાના દસ્તે કુદરતમાં છે. *(તિર્મિઝી શરીફ)*

**૪.** હઝરત સોહૈબ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, મો'મિનનો મામલો અજીબ છે કે તેના કામમાં ભલાઈ છે અને આ શરફ મો'મિન સિવાય અન્ય કોઈને નસીબ નથી થયો અને એના માટે ખુદા તઆલાનો શુક્ર અદા કરતો રહે તો એમાં તેના માટે બેહતરી છે, અને જો કદી મુસીબત પહોંચે અને તે એના પર સબ્ર કરે તો એમાં પણ તેના માટે બેહતરી છે. *(મુસ્લિમ શરીફ)*

**૫.** હઝરત સઅદ رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, માણસની નેકબખ્તી એ છે કે જે કાંઈ અલ્લાહ તઆલાએ તેના માટે મુકદ્દર કરી આપ્યું છે તેના પર રાજી રહે, અને માણસની બદ્બખ્તી એ છે કે તે ખુદા તઆલાથી ભલાઈ માંગવાનું છોડી દે. અને આદમીની બદ્બખ્તી એ પણ છે કે ખુદા તઆલાએ (એના બારામાં) જે કાંઈ મુકદ્દર ફર્માવી દીધું છે તે તેના માટે નાખુશ (નારાજ) હોય. *(અહમદ, તિર્મિઝી શરીફ)*

## ★ નમ્રતા, શરમ અને સદ્વર્તાવ ★

**૧.** હઝરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, ખુદા તઆલા મહેરબાન છે અને મહેરબાની કરનારને પસંદ ફર્માવે છે. *(મુસ્લિમ શરીફ)*



**૨.** હઝરત જહીર رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, જે શખ્સને નમ્રતાથી મેહરૂમ કરવામાં આવે છે તેને (બીજા શબ્દોમાં) ભલાઈથી મેહરૂ કરવામાં આવે છે. *(મુસ્લિમ શરીફ)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **"શરમ તથા હયા ઈમાનનો ભાગ છે અને ઈમાનવાળો જન્નતમાં જશે. અને બેહયાઈ તથા ખરાબ વાણી (ફુહશગોઈ) બુરાઈનો હિસ્સો છે" અને બુરાઈવાળો દોઝખમાં જશે."** *(અહમદ, તિર્મિઝી)*

**૪.** હઝરત ઈમરાન ઈબ્ને હુસૈન رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, હયાના સર્વ પ્રકારો બેહતર છે. *(બુખારી તથા મુસ્લિમ શરીફ)*

**૫.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **ઈમાન અને શરમ (હયા) બંને એકબીજાનાં સાથી છે, તો એમાંથી એક ઉઠાવી લેવામાં આવે છે તો બીજુ પણ ઉઠાવી લેવામાં આવે છે.** *(બયહકી)*

**૬.** હઝરત માલિક رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, મને હુસ્ને અખ્લાકની (સદવર્તાવની) પૂર્ણતાના માટે મોકલવામાં આવેલો છે. *(મોઅત્તા, મિશ્કાત શરીફ)*

**૭.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **મુસલમાનોમાં કામિલ ઈમાનવાળા તે લોકો છે જેઓના અખ્લાક (વર્તન, આદતો) સારા છે.** *(અબૂ દાઊદ)*

## ★ હસવું અને સ્મિત કરવું ★

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે, રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, **વધુ ન હસો, એટલા માટે કે વધુ હસવું દિલને મુર્દા બનાવી આપે છે.** *(અહમદ, તિર્મિઝી)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે અબુલ કાસિમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, કસમ છે તે જાતની જેની કુદરતના કબજામાં મારી જાન છે !

જો તમો લોકો એ હકીકતોને જાણી લો જેને હું જાણું છું તો તમે ખૂબ જ પ્રમાણમાં રડો અને થોડુક હસો." *(બુખારી શરીફ)*

**૩.** હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે મેં નબી કરીમ صلی اللہ علیہ وسلم ને એટલા ખુલીને હસતા કદી નથી જોયા કે તેમનું તાળવું જોવા મળે. આપ તબસ્સુમ (સ્મિત) ફર્માવ્યા કરતા હતા. *(બુખારી શરીફ)*

## કલામુલ્ ઈમામ ઈમામુલ્ કલામ

**અઝ : આ'લા હઝરત ઈમામ અહમદ રઝા મુહદ્દિષે બરેલ્વી** رضی اللہ عنہ

**ચમને તયબહ મેં સુંબુલ જો સંવારે ગૈસૂ**
**હૂર બળહકર શિકને નાઝ પે વારે ગૈસૂ**

**કી જો બાલોં સે તેરે રૌઝેકી જારૂબ કશી**
**શબ કે શબનમ ને તબર્રુક કો હૈ ધારે ગૈસૂ**

**હમ સિયાહકારોં પે યા રબ તપીશે મેહશરમેં**
**સાયા અફગન હોં તેરે પ્યારકે પ્યારે ગૈસૂ**

**સૂખે ધાનોંપે હમારે ભી કરમ હો જાએ**
**છાએ રહમતકી ઘટા બન કે તુમ્હારે ગૈસૂ**

**સિલસિલા પા કે શફાઅતકા ઝુકે પળતે હૈં**
**સજદએ શુક્ર કરતે હૈં ઈશારે ગૈસૂ**

**ભીની ખુશ્બૂસે મહેક જાતી હૈ ગલીયાં વલ્લાહ !**
**કૈસે ફૂલોં મેં બસાએ હૈં તુમ્હારે ગૈસૂ**

**શાને રહમત હૈ કે શાના ન જુદા હો દમ ભર**
**સીના ચાકોં પે કુછ ઈસ દરજા હૈ પ્યારે ગૈસૂ**

**તેલ બુંદેં ટપકતી નહીં બાલોંસે "રઝા"**
**સુબ્હે આરિઝ પે લૂટાતે હૈં સિતારે ગૈસૂ**



# ફર્માઈલે સૈયદુલ મુરસલીન صلی اللہ علیہ وسلم

**૧.** હઝરત ષૌબાન رضی اللہ عنہ થી મરવી છે. તેમણે કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, હું ખાતમુન્નબિય્યીન છું, મારા પછી કોઈ નબી થશે નહીં. *(અબૂ દાઊદ, તિર્મિઝી, મિશ્કાત–૪૬૫)*

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે. તેમણે કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, રસૂલોનો ક્રમ મારા પર ખત્મ કરી દેવામાં આવ્યો. *(બુખારી, મુસ્લિમ, મિશ્કાત–૫૧૧)*

**૩.** હઝરત ઈરબાદ ઈબ્ને સારિયહ رضی اللہ عنہ થી મરવી છે. એઓ સરકારે દો આલમ صلی اللہ علیہ وسلم થી રિવાયત કરે છે. હુઝૂરે ફર્માવ્યું કે, હું અલ્લાહ તઆલાને ત્યાં એ વખતે ખાતમુન્નબિય્યીન લખવામાં આવ્યો હતો જ્યારે કે હઝરત આદમ علیہ السلام પોતાની ગુંદાયેલી માટીમાં હતા. (એટલે કે એમનુ પૂતળુ પણ તે વખતે તૈયાર થયું ન હતું.) *(શરહુસ્સુન્નહ, મિશ્કાત, પેજ–૫૧૩)*

**૪.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે, એ દરમ્યાનમાં હું સૂઈ રહ્યો હતો, મેં જોયું કે જમીનના ખજાનાઓની કૂંજીઓ લાવવામાં આવી અને મારા બંને હાથોમાં રાખી દેવામાં આવી. *(બુખારી, મુસ્લિમ, મિશ્કાત–૫૧૨)*

**૫.** હઝરત અલી رضی اللہ عنہ એ કહ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે મને તે અતા થયું (આપવામાં આવ્યું) જે મારાથી પહેલાં કોઈ નબીને ન અતા થયું હતું, રૂઆબભેર મારી મદદ ફર્માવવામાં આવી અને મને આખી જમીનની ચાવીઓ અતા થઈ. *(અહમદ, અલઅસ્નો વલ ઉલમા, પેજ–૫૭)*

**૬.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે હું કિયામતના દિવસે આદમની ઔલાદનો સરદાર હોઈશ અને હું સૌ પ્રથમ કબરેથી ઉઠીશ અને સૌ પ્રથમ હું જ શફાઅત કરીશ અને સૌથી પહેલાં મારી જ શફાઅત કબૂલ થશે. *(મિશ્કાત શરીફ)*

**૭.** હઝરત જાબિર رضی اللہ عنہ એ કહ્યું કે, સરકારે અકદસ ﷺ એ ફર્માવ્યું કે, હું સૌ પ્રથમ શફાઅત કરીશ અને મારી શફાઅત સૌથી પ્રથમ કબૂલ કરવામાં આવશે અને મને એના માટે ફખ્ર નથી. *(દારમી, મિશ્કાત, પેજ–૫૧૪)*

**૮.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલે કરીમ ﷺ એ ફર્માવ્યું કે, ખુદા તઆલાને ત્યાં હું અવ્વલીન તથા આખરીનમાં સૌથી અધિક ઈજ્જત તથા બુઝુર્ગીવાળો છું. *(દારમી, તિર્મિઝી, મિશ્કાત શરીફ, પેજ–૫૧૪)*

**૯.** હઝરત જાબિર ઈબ્ને સમુરહ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે મેં સરકારે અકદસ ﷺ ને ચાંદની રાતમાં જોયા તો કદીક હું હુઝૂરની તરફ જોતો હતો અને કદીક ચાંદની તરફ. હુઝૂર તે વખતે સુર્ખ લિબાસમાં હતા, તો (છેવટે ફેંસલો કર્યો કે) આપ ચાંદથી વધીને હસીન છે. *(તિર્મિઝી, દારમી, મિશ્કાત–૫૧૭)*

**૧૦.** હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે હુઝૂર ﷺ નો રંગ રોશન અને ચમકદાર હતો અને હુઝૂરનો પસીનો જાણે મોતી હતો. અન્ય કોઈ રેશમના કપડાને મેં હુઝૂરની મુબારક હથેળીઓથી નરમ નથી જોયું. અને મેં કોઈ એવું મુશ્ક તથા અંબર નથી સુંધ્યું જેની ખૂશ્બુ હુઝૂરના શરીર મુબારકની ખૂશ્બુથી વિશેષ હોય. *(બુખારી, મુસ્લિમ, મિશ્કાત–૫૧૬)*

**૧૧.** હઝરત જાબિર رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ ﷺ જ્યારે કોઈ રસ્તેથી પસાર થતા, પછી હુઝૂરના બાદ જે પણ એ માર્ગેથી પસાર થાય તો હુઝૂરના પસીના મુબારકની ખુશ્બુ મહસૂસ કરી લેતો કે હુઝૂર અહીં થઈને તશરીફ લઈ ગયા છે. *(દારમી, મિશ્કાત શરીફ, પેજ–૫૧૭)*

**સૂચના :** **(૧)** હુઝૂર સૈયદે આલમ ﷺ નો મુબારક ચહેરો એવો રોશન તથા તાબનાક હતો કે હદીષના રાવીઓના કથનાનુસાર આપના ચહેરામાં ચાંદ તથા સૂરજ તરતા હતા. જેણે ઈમાનની હાલતમાં એકવાર ચહેરો મુબારક જોઈ લીધો તે સહાબી થઈ ગયો. જે નબુવ્વત બાદ સૌથી મોટો દરજ્જો છે.



**(૨)** સર મુબારક મોટુ અને બુઝુર્ગ હતું જેનાથી દબદબો તથા અઝમત ટપકતી હતી અને જે ખશિય્યતે ઈલાહી (ખૌફે ખુદા)થી દરેક વખતે ઝુકેલું રહેતું હતું.

**(૩)** કદ મુબારક ન અધિક લાંબુ અને ન વધુ ટૂંકુ હતું છતાં માણસોના મજમામાં ઉભા રહેતા સૌથી ઊંચા નજરે પડતા.

**(૪)** જિસ્મ પાક નૂરાની હતું એટલા માટે એનો પડછાયો ન સૂરજના પ્રકાશમાં પડતો હતો અને ન ચાંદનીમાં. શરીર પર માખી કદી નથી બેઠી.

**(૫)** મૂએ મુબારક કાંઈક વાંકડીયા હતા જે મોટા ભાગે ખભા સુધી લટકતા રહેતા હતા અને જ્યારે કદી ચહેરા મુબારક પર વિખેરાઈ જતા તો **وَالضُّحٰى وَالَّيْلِ اِذَا سَجٰى** ની તફસીર બની જતા.

**(૬)** દાઢી શરીફ ગાઢ હતી અને ચેહરાએ અનવર એના ઘેરાવમાં એવો લાગતો હતો કે જાણે આબનૂસી (એક પ્રકારનું કાળા મજબૂત વજની લાકડાની રહલ) પર કુર્આન મજીદ રાખ્યું હોય.

**(૭)** સીના મુબારક (છાતી) પહોળી હતી જેમાં દૂંટી સુધી વાળોની એક હલકી રેખા હતી. શિકમ (પેટ) મુબારક સપાટી છાતીની સમાંતરે હતી, જેને ચાર વખત ફરિશ્તાઓએ ચાક કરીને ઈલ્મો હિકમતનું નૂર ભર્યું હતું. એની જ શાનમાં **અલમ્ નશ્રહ્**ની આયત ઉતરી.

**(૮)** ગરદન શરીફ ખૂબ જ લતીફ અને સ્વચ્છ હતી, હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ ના કથનાનુસાર ચાંદીથી ઢોળેલી હતી.

**(૯)** પેશાની વિશાળ અને ચંદ્રની જેમ રોશન હતી જેને લોકો ચાંદનો ટુકડો કહેતા હતા, જે રાતોમાં ખુદા તઆલાની હુઝૂરમાં ઝુકેલી રહ્યા કરતી હતી.

**(૧૦)** ગોશ (કાન) મુબારક અતિશય માપસરના, હલકા અને દૂર તથા નજીકથી એક સમાન સાંભળતા હતા. જંગલી જાનવરો અને પક્ષીઓની બોલચાલ અને શજર તથા હજર (ઝાડ તથા પથ્થર)ની બોલી તથા હાલતોથી બાખબર રહેતા.

**(૧૧)** દાંત મુબારક મોતીઓથી અધિક ચમકદાર જેનાથી સ્મિત કરતી વેળા રોશની ફૂટી નીકળતી હતી અને દરોદીવાર ચમકી ઉઠતી હતી.

**(૧૨)** પીઠ મુબારક સમતલ અને સાફ સ્વચ્છ હતી જાણે કે ચાંદીનો ઢોળ ચઢાવેલ હોય, જેના પર ખભાઓની વચ્ચે કબૂતરના ઈંડાની જેટલી મોહરે નબુવ્વત હતી.

**(૧૩)** આંખો કાળી અને ચમકીલી અને પાંપણો મોટી હતી જે દરેક વખતે ગયબનો મુશાહેદો કરતી હતી અને આગળ પાછળ સમાન રીતે જોતી હતી. આખી કાયનાતમાં કેવળ આ જ આંખોએ ખુદાને બેહિજાઝ જોયો હતો.

**(૧૪)** દસ્ત (હાથ) મુબારક પહોળો અને માંસલ હતો અને જે મુસાફો કરતો તેનો હાથ મોઅત્તર થઈ જતો, તે જ હાથોને ખુદા તઆલાએ પોતાનો હાથ ફર્માવ્યો હતો.

**(૧૫)** આંગળીઓ લાંબી અને બખ્શિશ તથા અતા માટે ફેલાયેલી રહેતી હતી જેની વચ્ચેથી જરૂરતના સમયે પાણીનું ઝરણુ વહેવા લાગતુ હતું અને જેના ઈશારાથી ચાંદનો સીનો ફાટી ગયો અને ડૂબેલો સૂરજ પલટી આવ્યો.

**(૧૬)** પીંડલીઓ સમતલ અને આઈના જેમ સાફ સ્વચ્છ હતી.

**(૧૭)** પહોંચાઓ એકંદરે લાંબાં અને નરમ તથા સાફ સ્વચ્છ તેનો રંગ હતો.

**(૧૮)** ભવાં મેહરાબે હરમની જેમ કમાનદાર હતાં જેનાથી મકામે કા'બા કૌસેનનું રહસ્ય જાહેર થતું હતું.

**(૧૯)** લબ (હોઠ) મુબારક ગુલે કુદ્સની પત્તીઓની જેમ પાતળા અને ગુલાબની પાંખડીઓથી અધિક નરમ તથા નાઝુક હતા જેના હલન ચલન પર કઝા તથા કદરના કારકુનો હર વખત કાન ધરેલ રહેતા હતા.

**(૨૦)** અવાજ ઘણો જ દિલકશ તથા મધૂર એવો કે દુશ્મનોને પણ પ્યાર આવી જાય અને એટલો બુલંદ કે ફારાનથી ગુંજે તો આખી દુનિયામાં ફેલાઈ જાય, રહમત તથા કરમના મોકા પર ગુલના જિગરની ઠંડક અને



કદી ગૈરતે હક્કને જલાલ આવી જાય તો પહાડોના કલેજાં ધ્રુજી ઉઠે.

**(૨૧) ગિર્યા મુબારક** : સિસકતો (ધ્રુસ્કામય) દબાયેલો અવાજ ખૌફે ખુદાના ગલબા હેઠળ સિયાહકાર ઉમ્મતના ગમમાં ધ્રુજાવી દેનાર આયતો પઢીને અને રાત્રીની દુઆઓમાં ભીની પાંપણો પર આંસૂઓનાં મોતી છલકાએલાં રહેતાં.

**(૨૨) હાસ્ય** : ખૂબ જ ખુશીના પ્રસંગે હોઠો પર કેવળ એક હળવું સ્મિત ફેલાઈ જતુ તો નૂરની કિરણ ફૂટતી અને દરોદીવાર રોશન થઈ જતાં, એ જ રોશનીમાં એકવાર હઝરત આઈશા સિદીકા رضی اللہ عنہا એ પોતાની સોય શોધી લીધી હતી.

**(૨૩) પસીનો મુબારક** : અતિશય સુગંધી અને ઈત્રઅંગેઝ હતો જે તરફથી પસાર થઈ જતા ત્યાંનું વાતાવરણ સુગંધમય થઈ જતું. બગલ શરીફના પસીનાથી એક દુલ્હનને સુગંધમય કરવામાં આવી તો કેટલીય પેઢીઓ સુધી તેની ઔલાદમાં ખુશ્બુની અસર રહી.

**(૨૪) થૂંક મુબારક (લુઆબે દહન)** : ઝખ્મીઓ અને બીમારોના માટે મરહમે શિફા (સાજા થવાનુ મલમ) હતું. ખારા કૂવાઓ તેની બરકતથી મીઠા થઈ જતા. દૂધ પીતા બાળકના મોઢામાં પડી જતું તો દિવસ ભર માતાના દૂધ વિના તૃપ્ત રહેતો.

*–(માખૂઝ, અઝ : મદારિજુન્નબુવ્વત, શમાઈલે તિર્મિઝી, નસીમુર્રિયાઝ, ખસાઈસે કુબ્રા, જવાહિરુલ બહાર)*

અલ ગરઝ ઉનકે હર મૂ પે દાઈમ દુરૂદ
ઉનકી હર ખૂઓ ખસલત પે લાખોં સલામ

*(આ'લા હઝરત બરેલ્વી رضی اللہ عنہ)*

## ★ હુઝૂર صلی اللہ علیہ وسلم સમાન કોઈ નથી ★

**૧.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ થી મરવી છે. તેમણે ફર્માવ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ રાત દિવસ સળંગ રોઝા રાખવાથી મના ફર્માવ્યું તો એક શખ્સે અર્ઝ કરી કે, યા રસૂલલ્લાહ ! આપ તો રાત દિવસ સળંગ રોઝા રાખો છો ! હુઝૂરે ફર્માવ્યું કે, "મારા સમાન તમારામાં કોણ છે ?!"

બેશક ! હું એ હાલતમાં રાત પસાર કરું છું કે મારો પરવરદિગાર મને ખવડાવે પીવડાવે છે. *(બુખારી, ભાગ–૧, પેજ–૨૬૩, મુસ્લિમ શરીફ–૩૫૨, મિશ્કાત શરીફ–૧૭૫)*

હઝરત ઈમામ નવવી رحمۃ اللہ علیہ ફર્માવે છે :–

**(અર્થ)** : હુઝૂર صلی اللہ علیہ وسلم ના કોલ, "મારો પરવરદિગાર મને ખવડાવે પીવડાવે છે"નો મતલબ એ છે કે ખુદા તઆલા મને એ શક્તિ આપે છે જે અન્ય લોકોને ખાવા પીવાથી પણ પ્રાપ્ત નથી થઈ શક્તી. *(નવવી મઅ મુસ્લિમ, ભાગ–૧, પેજ–૩૫૧)*

**૨.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે રસૂલે صلی اللہ علیہ وسلم એ રાત દિવસના સળંગ રોઝા રાખ્યા તો લોકોએ પણ રાત દિવસ સળંગ રોઝા રાખ્યા. ત્યારે હુઝૂરે લોકોને એવું કરવાથી મના ફર્માવ્યું. અર્ઝ કરવામાં આવી, હુઝૂર તો રાત દિવસ સળંગ રોઝા રાખે છે ! સરકારે ફર્માવ્યું કે, "હું તમારા જેવો નથી, મને ખવડાવવા પીવડાવવામાં આવે છે." *(મુસ્લિમ શરીફ, ભાગ–૧, પેજ–૩૫૧)*

**૩.** હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ (સહાબાઓને) ફર્માવ્યું કે, તમે લોકો રાત દિવસ સળંગ રોઝા ન રાખો. સહાબાએ અર્ઝ કરી, હુઝૂર તો રાત દિવસ સળંગ રોઝા રાખે છે. તો સરકારે ફર્માવ્યું કે, "હું તમારી જેવો હરગિઝ નથી", બેશક ! હું એ હાલમાં રાત પસાર કરું છું કે મારો રબ મને ખવડાવે અને પીવડાવે છે. *(બુખારી, ભાગ–૨, પેજ–૧૦૮૪)*

**સૂચના : (૧)** હુઝૂર સૈયદે આલમ صلی اللہ علیہ وسلم ને "પોતાના જેવા બશર (માનવ)" ન કહેવું જોઈએ એટલા માટે કે **આગળના અંબિયાને તેમના સમયના કાફિરો "પોતાના જેવા માણસ" કહ્યા કરતા હતા** જેમ કે :– **فَقَالَ الْمَلَأُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖ مَا نَرٰىكَ اِلَّا بَشَرًا مِّثْلَنَا**

**(અર્થ)** : "હઝરત નૂહ علیہ الصلوٰۃ والتسلیم ની કૌમના કાફિરોએ કહ્યું કે અમે તમને અમારા જેવા જ માણસ સમજીએ છીએ." *(પારા–૧૨, રૂકુઅ–૩)*

અને પા. ૧૩, રૂકુઅ–૧૪માં છે :– **قَالُوْا اِنْ اَنْتُمْ اِلَّا بَشَرٌ مِّثْلُنَا**



**(અર્થ)** : "કાફિરોએ હઝરત મૂસા علیہ الصلوٰۃ والتسلیم ને કહ્યું કે, તમે અમારી જેવા જ માણસ છો."

અને પારા–૧૯, રૂકુઅ–૧૨માં છે :– **مَا اَنْتَ اِلَّا بَشَرٌ مِّثْلُنَا**

**(અર્થ)** : "કાફિરોએ હઝરત સાલેહ علیہ الصلوٰۃ والتسلیم ને કહ્યું, તમે અમારી જેમ જ માનવ છો."

અને પારા–૯, રૂકુઅ–૧૪માં છે :– **مَا اَنْتَ اِلَّا بَشَرٌ مِّثْلُنَا**

**(અર્થ)** : "કાફિરોએ હઝરત શોએબ علیہ الصلوٰۃ والتسلیم ને કહ્યું કે તમે અમારા જેવા જ માનવ છો."

આ મુબારક આયતોથી જાણવા મળ્યું કે **અંબિયાએ કિરામ علیہم السلام ને તૌહીનના હેતુથી પોતાના જેવા માણસ કહેવું એ કાફિરોની પ્રણાલિકા છે.**

## ★ મેઅરાજ ★

હઝરત અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہ એ રિવાયત કરી છે કે રસૂલે કરીમ علیہ الصلوٰۃ والتسلیم એ ફર્માવ્યું કે મારી પાસે એક બુર્રાક લાવવામાં આવ્યું. એ એક સફેદ રંગનું જાનવર હતું જેનું કદ ગધેડાથી ઊંચુ અને ખચ્ચરથી નીચુ હતું. એનો કદમ એ સ્થળે પડતો હતો જ્યાં સુધી નજર પહોંચે છે. હુઝૂરે ફર્માવ્યું, તો હું એના પર સવાર થયો એટલે સુધી કે બયતુલ મુકદસમાં આવ્યો. હુઝૂરે ફર્માવ્યું, તો મેં બુર્રાકને તે હલકા સાથે બાંધી દીધું જેની સાથે અંબિયાએ કિરામ علیہم السلام પોતાની સવારીઓને બાંધ્યા કરતા હતા. હુઝૂરે ફર્માવ્યું પછી હું મસ્જિદમાં દાખલ થયો અને બે રકાત નમાઝ પઢી. પછી બહાર નીકળ્યો તો જિબ્રઈલ મારી સમક્ષ એક પ્યાલો શરાબનો અને એક પ્યાલો દૂધનો લાવ્યા. મેં દૂધનો પ્યાલો લીધો. જિબ્રઈલે કહ્યું કે, આપે ફિતરત (ઈસ્લામિક)ને અપનાવી લીધી. પછી જિબ્રઈલ મને આસ્માનની તરફ લઈ ચાલ્યા. જિબ્રઈલે (આસ્માનોના દરવાજા) ખોલવા કહ્યું તો પૂછવામાં આવ્યું કે તમે કોણ છો ?! ફર્માવ્યું, હું જિબ્રઈલ છું. પછી પૂછવામાં આવ્યું કે તમારી સાથે કોણ છે ?! તેમણે કહ્યું, સરકાર મુસ્તફા (صلی اللہ علیہ وسلم) છે. પછી પૂછવામાં આવ્યું કે, એમને બોલાવવામાં

આવ્યા છે ?! ફર્માવ્યું કે, (હા !) બોલાવવામાં આવ્યા છે. પછી આસ્માનોનો દરવાજો અમારા માટે ખોલી દેવામાં આવ્યો. તો મેં આદમ عليه السلام ને જોયા, તેમણે મને મર્હબા ! (ખુશ આમદિદ !) કહ્યું અને મારા માટે દુઆએ ખૈર ફર્માવી. પછી જિબ્રઈલ મને બીજા આસ્માનની તરફ લઈ ચાલ્યા. (આસ્માનનો દરવાજો) ખોલવા માટે કહ્યું તો પૂછવામાં આવ્યું કે, તમે કોણ છો ?! ફર્માવ્યું, હું જિબ્રઈલ છું. પછી પૂછવામાં આવ્યું, અને તમારી સાથે કોણ છે ? ફર્માવ્યું, સરકાર મુસ્તફા ﷺ છે. પછી પૂછવામાં આવ્યું કે એમને બોલાવવામાં આવ્યા છે ? ફર્માવ્યું, (હા !) બોલાવવામાં આવ્યા છે. હુઝૂરે ફર્માવ્યું કે, પછી આસમાનનો દરવાજો અમારા માટે ખોલી આપવામાં આવ્યો, તો મેં ખાલાઝાદ ભાઈઓ એટલે કે ઈસા ઈબ્ને મરયમ અને યહ્યા ઈબ્ને ઝકરિયા عَلَيْهِمَا الصَّلٰوةُ وَالسَّلَامُ ને જોયા તો તેમણે મને મર્હબા ! કહ્યું અને મારા માટે દુઆએ ખૈર ફર્માવી. પછી જિબ્રઈલ મને ત્રીજા આસ્માનની તરફ લઈ ચાલ્યા. તેમણે (આસ્માનનો દરવાજો) ખોલવા માટે કહ્યું તો પૂછવામાં આવ્યું કે, કોણ છે ? ફર્માવ્યું કે હું જિબ્રઈલ છું. પછી પૂછવામાં આવ્યું કે, અને તમારી સાથે કોણ છે ? કહ્યું સરકાર મુસ્તફા ﷺ છે. પછી પૂછવામાં આવ્યું, એમને બોલાવવામાં આવ્યા છે ? ફર્માવ્યું, (હા !) બોલાવવામાં આવ્યા છે. પછી આસ્માનનો દરવાજો અમારા માટે ખોલી દેવામાં આવ્યો, ત્યાં મને હઝરત યૂસુફ عليه السلام જોવા મળ્યા જેમને (આખા જહાનનું અડધુ હુસ્ન) અતા ફર્માવવામાં આવ્યું છે, તેમણે મને મર્હબા ! કહ્યું અને મારા માટે ભલી દુઆ ફર્માવી. પછી જિબ્રઈલ મને ચોથા આસ્માનની તરફ લઈ ચાલ્યા. તો જિબ્રઈલ عليه السلام એ (આસ્માનનો દરવાજો) ખોલવા કહ્યું. પૂછવામાં આવ્યું કોણ છે ? ફર્માવ્યું, હું જિબ્રઈલ છું. કહેવામાં આવ્યું કે, અને આપની સાથે કોણ છે ? ફર્માવ્યું, સરકાર મુસ્તફા ﷺ છે. પછી પૂછવામાં આવ્યું, તેમને બોલાવવામાં આવ્યા છે ? ફર્માવ્યું, (હા !) બોલાવવામાં આવ્યા છે, તો આસ્માનનો દરવાજો અમારા માટે ખોલી દેવામાં આવ્યો, ત્યારે મેં ઈદરીસ عليه السلام ને જોયા તો તેમણે મર્હબા ! કહ્યું અને મારા માટે દુઆએ ખૈર ફર્માવી, જેમના બારામાં ખુદા તઆલાએ ફર્માવ્યું કે અમે એને ઊંચા મકાન પર ઉઠાવી લીધો.



પછી જિબ્રઈલ મને પાંચમાં આસમાનની તરફ લઈ ચાલ્યા. તેમણે (આસ્માનનો દરવાજો) ખોલવા માટે ફર્માવ્યું તો પૂછવામાં આવ્યું, તમે કોણ છો ? ફર્માવ્યું, હું જિબ્રઈલ છું. પછી પૂછયું, તમારી સાથે કોણ છે ? ફર્માવ્યું, સરકાર મુસ્તફા ﷺ છે. પછી પૂછવામાં આવ્યું કે, તેમને બોલાવવામાં આવ્યા છે ? ફર્માવ્યું, (હા !) બોલાવવામાં આવ્યા છે. તો અમારા માટે આસ્માનનો દરવાજો ખોલી દેવામાં આવ્યો ત્યારે અચાનક મને હારૂન عليه السلام દેખાયા, તેમણે મર્હબા ! કહ્યું અને મારા માટે દુઆએ ખૈર ફર્માવી. પછી જિબ્રઈલ મને છઠ્ઠા આસ્માનની તરફ લઈ ચાલ્યા, તેમણે આસ્માનનો દરવાજો ખોલવા માટે કહ્યું, પૂછવામાં આવ્યું, કોણ છે ? ફર્માવ્યું, હું જિબ્રઈલ છું. ફરી પૂછવામાં આવ્યું, અને તમારી સાથે કોણ છે ? ફર્માવ્યું, સરકાર મુસ્તફા ﷺ છે. પછી કહેવામાં આવ્યું, એમને બોલાવવામાં આવ્યા છે ? ફર્માવ્યું, (હા !) બોલાવવામાં આવ્યા છે. તો આસ્માનનો દરવાજો અમારા માટે ખોલી દેવામાં આવ્યો, ત્યારે મેં મૂસા عليه السلام ને જોયા. એમણે મર્હબા ! ફર્માવ્યું અને મારા માટે દુઆએ ખૈર અતા ફર્માવી.

પછી જિબ્રઈલ મને "સાતમા આસ્માન"ની તરફ લઈ ચાલ્યા તો તેમણે (આસ્માનનો દરવાજો) ખોલવા માટે કહ્યું તો પૂછવામાં આવ્યું કે આપ કોણ છે ? ફર્માવ્યું, હું જિબ્રઈલ છું. પછી પૂછવામાં આવ્યું, અને તમારી સાથે કોણ છે ? ફર્માવ્યું, સરકાર મુસ્તફા ﷺ છે. પછી પૂછવામાં આવ્યું, અને તેમને બોલાવવામાં આવ્યા છે ? ફર્માવ્યું, (હા !) બોલાવવામાં આવ્યા છે. તો અમારા માટે આસ્માનનો દરવાજો ખોલી આપવામાં આવ્યો ત્યારે અમે હઝરત ઈબ્રાહીમ عليه السلام ને જોયા જેઓ બયતુલ મઅમૂરથી પોતાની પીઠ ટેકવેલ સ્થિતિમાં છે અને બયતુલ મઅમૂરમાં દરરોજ એવા સિત્તેર હજાર ફરિશ્તાઓ દાખલ થાય છે જેઓ બીજીવાર નથી આવતા (એટલે કે રોજ નવા નવા ફરિશ્તા આવે છે). પછી મને સિદરતુલ્ મુન્તહા પર લઈ ગયા. તેનાં પાંદડાં હાથીના કાનો સમાન છે અને તેનાં ફળો મોટા માટલાંઓની સમાન છે. તો જ્યારે સિદરતુલ્ મુન્તહાને ખુદા તઆલાના હુકમથી એક ચીજે ઢાંકી લીધુ તો તેનો રંગ ફેરવાઈ ગયો. ખુદા તઆલાની મખ્લૂકમાંથી કોઈ એની

ખૂબસૂરતી બયાન કરવાની શક્તિ નથી ધરાવતું. પછી ખુદા તઆલાએ મારા તરફ વહી ફર્માવી. જે કાંઈ વહી ફર્માવી તો એમાં રાત અને દિવસમાં પચાસ નમાઝો મારા ઉપર ફર્ઝ ફર્માવી. હું પાછા વળતાં મૂસા عليه الصلوة والسلام પાસે આવ્યો. તેમણે પૂછયું, આપના પરવરદિગારે તમારી ઉમ્મત પર શું ફર્ઝ ફર્માવ્યું છે ? મેં કહ્યું, રાત દિવસમાં પચાસ નમાઝો, મૂસા عليه الصلوة والسلام એ કહ્યું કે તમારા પરવરદિગારની પાસે જઈને ઘટાડવાની દરખાસ્ત રજૂ કરો, એટલા માટે કે આપની ઉમ્મત એટલી શક્તિ નથી ધરાવતી, મેં બની ઈસ્રાઈલની આજમાઈશ કરી છે અને એની પરીક્ષા લીધી છે. હુઝૂરે ફર્માવ્યું કે, મેં પાછા જઈને અર્ઝ કરી, હે મારા પરવરદિગાર ! મારી ઉમ્મત પર આસાની ફર્માવ ! તો ખુદા તઆલાએ મારી ઉમ્મત પરથી પાંચ નમાઝો ઓછી કરી આપી. ફરી મૂસા عليه الصلوة والسلام પાસે આવ્યો અને કહ્યું કે, મારાથી પાંચ નમાઝો ઓછી કરી આપવામાં આવી. તેમણે કહ્યું કે આપની ઉમ્મત એની પણ તાકાત નથી ધરાવતી, તમે ફરી તમારા પરવરદિગારની પાસે જઈને ઘટાડો તલબ કરો. હુઝૂરે ફર્માવ્યું કે, હું મારા પરવરદિગાર અને મૂસા عليه الصلوة والسلام ની વચ્ચે આવજા કરતો રહ્યો અને નમાઝોના ઘટાડાનો ક્રમ ચાલુ રહ્યો, એટલે સુધી કે ખુદા તઆલાએ ફર્માવ્યું, હે મુહમ્મદ ! (ﷺ) આ રાત અને દિવસની કુલ પાંચ નમાઝો છે, દરેક નમાઝ માટે દસ નમાઝોના બરાબર સવાબ છે.

જે શખ્સે નેકીનો ઈરાદો કર્યો અને તેને ન કર્યું તો કેવળ ઈરાદાથી જ તેના માટે એક નેકી લખી દેવામાં આવે છે, અને જો કરી લીધી તો તેના માટે દસ નેકીઓ લખવામાં આવે છે. અને જો કોઈ શખ્સ બુરા કામનો ઈરાદો કરે અને તેને ન કરે તો કાંઈ લખવામાં નથી આવતુ અને કરી લીધું તો તેના માટે એક બુરાઈ લખવામાં આવે છે.

હુઝૂરે ફર્માવ્યું, ત્યાર બાદ હું ઉતરીને મૂસા عليه الصلوة والسلام ની પાસે પહોંચ્યો તો તેમને પરિસ્થિતિથી વાકેફ કર્યા. તેમણે કહ્યું કે, તમારા રબની પાસે જઈને અધિક કમી કરાવો ! તો રસૂલે કરીમ عليه الصلوة والسلام એ ફર્માવ્યું કે, મેં મૂસા عليه الصلوة والسلام ને કહ્યું કે, હું મારા રબની પાસે (નમાઝના ઘટાડા માટે) એટલી વખત હાજર થયો છું કે હવે મને ત્યાં જતાં શરમ આવે છે. *(મુસ્લિમ શરીફ)*



**૨.** હઝરત જાબિર رضي الله عنه થી રિવાયત છે કે તેમણે રસૂલે કરીમ ને ફર્માવતાં સાંભળ્યા કે, જ્યારે કુરૈશે (મેઅરાજના વાક્યા સંબંધે) મને ખોટો કહ્યો (જૂઠલાવ્યો) તો હું (તેમના સવાલોના જવાબ આપવા માટે) હજરના સ્થળે ઉભો થયો તો ખુદા તઆલાએ બૈતુલ મુકદસને મારી નજરો સમક્ષ કરી દીધું, હું બૈતુલ મુકદસ તરફ જોઈ રહ્યો હતો અને તેની નિશાનીઓના બારામાં કૌમે કુરૈશના સવાલોના જવાબ આપી રહ્યો હતો. *(બુખારી, મુસ્લિમ, મિશ્કાત)*

**સૂચના : (૧)** હુઝૂર ﷺ ને જાગૃતવસ્થામાં જિસ્માની મેઅરાજ થઈ હતી, એટલા માટે કે જો મેઅરાજ ખ્વાબમાં અથવા રૂહાની હોત તો કુરૈશના કાફિર હુઝૂર ﷺ ને હરગિઝ જૂઠલાવતે નહીં અને ન તો કેટલાક કમઝોર ઈમાનવાળા મુસલમાન મુર્તદ બનતે. *(શરહે અકાઈદે નસફી, પેજ–૧૦૫)*

**(૨)** હુઝૂર સૈયદે આલમ ﷺ ને જાગૃતાવસ્થામાં જિસ્માની મેઅરાજ થવી બર હક્ક છે. મક્કા મોઅઝ્ઝમાથી બૈતુલ મુકદસ સુધીની સૈરનો ઈન્કાર કરનાર **કાફિર** છે અને આસ્માનોની સૈરનો ઈન્કાર કરનાર **ગુમરાહ** અને **બદ્દીન** છે.

અશ્અતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૫૨૭માં છે :–

**(અર્થ)** : મસ્જિદે હરામથી મસ્જિદે અકસા સુધી અસરા છે, અને મસ્જિદે અકસાથી આસ્માન સુધી મેઅરાજ છે, અસરા નસ્સે કુર્આની (કુર્આની દલીલ)થી સાબિત છે અને તેનો ઈન્કાર કરનારો **કાફિર** છે. અને મેઅરાજ મશ્હૂર હદીષોથી સાબિત છે, તેનો ઈન્કાર કરનારો **ગુમરાહ** અને **બદ્દીન** છે. અને શરહે અકાઈદ, નફસી, પેજ–૧૦૦માં છે :–

**(અર્થ)** : જાગૃતાવસ્થામાં પાક શરીર સાથે આસ્માન અને તેના ઉપર જ્યાં સુધી ખુદા તઆલાએ ચાહ્યું સરકારે અકદસ ﷺ નું તશરીફ લઈ જવું મશ્હૂર હદીષોથી સાબિત છે, તેનો ઈન્કાર કરનારો **બદ્દીન** છે.

અને એ જ કિતાબના પેજ–૧૦૧ ઉપર છે :–

**(અર્થ)** : મસ્જિદે હરામથી બૈતુલ મુકદસ સુધી રાત્રે સૈર ફર્માવવી

એ કતઈ છે, કુર્આન મજીદથી સાબિત છે (એનો ઈન્કાર કરનાર **કાફિર** છે.) અને જમીનથી આસમાન સુધી સૈર ફર્માવવી મશ્હૂર હદીષોથી સાબિત છે (એનો મુન્કિર **ગુમરાહ** છે). અને સૈયદુલ ફુકહા હઝરત મુલ્લા જીવન رحمۃ اللہ علیہ ફર્માવે છે, મસ્જિદે અકસા સુધી મેઅરાજ કતઈ કુર્આનથી સાબિત છે અને આસ્માનની દુનિયા સુધી મશ્હૂર હદીષોથી સાબિત છે. અને આસમાનોથી ઉપર સુધી અહાદિષથી (હદીષોથી) સાબિત છે. જેથી પહેલાનો મુન્કિર **કતઈ કાફિર** છે અને બીજાનો **બદ્દીન ગુમરાહ** છે અને ત્રીજાનો મુન્કિર **ફાસિક** છે.

હુઝૂર સૈયદે આલમ ﷺ ને જાગૃતાવસ્થામાં પવિત્ર શરીર સાથે એકવાર અને ખ્વાબમાં કેટલીયેવાર મેઅરાજ થઈ. અશ્અતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૫૨૭માં છે :–

**(અર્થ)** : મેઅરાજ ખ્વાબમાં થઈ હતી કે જાગૃતાવસ્થામાં અને એકવાર થઈ હતી કે વારંવાર ? એ બાબતે ઉલમાના વિવિધ અકવાલ (કથનો) છે. સહીહ તથા જમહૂર ઉલમાની પસંદગી એ છે કે, મેઅરાજ કેટલીયેવાર થઈ હતી, એકવાર જાગૃતાવસ્થામાં અને કેટલીયેવાર ખ્વાબમાં. પછી બે લીટી બાદ ફર્માવ્યું કે, તહકીક એ છે કે મેઅરાજ એકવાર જાગૃતાવસ્થામાં પાક શરીર સાથે થઈ. મસ્જિદે હરામથી મસ્જિદે અકસા સુધી અને આસ્માનથી જ્યાં સુધી ખુદા તઆલાએ ચાહ્યું. જો મેઅરાજનો વાક્યો ખ્વાબમાં હોત તો આટલા અંશે ફિત્ના ફસાદ અને ઉહાપોહનો સબબ ન થાત. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૫૨૭)*

અને તફસીરે ખાઝિન, ભાગ–૪, પેજ–૧૩૪માં છે : હક્ક એ જ છે કે જેના પર પુષ્કળ સહાબા, અકાબિર તાબઈન અને પાછલા ઈમામો, ફકીહો, મુહદ્દિષો અને મુતકલ્લિમીન છે કે, સરકારે અકદસ ﷺ ને રૂહ અને જિસ્મની સાથે મેઅરાજ થઈ. (ﷺ)

અને હઝરત મુલ્લા જીવન رحمۃ اللہ علیہ ફર્માવે છે, "સહીહ એ છે કે મેઅરાજ જાગૃતાવસ્થામાં જિસ્મે પાકની સાથે, રૂહ સાથે થઈ. **અહલે સુન્નત વ જમાઅતનો એ જ મસ્લક છે.** જેથી જેણે કહ્યું કે મેઅરાજ કેવળ રૂહ સાથે થઈ અથવા કેવળ ખ્વાબમાં થઈ તો તે બદ્દીન,



ગુમરાહ, ગુમરાહ કરનાર અને ફાસિક છે. *(તફસીરાતે અહમદિયા, પેજ–૩૨૦)*

## ★ મો'જિઝાઓ ★

**૧.** હઝરત અનસ رضی اللہ عنہ થી મરવી છે. તેમણે ફર્માવ્યું કે, મક્કાવાળાઓએ હુઝૂર સૈયદે આલમ ﷺ ને કહ્યું કે, તમે કોઈ મો'જિઝો બતાવો ! તો સરકારે અકદસ ﷺ એ ચાંદના બે ટુકડા કરીને તેમને દેખાડી દીધા, એટલે સુધી કે મક્કાવાળાઓએ હિરા પહાડને ચાંદના બે ટુકડાઓની વચ્ચે જોયો. *(બુખારી, મુસ્લિમ, મિશ્કાત, પેજ–૫૨૪)*

**૨.** હઝરત ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہما થી રિવાયત છે. તેમણે ફર્માવ્યું કે રસૂલે કરીમ ﷺ ના મુબારક (જાહેરી) જમાનામાં ચાંદ બે ટુકડા થઈ ગયો, એક ટુકડો પહાડથી ઉપર હતો અને બીજો ટુકડો (પહાડની) નીચે. *(બુખારી, મુસ્લિમ, મિશ્કાત, પેજ–૫૩૪)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ એ ફર્માવ્યું :–

**(અર્થ)** : હુઝૂર સૈયદે આલમ ﷺ ના માટે ચાંદના ટુકડા થવું યકીનન ચોક્કસ છે, જેને સહાબા તથા તાબઈન رضوان اللہ تعالیٰ علیہم اجمعین ની વિશાળ જમાઅતે બયાન કરેલ છે અને પછી તેમનાથી મુહદ્દિષોના વિશાળ ગૃપે રિવાયત કરેલ છે અને મુફસ્સિરીને કિરામનો ઈત્તેફાક (એકમતિ) છે. આયતે કરીમા **اِقْتَرَبَتِ السَّاعَةُ وَانْشَقَّ الْقَمَرُ** માં આ જ ચાંદના બે ટુકડા થવું મુરાદ છે જે હુઝૂર ﷺ નો મો'જિઝો અસ્તિત્વમાં આવ્યો તે ફાટવુ મુરાદ નથી જે કિયામતની નજીકમાં ઉપસ્થિત થશે. અને એનાથી જોડાએલી બીજી આયતે કરીમહ **وَاِنْ يَّرَوْا اٰيَةً يُّعْرِضُوْا وَيَقُوْلُوْا سِحْرٌ مُّسْتَمِرٌّ** એ જ બાબત દર્શાવે છે કે હુઝૂર ﷺ એ ચાંદના બે ટુકડા કર્યા છે. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૫૧૮)*

**૩.** હઝરત અસ્મા બિન્તે અમીસ رضی اللہ عنہا થી રિવાયત છે કે હુઝૂર ﷺ પર એ હાલતમાં વહી નાઝિલ થઈ રહી હતી કે આપનું મુબારક સર હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ની ગોદમાં હતું. તો હઝરત અલી

كرم الله تعالى وجهه الكريم નમાઝ ન પઢી શક્યા એટલે સુધી કે સૂરજ આથમી ગયો. બાદમાં હુઝૂર صلى الله عليه وسلم એ ફર્માવ્યું કે, હે અલી ! શું તમે નમાઝ પઢી ? તેમણે અર્ઝ કરી, નહીં. તો હુઝૂર صلى الله عليه وسلم એ બારગાહે ઈલાહીમાં દુઆ કરી, યા ઈલાહુલ આલમીન ! અલી તારી અને તારા રસૂલની ઈતાઅત તથા ફર્માંબરદારીમાં હતા (એટલા માટે તેમની અસરની નમાઝ કઝા થઈ ગઈ) જેથી તું એમના માટે સૂરજને પલટાવી આપ. હઝરત અસ્મા બિન્તે અમીસ رضي الله عنها, ફર્માવે છે કે, મેં જોયું કે સૂરજ આથમી ચૂક્યો હતો ફરીથી (નબવી દુઆના બાદ) મેં જોયું કે તે તુલૂઅ થઈ ગયો અને તેનાં કિરણો પહાડો અને જમીનો પર ફેલાઈ ગયાં. આ પ્રસંગ સહબા સ્થળે ઉપસ્થિત થયો જે ખૈબરની નજીક છે. *(શિફા મઅ નસીમુર્રિયાઝ, ભાગ–૩, પેજ–૧૦)*

**૪.** હઝરત જાબિર رضي الله عنه થી મરવી છે કે હુઝૂર صلى الله عليه وسلم એ સૂરજને હુકમ આપ્યો કે, થોડીકવાર માટે ચાલવાથી રોકાઈ જાય તો તરુંત રોકાઈ ગયો. *(તિબ્રાની શરહે શિફા મુલ્લા અલી કારી અલયહિર્રહમતુલબારી મઅ નસીમુર્રિયાઝ, ભાગ–૩, પેજ–૧૩)*

**૫.** હઝરત જાબિર رضي الله عنه એ ફર્માવ્યું કે નબી કરીમ صلى الله عليه وسلم જ્યારે મસ્જિદમાં ખુત્બો પઢતા તો ખજૂરની તે ડાળ પર જે સુતૂન (થાંભલા) રૂપે મસ્જિદમાં ઉભી હતી તેને કમરે લગાડી લેતા. પછી જ્યારે મિમ્બર તૈયાર થઈ ગયું અને હુઝૂર  તેના ઉપર ખુત્બો પઢવા માટે રોનક અફરોઝ થયા તો તે સુતૂન જેનો ટેકો લગાડીને આપ ખુત્બો ફર્માવ્યા કરતા હતા તે નબીના વિરહમાં ચીખી ઉઠયો અને તે બેકરારીના જોશમાં ફાટી જવાની તૈયારીમાં જ હતો કે એવામાં હુઝૂર صلى الله عليه وسلم મિમ્બરથી ઉતર્યા એટલે સુધી કે તે સુતૂનને પકડીને પોતાની છાતીએ લગાડી લીધો, પછી તે સુતૂને એવા બાળકની જેમ રડવા અને હિબકાં લેવાનું શરૂ કર્યું જેને તસલ્લી આપીને શાંત પાડવામાં આવે છે, એટલે સુધી કે તે સુતૂનને શાંત્વન મળી ગયું. *(બુખારી શરીફ, મિશ્કાત શરીફ, પેજ–૫૩૨)*

**૬.** હઝરત ઈબ્ને ઉમર رضي الله عنهما એ ફર્માવ્યું કે, અમે રસૂલ કરીમ صلى الله عليه وسلم ની સાથે સફર કરી રહ્યા હતા, એવામાં એક ગામડિયો આવ્યો.



જ્યારે તે હુઝૂર صلى الله عليه وسلم ની નજીક પહોંચ્યો તો આપે તેને ફર્માવ્યું કે, શું તું એ વાતની ગવાહી આપે છે કે એક અલ્લાહના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી અને મુહમ્મદ صلى الله عليه وسلم ખુદા તઆલાના બંદા અને તેના રસૂલ છે. ગામડિયાએ કહ્યું કે તમારી વાતો પર મારા સિવાય બીજુ કોણ ગવાહી આપશે ? હુઝૂરે ફર્માવ્યું કે, આ બાવળનુ ઝાડ ગવાહી આપશે ! આમ ફર્માવીને આપે તે ઝાડને બોલાવ્યું. આપ વાદીના કિનારે હતા, એ ઝાડ જમીનને ચીરીને ચાલ્યું એટલે સુધી કે આપની સમક્ષ ઉભુ થઈ ગયું. હુઝૂર صلى الله عليه وسلم એ તેની પાસે ત્રણવાર ગવાહી તલબ ફર્માવી તો તે ઝાડે ત્રણેવ વાર ગવાહી આપી કે, હકીકતમાં એવું જ છે, જેવુ કે આપે ફર્માવ્યું. ત્યારબાદ તે ઝાડ પોતાને સ્થાને ચાલ્યું ગયું. *(દારમી, મિશ્કાત, પેજ–૫૪૧)*

**૭.** હઝરત ઈબ્ને અબ્બાસ رضي الله عنهما એ ફર્માવ્યું કે એક ગામડિયો હુઝૂર صلى الله عليه وسلم ની ખિદમતમાં હાજર થયો અને અર્ઝ કરી કે, કેવી રીતે યકીન કરું કે આપ સાચા નબી છો ?! હુઝૂરે ફર્માવ્યું ખજૂરના આ ઝુમખાને જો હું બોલાવું અને તે મારી પાસે આવીને એ વાતની ગવાહી આપે કે હું ખુદા તઆલાનો રસૂલ છું, ત્યારે તો તને યકીન આવી જશે ! જેથી હુઝૂરે તે ઝુમખાને બોલાવ્યો તો તે ખજૂરના ઝાડથી ઉતરવા લાગ્યો એટલે સુધી કે હુઝૂર صلى الله عليه وسلم સમક્ષ આવીને પડયો. પછી આપે ફર્માવ્યું, પાછો ચાલ્યો જા ! તો તે ઝુમખો પાછો જતો રહ્યો. આ જોઈને તે ગામડિયો મુસલમાન થઈ ગયો. *(તિર્મિઝી, મિશ્કાત, પેજ–૫૪૧)*

**૮.** હઝરત અબ્દુલ્લાહ رضي الله عنه એ ફર્માવ્યું કે અમે તો મો'જિઝાઓને બરકતનો સબબ સમજતા હતા અને તમે તેને કમી નો સબબ સમજો છો ! એક સફરમાં અમે રસૂલે કરીમ صلى الله عليه وسلم ની સાથે હતા. પાણી ખૂટી પડયું તો હુઝૂરે ફર્માવ્યું કે થોડુક બચેલુ પાણી શોધી લાવો ! તો લોકો એક વાસણ લાવ્યા જેમાં થોડુક પાણી વધેલુ હાજર હતું. હુઝૂરે પોતાનો પવિત્ર હાથ વાસણમાં નાખ્યો અને ત્યારબાદ ફર્માવ્યું, બરકતવાળા પાણીની પાસે આવો અને બરકત ખુદા તઆલા તરફથી છે. પછી મેં ખાત્રી સાથે ચોક્કસ રીતે જોયું કે હુઝૂરની મુકદસ આંગળીઓનાં વેઢાઓમાંથી પાણી ઉભરાઈ રહ્યું હતું. *(બુખારી, ભાગ–૧, પેજ–૫૦૫, મિશ્કાત, પેજ–૫૩૮)*

**૯.** હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે સુલહે હુદયબિયહના દિવસે લોકો તરસ્યા હતા અને હુઝૂર ﷺ સમક્ષ એક પ્યાલો હતો જેનાથી આપે વુઝૂ ફર્માવ્યું, તો લોકો આપની તરફ દોડયા હુઝૂરે ફર્માવ્યું કે શું વાત છે ?! લોકોએ અર્ઝ કરી, અમારી પાસે વુઝૂ કરવા અને પીવા માટે પાણી નથી પણ કેવળ એ જ છે જે આપની સમક્ષ છે. તો હુઝૂર ﷺ એ પોતાનો દસ્તે મુબારક એ જ પ્યાલામાં મૂકી દીધો, તો આપની આંગળીઓ દરમ્યાનથી ઝરણાંઓની જેમ પાણી ઉભરવા માંડયું. હઝરત જાબિર رضی اللہ عنہ નું બયાન છે કે, અમે તમામ લોકોએ પાણી પીધું અને વુઝૂ કર્યું. હઝરત સાલિમ ફર્માવે છે કે મેં હઝરત જાબિરને પૂછયું કે આપ લોકો કેટલી સંખ્યામાં હતા ? તેમણે ફર્માવ્યું કે જો અમે એક લાખ પણ હોત તો પણ તે પાણી પૂરતુ થઈ રહેત, (એ સમયે) અમારી સંખ્યા પંદરસો હતી. *(બુખારી, ભાગ–૧, પેજ–૫૦૫, મિશ્કાત શરીફ, પેજ–૫૩૨)*

**૧૦.** હઝરત અનસ رضی اللہ عنہ થી રિવાયત છે. એમણે ફર્માવ્યું કે નબી કરીમ ﷺ ની પાસે પાણીનું એક વાસણ લાવવામાં આવ્યું. હુઝૂર ﷺ એ સમયે મકામે ઝવરામાં હતા. આપે પોતાનો મુકદ્દસ હાથ એ વાસણમાં રાખી દીધો તો પાણી હુઝૂરની આંગળીઓ વચ્ચેથી ઉભરાવા લાગ્યું, જેનાથી તમામ લોકોએ વુઝૂ કરી લીધુ. હઝરત કતાદા ફર્માવે છે કે, મેં હઝરત અનસને પૂછયું કે એ સમયે તમે કેટલા હતા ?! તેમણે ફર્માવ્યું, ત્રણસો કે ત્રણસોની આસપાસ. *(બુખારી, ભાગ–૧, પેજ–૫૦૪, મિશ્કાત, પેજ–૫૩૭)*

**૧૧.** હઝરત અલી ઈબ્ને અબી તાલિબ کرم اللہ تعالیٰ وجہہ الکریم એ ફર્માવ્યું કે, હું નબી કરીમ  ની સાથે મક્કામાં હતો. પછી સરકારે અકદસ ﷺ અને અમે મક્કા શરીફના આજુબાજુના વિસ્તારમાં ગયા, તો જે પહાડ કે ઝાડ પણ સામે આવતું તો તે અર્ઝ કરતું, **અસ્સલામુ અલૈક યા રસૂલલ્લાહ !** *(તિર્મિઝી, દારમી, મિશ્કાત, પેજ–૫૪૦)*

**૧૨.** હઝરત જાબિર رضی اللہ عنہ એ ફર્માવ્યું કે, અમે હુઝૂર ﷺ ની સાથે જઈ રહ્યા હતા એવામાં એક દાણા પાણી વિનાની વાદી એટલે મેદાનમાં ઉતર્યા. હુઝૂર ﷺ કઝાએ હાજતના માટે તશરીફ લઈ ગયા,



પરંતુ પર્દાની કોઈ જગા આપને જોવા ન મળી. અચાનક આપની નજર તે વાદીના કિનારે બે ઝાડો પર પડી. હુઝૂર તેમનાથી એકની પાસે ગયા અને તેની એક ડાળખીને પકડીને (ઝાડને) ફર્માવ્યું કે ખુદાના હુકમથી મારી સાથે ચાલ ! તો તે ઝાડ તે ઊંટની જેમ ચાલી પડયું જેના નાકમાં લગામ બાંધેલી રહે છે અને પોતાના ચાલકની ફર્માબરદારી કરે છે, એટલે સુધી કે હુઝૂર તે બીજા ઝાડ પાસે તશરીફ લઈ ગયા, અને તેની એક ડાળી પકડીને ફર્માવ્યું કે, હે (ઝાડ) ! તું પણ ખુદાના હુકમથી મારી સાથે ચાલ ! તો એ પણ પહેલા ઝાડની માફક ચાલી નીકળ્યું, એટલે સુધી કે હુઝૂર જ્યારે તે ઝાડોની વચ્ચેની જગાએ પહોંચ્યા તો ફર્માવ્યું કે, (હે ઝાડો !) તમે બંને ખુદાના હુકમથી આપસમાં મળીને મારા માટે પડદો (આડ) બની જાવ ! તો બંને એક બીજા સાથે મળી ગયાં (અને હુઝૂરે તે ઝાડોની આડમાં કઝાએ હાજત ફર્માવી). હઝરત જાબિરનું બયાન છે કે આ અજબના પ્રસંગને જોઈને હું બેઠો બેઠો વિચારી રહ્યો હતો, એવામાં મારી નજર ઉઠી તો અચાનક મેં જોયું કે હુઝૂરે અકદસ  તશરીફ લાવી રહ્યા છે અને જોયું કે અચાનક તે બંને ઝાડો અલગ થઈ ચાલ્યાં અને પોતાની જગ્યા પર ઉભા થઈ ગયાં. *(મુસ્લિમ, મિશ્કાત, પેજ–૫૩૩)*

**સૂચનો : (૧)** અંબિયાએ કિરામ علیہم السلام થકી નબુવ્વતના દાવાના સમર્થનમાં જે વાત નિયમ વિરૂધ્ધ જાહેર થાય તેને મો'જિઝો કહે છે. હઝરત મીર સૈયદ શરીફ જુર્જાની رحمۃ اللہ علیہ ફર્માવે છે, મો'જિઝો તે ચીજ છે જે આદત (નિયમ) વિરૂધ્ધ હોય અને ભલાઈ તથા નેકબખ્તી તરફ બોલાવનાર હોય, જે નબુવ્વતના દાવા સાથે મળેલી હોય, જેના થકી સચ્ચાઈ પ્રદર્શિત કરવાનો હેતુ હોય જેણે દાવો કર્યો કે બેશક ! તે અલ્લાહનો રસૂલ છે.

**(૨)** અંબિયાએ કિરામ علیہم السلام ના મો'જિઝાઓનો તદ્દન જ ઈન્કાર કરનાર **કાફિર** છે, અધર્મી અને બેદીન છે.

**(૩)** જે મો'જિઝો કતઈ દલીલ (કુર્આની દલીલ)થી સાબિત હોય, જેમ કે મેઅરાજની રાત્રે હુઝૂર સૈયદે આલમ ﷺ નું મસ્જિદે હરામથી મસ્જિદે અકસા સુધી સફર કરવું, **એના પર ઈમાન લાવવું ફર્ઝ** છે

અને તેનો ઈન્કાર કરનાર **કાફિર** છે. *(અશઅતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૫૨૭)*

**(૪)** જે મો'જિઝાઓ મશહૂર હદીષોથી સાબિત હોય, જેમ કે સરકારે અકદસ ﷺ નું મેઅરાજની રાત્રે આસ્માનોનું સૈર ફર્માવવું, એને માનવું લાઝિમ તથા જરૂરી છે અને તેનો મુન્કિર **ગુમરાહ બદ્‌મઝહબ** છે. *(તફસીરાતે અહમદિયહ, પેજ–૩૨૮)*

**(૫)** જે મો'જિઝાઓ (એક જણની) ખબરે વાહિદાથી સાબિત હોય ભલે તે મો'જિઝાની સાબિતી મજબૂતી સાથે હોય કે ન હોય પણ ફઝાઈલમાં તે મોઅતબર (વિ□સનીય) છે.

**(૬)** અંબિયાએ કિરામ علیہم السلام થકી નબુવ્વત પહેલાં જે વાત આદત વિરૂધ્ધ પ્રદર્શિત થાય તેને **"ઈરહાસ"** કહે છે. હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ અશઅતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૫૪૧માં એ જ પ્રમાણે છે.

## ★ કરામતો ★

**૧.** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ એ એક લશ્કર (નેહાવંદની તરફ) મોકલ્યું અને તે લશ્કર પર એક મર્દને સિપેહસાલાર નિયુક્ત કર્યો, જેને "સારિયહ્" કહેતા હતા. તો (એક દિવસે) જ્યારે હઝરત ઉમર رضی اللہ عنہ (મદીના શરીફમાં) ખુત્બો પઢી રહ્યા હતા, તેવામાં એકાએક આપ મોટા અવાજે ફર્માવવા લાગ્યા, હે સારિયહ્ ! પહાડ (ની પનાહ લો ! થોડા દિવસો બાદ) લશ્કરેથી એક કાસિદ આવ્યો તો તેણે અર્ઝ કરી, હે અમીરુલ મો'મિનીન ! અમારા દુશ્મને અમારા ઉપર હુમલો કર્યો તો અમને હરાવ્યા. પછી અચાનક અમે એક પોકારનારનો અવાજ સાંભળ્યો કે, હે સારિયહ્ ! પહાડની પનાહ લો ! તો અમે પહાડની તરફ અમારી પીઠ કરી લીધી (અને દુશ્મનથી લડયા) તો ખુદા તઆલાએ દુશ્મનોને હાર આપી. *(બયહકી, મિશ્કાત, પેજ–૫૪૬)*

**૨.** હઝરત ઈબ્ને મુન્કદિર رضی اللہ عنہ થી રિવાયત છે કે હઝરત સફીનહ رضی اللہ عنہ જેઓ રસૂલે કરીમ ﷺ ના ગુલામ હતા. (એકવાર રોમના



પ્રદેશમાં ઈસ્લામી લશ્કર સુધી પહોંચવાનો) માર્ગ ભૂલી ગયા અથવા કેદ કરી દેવામાં આવ્યા હતા. તો ઈસ્લામી લશ્કરની તલાશમાં ભાગી છૂટયા. અચાનક એક સિંહ તેમને સામે મળ્યો તો આપે સિંહને કહ્યું, હે અબૂ હારિષ ! હું સરકારે અકદસ ﷺ નો ગુલામ છું, મારી સાથે આ પ્રમાણેનો પ્રસંગ બન્યો છે. તો સિંહ (કૂતરાની જેમ) પૂછડી પટપટાવતો નજીક આવીને હઝરત સફીનહની બાજુમાં ઉભો થઈ ગયો (અને સાથે સાથે) ચાલવા લાગ્યો. જ્યારે સિંહ કોઈ ચીજનો અવાજ સાંભળતો તો તેની તરફ દોડી જતો પછી પાછો આવીને તેમની બાજુમાં ચાલવા લાગતો, એટલે સુધી કે હઝરત સફીનહ ઈસ્લામી લશ્કર સુધી પહોંચી ગયા પછી સિંહ પાછો ચાલ્યો ગયો. *(મિશ્કાત શરીફ, પેજ–૫૪૫)*

**૩.** હઝરત અનસ رضی اللہ عنہ થી રિવાયત છે કે ઉસૈદ ઈબ્ને હુઝૈર અને અબ્બાદ ઈબ્ને બિશ્ર رضی اللہ عنہما નબી કરીમ ﷺ સાથે પોતાના કોઈક મસ્અલા બાબતે રાતના એક પહોર પસાર થતા સુધી ચર્ચા કરતા રહ્યા. તે રાત ઘણી જ અંધારી હતી. પછી તે લોકો પોતાના ઘરોએ પાછા વળવા માટે રસૂલે કરીમ ﷺ ની બારગાહેથી નીકળ્યા અને બંને હઝરાતના હાથોમાં નાની નાની લાઠીઓ હતી. પછી તેઓમાંથી એક જણની લાઠી બંનેના માટે પ્રકાશિત થઈ ગઈ. ત્યારબાદ બંને હઝરાત લાઠીની રોશનીમાં ચાલતા રહ્યા એટલે સુધી કે જ્યારે બંનેનો રસ્તો અલગ અલગ થયો તો બીજાની લાઠી પણ પ્રકાશિત થઈ ગઈ ! પછી દરેક પોતપોતાની લાઠીના પ્રકાશમાં પોતાના ઘરો સુધી પહોંચી ગયા. *(બુખારી, મિશ્કાત, પેજ–૫૪૪)*

**સૂચના :** **(૧)** વલી થકી જે વાત સામાન્ય નિયમ વિરૂધ્ધ જાહેર થાય તેને **કરામત** કહે છે અને સામાન્ય મુસલમાનોથી એવી વાત જાહેર થાય તો તેને **"મઉનત"** કહે છે અને બેબાક, ફાસિક તથા ફાજિર અથવા કાફિર થકી જો એ પ્રમાણે જાહેર થાય તો તેને **ઈસ્તેદરાજ** કહે છે અને એથી વિરૂધ્ધ જાહેર થાય તો **"એહાનત"** કહે છે. *(બહારે શરીઅત, ભાગ–૧)*

**(૨)** કરામત હક્ક છે, તેનો ઈન્કાર કરનાર **ગુમરાહ** તથા **બદ્‌મઝહબ** છે. શરહે ફિકહે અકબર, પેજ–૯૫માં છે, અવલિયાએ કિરામથી

કરામતો બહાર પડવાનુ હક્ક છે એટલે કુર્આન તથા હદીષથી સાબિત છે. અને હઝરત શૈખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી બુખારી رحمۃ اللہ علیہ ફર્માવે છે, (અર્થ) : અહલે હક્ક એ વાત પર સહમત છે કે અવલિયાએ કિરામથી કરામતો પ્રદર્શિત થઈ શકે છે. અને અલ્લાહવાળાઓથી કરામતોનું જાહેર થવું કુર્આન તથા હદીષથી સાબિત છે અને સહાબા તથા તથા તાબેઈનની સતત ખબરોથી પણ સ્પષ્ટ છે. *(અશ્અતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૫૯૫)*

**(૩) વલી** તે મુસલમાન છે જે બશરી તાકાત પ્રમાણે ખુદા તઆલાની ઝાત તથા સિફતોનો આરિફ (જાણનાર) હોય, **શરીઅતના હુકમોનો પાબંદ હોય** અને લિજ્જત તથા વાસનાઓમાં મશ્ગૂલિયત ન ધરાવતો હોય. *(શરહે અકાઈદ નસફી, અશ્અતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૯૫)*

**(૪) વલી તે જ શખ્સ થઈ શકે** જેનો અકીદો મઝહબે અહલે સુન્નત વ જમાઅત મુજબ હોય, કોઈ મુર્તદ કે બદ્મઝહબ દા.ત. દેવબંદી, વહાબી, કાદયાની, રાફઝી અને નેચરી વગેરે હરગિઝ વલી થઈ શક્તા જ નથી.

**(૫)** અવલિયાએ કિરામ તથા સાલેહીને એઝામનો ફયૂઝ (ફાયદો) વિસાલ બાદ પણ જારી રહે છે. *(તફસીરે અઝીઝી, પારા–અમ્મ, પે–૫૦)*

## ★ ઈલ્મે ગયબ ★

**૧.** હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ ફર્માવે છે કે એકવાર હુઝૂર અમારા લોકો (ના મજમા)માં ઉભા થયા તો હુઝૂરે મખ્લૂકની પેદાઈશની શરૂઆતથી જન્નતીઓના જન્નતમાં અને દોઝખીઓના દોઝખમાં દાખલ થવા સુધીની સર્વ હાલતોની અમને ખબર આપી દીધી. (હુઝૂર صلی اللہ علیہ وسلم થી સાંભળનારાઓમાં) જેણે એ બયાનને યાદ રાખ્યું તેણે યાદ રાખ્યું અને જે ભૂલી ગયો તે ભૂલી ગયો. *(બુખારી, ભાગ–૧, પેજ–૪૫૩, મિશ્કાત, પેજ–૫૧૬)*

જાણવા મળ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم ને મખ્લૂકાતની પેદાઈશથી લઈને જન્નતીઓના જન્નતમાં અને જહન્નમીઓના જહન્નમમાં પ્રવેશતા



સુધીની સર્વ હાલતોની ખબર છે.

**૨.** હઝરત અબૂ ઝયદ એટલે અમ્ર ઈબ્ને અખ્તબ અન્સારી رضی اللہ عنہ ફર્માવે છે કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ અમને ફજરની નમાઝ પઢાવી અને મિમ્બર પર રોનક અફરોઝ થઈને અમારી સમક્ષ તકરીર ફર્માવી, એટલે સુધી કે ઝોહરની નમાઝનો સમય આવી ગયો. પછી મિમ્બરેથી તશરીફ લાવીને નમાઝ પઢાવી, ત્યારબાદ મિમ્બર પર તશરીફ લઈ ગયા પછી અમારી સમક્ષ તકરીર ફર્માવી, એટલે સુધી કે અસરની નમાઝનો સમય આવી ગયો. પછી મિમ્બર પરથી ઉતરીને નમાઝ પઢાવી, ત્યારબાદ મિમ્બર પર તશરીફ લઈ ગયા એટલે સુધી કે સૂરજ આથમી ગયો. તો એ તકરીરમાં જે કાંઈ થયું અને જે કાંઈ થવાનું છે તમામ પ્રસંગોની ખબર હુઝૂરે અમને આપી દીધી, તો અમારા લોકોમાં સૌથી મોટો આલિમ તે શખ્સ છે જેને હુઝૂરની બતાવેલી ખબરો અધિક યાદ છે. *(મુસ્લિમ શરીફ, ભાગ–૨, પેજ–૩૯૦)*

જાણવા મળ્યું કે હુઝૂર સૈયદે આલમ صلی اللہ علیہ وسلم ને **મા કાન વમા યકૂન**નો ઈલ્મ છે, એટલે કે આપ વર્તમાન, ભૂતકાળ અને ભવિષ્યકાળના સર્વ પ્રસંગો જાણે છે.

**૩.** હઝરત ષૌબાન رضی اللہ عنہ એ કહ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે અલ્લાહ તઆલાએ મારા માટે જમીન સમેટી આપી, તો મેં પૂર્વથી પશ્ચિમ સુધી જમીનનો સર્વ હિસ્સો જોઈ લીધો. *(મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ, પેજ–૫૧૨)*

આ હદીષ શરીફથી જાણવા મળ્યું કે પૂર્વથી પશ્ચિમ સુધી જમીનનો દરેક હિસ્સો હુઝૂર صلی اللہ علیہ وسلم ની નજરો સમક્ષ છે.

**૪.** હઝરત હુઝૈફા رضی اللہ عنہ એ ફર્માવ્યું કે ખુદા તઆલાની કસમ ! હું નથી કહી શક્તો કે મારા સાથીઓ ભૂલી ગયા છે અથવા ભૂલી જવાનું દર્શાવે છે. (આજથી) દુનિયાના અંત સુધી જેટલા ફિત્નાઅંગેઝ લોકો પેદા થશે, જેમના સાથીઓની સંખ્યા ૩૦૦થી વિશેષ હશે, ખુદા તઆલાની કસમ ! હુઝૂરે અમને તેઓનાં નામ, તેમના બાપનાં નામ અને તેઆના ખાનદાનના નામ (સર્વ કાંઈ) જણાવી દીધું. *(અબૂ દાઊદ, મિશ્કાત શરીફ, પેજ–૪૬૩)*

જાણવા મળ્યું કે હુઝૂરનો ઈલ્મ તમામ કુલ્લિયત અને જુઝઈય્યાત ઘેરેલ છે, કેમ કે આપે ભાવિમાં પેદા થનારા ફિત્ના અંગેઝોનાં નામ, તેમના બાપોનાં નામ અને તેમના કબીલાઓનાં નામ લોકોને બયાન ફર્માવ્યાં.

**૫.** હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે સરકારે અકદસ صلی اللہ علیہ وسلم એ હઝરત ઝયદ, હઝરત જાફર અને હઝરત ઈબ્ને રવાહા رضی اللہ عنہم ની શહાદતની ખબર આવતાં અગાઉ તે લોકોના શહીદ થઈ જવાની માહિતી આપતાં ફર્માવ્યું કે, ઝયદે ઝંડો હાથમાં લીધો અને શહીદ કરવામાં આવ્યા, પછી ઝંડાને જાફરે સંભાળ્યો અને તે પણ શહીદ થયા, પછી ઈબ્ને રવાહાએ ઝંડાને લીધો અને તે પણ શહીદ કરવામાં આવ્યા. આપ આ પ્રસંગ વર્ણવી રહ્યા હતા અને આંખોથી અશ્રુઓ જારી હતાં. પછી આપે ફર્માવ્યું કે ત્યાર બાદ ઝંડાને તે શખ્સે લીધો જે અલ્લાહની તલ્વારોમાંથી એક તલ્વાર છે એટલે કે હઝરત ખાલિદ ઈબ્ને વલીદે (ઝંડો લીધો અને ખૂબ જ ઘમસાણની લડાઈ લડતા રહ્યા) એટલે સુધી કે અલ્લાહ તઆલાએ મુસલમાનોને ફતેહ અતા ફર્માવી. *(બુખારી, મિશ્કાત, પેજ–૫૩૩)*

જાણવા મળ્યું કે આખી દુનિયાની હાલતો હુઝૂરની નજરો સમક્ષ છે, કેમ કે જંગે મવતહ જે મુલ્કે શામમાં થઈ રહી હતી અને હુઝૂર صلی اللہ علیہ وسلم તેની સ્થિતિ મદીના મુનવ્વરામાં બેઠા બેઠા જોઈ રહ્યા હતા.

**૬.** હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم મદીના અથવા મક્કાના બાગોમાંથી કોઈ બાગમાં તશરીફ લઈ ગયા તો બે માણસોનો અવાજ સાંભળ્યો જેમના ઉપર તેમની કબરોમાં અઝાબ થઈ રહ્યો હતો. આપે ફર્માવ્યું, આ બંને પર અઝાબ થઈ રહ્યો છે પણ કોઈ મોટી વાતને કારણે નહીં. પછી ફર્માવ્યું, હા ! (ખુદા તઆલા નજીક મોટી વાત છે) : એમાંથી એક તો પોતાના પેશાબથી બચતો ન હતો અને બીજો ચુગલી ખાધા કરતો હતો. પછી આપે ખજૂરની એક લીલી ડાળખી મંગાવી અને દરેકની કબર પર એક એક ટુકડો મૂકી દીધો. હુઝૂર صلی اللہ علیہ وسلم થી અર્ઝ કરવામાં આવી કે, આપે આવું શા માટે કર્યું ?! ફર્માવ્યું, ઉમ્મીદ છે કે જ્યાં સુધી આ ડાળીઓ સૂકાઈ નહીં જાય ત્યાં સુધી આ બંને પર અઝાબ ઓછો રહેશે. *(બુખારી, ભાગ–૧, પેજ–૩૫)*



આ હદીષ પરથી જાણવા મળ્યું કે :–

**(૧)** હુઝૂર صلی اللہ علیہ وسلم ની નિગાહ માટે કોઈ ચીજ આડ નથી બની શક્તી એટલે સુધી કે જમીનની અંદર જે અઝાબ થાય છે એને પણ આપ જોઈ રહ્યા હતા.

**(૨)** હુઝૂર صلی اللہ علیہ وسلم મખ્લૂકાતના દરેક ઉઘાડા અને છુપા કામને જોઈ રહ્યા છે, કે અત્યારે કોણ શું કરી રહ્યું છે અને પહેલાં શું કરતું હતું, કેમ કે આપે ફર્માવી દીધું કે, એક ચુગલી કરતો હતો અને બીજો પેશાબથી બચતો ન હતો.

**(૩)** હુઝૂર صلی اللہ علیہ وسلم દરેક ગુનાહનો ઈલાજ પણ જાણ છે, કેમ કે કબર પર ડાળીઓ મૂકી દીધી જેથી અઝાબ હળવો થયો.

**(૪)** કબરો પર લીલી વનસ્પતિ અને ફૂલ વગેરે નાખવું સુન્નતથી સાબિત છે કેમ કે તેની તસ્બીહથી મુડદાને રાહત થાય છે.

**(૫)** કબર પર કુર્આન મજીદની તિલાવત માટે હાફેઝને બેસાડવો બેહતર છે કેમ કે જ્યારે લીલોતરીના ઝિક્રથી અઝાબ હળવો થાય છે તો ઈન્સાનના ઝિક્રથી ચોક્કસ હલકો થશે.

**(૬)** જો કે દરેક સૂકી તથા લીલી ચીજ તસ્બીહ પઢે છે, પણ લીલી ચીજની તસ્બીહથી મુડદાને રાહત નસીબ થાય છે, એવી જ રીતે **"બેદીનની તિલાવતે કુર્આને પાકનો કોઈ જ ફાયદો નથી"** કેમ કે એનામાં કુફ્રની શુષ્કતા છે અને **"મો'મિનની તિલાવત ફાયદાકારક છે કેમ કે તેમાં ઈમાનની તરી છે."**

**(૭)** લીલોતરી (તથા ફૂલ) "ગુનેહગારોની કબર પર અઝાબ હલકો કરશે" અને "બુઝુર્ગોની કબરો પર સવાબ તથા દરજ્જાઓ વધારશે."

**(૮)** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલે કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, શું તમે એવું સમજો છો કે મારો કિબ્લો આ છે ! ખુદાની કસમ ! મારા પર ન તમારો ખુશૂઅ છુપો છે અને ન રુકૂઅ. હું તમને મારી પીઠની પાછળથી પણ જોઉં છું. *(બુખારી, ભાગ–૧, પેજ–૧૦૨)*

જાણવા મળ્યું કે હુઝૂર صلی اللہ علیہ وسلم ની આંખો આમ (સામાન્ય) આંખોની

જેમ નથી બલ્કે હુઝૂર ﷺ આગળ પાછળ, ઉપર નીચે અને અંધારા તથા અજવાળામાં એક સમાન જોતા હતા, એટલે સુધી કે ખુશૂઅ જે દિલની એક કૈફિયતનું નામ છે તેને પણ હુઝૂર ﷺ જોતા હતા.

**(૯)** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે એક વરૂ બકરીઓના ચરવાની જગાએ આવ્યો, પછી તેના ટોળામાંથી એક બકરી ઉઠાવીને લઈ ગયો. ચરાવનારે તેનો પીછો કર્યો એટલે સુધી કે બકરીને તેની પાસેથી છીનવી લીધી. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ ફર્માવે છે કે પછી તે વરૂ એક ટેકરી પર ચઢીને પોતાની પૂછડી પર બેઠો અને બોલ્યો કે, જે મને ખુદા તઆલાએ આપ્યું તેના પર મેં કબજો કર્યો હતો, પરંતુ હે ચરવાહા ! તેં એને મારાથી છીનવી લીધું ! ચરવાહા (ભરવાડ)એ કહ્યું કે, ખુદાની કસમ ! (આવી અજબની વાત) મેં આજના જેમ કદી નથી જોઈ કે વરૂ બોલે છે ! વરૂએ કહ્યું, એનાથી વધુ આશ્ચર્યજનક તે સાહબ (એટલે કે હુઝૂર )નો હાલ છે જે બે પહાડીઓ દરમ્યાન નખસ્તાન (મદીના)માં રહીને તમામ લોકોને તે તમામ (ગયબી) પ્રસંગોને બયાન કરી રહેલ છે જે ગુજરી ચૂક્યા અને જે પ્રસંગો તમારા પછી થનારા છે, તેને પણ જણાવે છે. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ નું બયાન છે કે તે ભરવાડ યહૂદી હતો. વરૂથી આ વાત સાંભળીને હુઝૂર ﷺ ની ખિદમતમાં હાજર થયો, પ્રસંગ વર્ણવ્યો અને મુસલમાન થઈ ગયો. *(મિશ્કાત શરીફ, પેજ–૫૪૧)*

જાણવા મળ્યું કે જાનવરનો પણ અકીદો છે કે હુઝૂર ﷺ ને **મા કાન વમા યકૂન**નો ઈલ્મ છે.

**(૧૦)** હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું, હઝરત ઉમર رضی اللہ عنہ એ ફર્માવ્યું કે હુઝૂર ﷺ એ જંગે બદરના એક દિવસ અગાઉ અમને લોકોને તે તમામ સ્થળો દેખાડી દીધાં હતાં જ્યાં બદરની લડાઈમાં શરીક થનારા મુશ્રિકો કતલ થયા. જેમ કે આપે ફર્માવ્યું કે, જુઓ ! કાલે ઈન્શાઅલ્લાહુ તઆલા ! ફલાણો શખ્સ અહીં કતલ થઈને પડશે. હઝરત ઉમર رضی اللہ عنہ એ ફર્માવ્યું, કસમ છે તે ઝાતની ! જેણે રસૂલુલ્લાહ ﷺ ને હક્કની સાથે મોકલ્યા છે કે જે સ્થળો હુઝૂર ﷺ એ દર્શાવ્યાં હતાં તેનાથી જરાક પણ ફેરફાર ન થયો, એટલે કે તે કાફિર તે જ સ્થળે માર્યા ગયા જે જગા હુઝૂર



ﷺ એ બતાવી હતી, પછી તે કાફિરોને કૂવાની અંદર ઉપરાતળી નાંખી દેવામાં આવ્યા. *(મિશ્કાત શરીફ, પેજ–૫૪૨)*

જાણવા મળ્યું કે હુઝૂર ﷺને **بِاَیِّ اَرْضٍ تَمُوْتُ** (કઈ જમીનમાં મરશે)નો પણ ઈલ્મ છે, કેમ કે બદરના મેદાનમાં આપે ફર્માવી દીધું કે, ઈન્શાઅલ્લાહુ તઆલા ! કાલે અહીં ફલાણો શખ્સ કત્લ થશે અને અહીં ફલાણો શખ્સ મરશે. પછી બીજા દિવસે હુઝૂર ﷺ ના ફર્માવ્યાનુસાર થયું એટલે કે જે સ્થળો આપે દર્શાવ્યાં હતાં તેમાંથી જરા પર ફેરફાર ન થયો.

**સૂચના : (૧)** "ઈલ્મે ગયબ" એ વાતોને જાણવાને કહે છે જેને બંદાઓ સામાન્ય આદત પ્રમાણે પોતાની અક્કલ તથા પોતાના એહસાસ (અનુભૂતિ) વડે જાણી નથી શક્તા. *(તફસીરે કબીર, ભાગ–૧, પેજ–૧૭૪)*

**(૨)** કુર્આન મજીદ, પારા–૨૯, રુકૂઅ–૧૨માં છે :–

**عٰلِمُ الْغَيْبِ فَلَا يُظْهِرُ عَلٰى غَيْبِهٖۤ اَحَدًا ۙ اِلَّا مَنِ ارْتَضٰى مِنْ رَّسُوْلٍ**

એટલે કે, **ગયબનો જાણનાર (અલ્લાહ તઆલા) તો કેવળ પોતાના પસંદીદા રસૂલોને જ ગયબ પર કાબૂ આપે છે.** જાણવા મળ્યું કે, અલ્લાહ તઆલા પોતાના રસૂલોને ગયબ પર કાબૂ આપે છે, અને જેને ગૈબ પર કાબૂ હોય છે તે જરૂર ગયબ જાણે છે. તો સાબિત થયું કે રસૂલ ગયબ ચોક્કસ જાણે છે. એટલા માટે કે આયતે કરીમાનો ખુલાસો કે, "રસૂલ ગયબ પર માહિતગાર છે" અને એનો પણ કોઈ ઈન્કાર નથી કરી શક્તું કે "દરેક ગયબ પર માહિતી ધરાવનાર ગયબને જાણે છે", તો સાબિત થયું કે રસૂલ ગયબને જાણે છે.

**(૩)** ઈમામ ગિઝાલી رحمۃ اللہ علیہ ફર્માવે છે કે :–

**(અર્થ)** : નબીના માટે એક એવી સિફત હોય છે કે જેનાથી તે ભાવિના ગૈબની વાતો જાણી લીધા કરે છે. *(ઝુર્કાની, ભાગ–૧, પેજ–૨૦)*

બારગાહે રબ્બુલ આલમીન جل جلاله માં દુઆ છે કે, અય મૌલાએ કરીમ ! હદીષો તથા મસાઈલના આ સંગ્રહને પ્યારા મુસ્તફા ﷺ ના સદકામાં તારી રઝાને ખાતર કબૂલ ફર્માવ.

**وَمَا عَلَيْنَا اِلَّا الْبَلَاغُ الْمُبِيْنُ**

# લેખક વિશે વર્ણન તેમના જ હસ્તે

**પેદાઈશ** : હિ.સ. ૧૩૫૨ ઈ.સ. પ્રમાણે ૧૯૩૩ માં જિલ્લા (યુ.પી.)ની મશ્હૂર આબાદી ઓઝાગંજમાં મારી પેદાઈશ થઈ જે બસ્તી શહેરથી ૨૦ કિ.મી. પશ્ચિમ ફૈઝાબાદ ખાતે રોડથી બે કિ.મી. દક્ષિણે આવેલ છે.

**નામ તથા વંશ** : જલાલુદ્દીન અહમદ ઈબ્ને જાન મુહમ્મદ ઈબ્ને અબ્દુર્રહીમ ઈબ્ને ગુલામ રસૂલ ઈબ્ને ઝિયાઉદ્દીન ઈબ્ને મુહમ્મદ સાલિક ઈબ્ને મુહમ્મદ સાદિક ઈબ્ને અબ્દુલકાદિર ઈબ્ને મુરાદ અલી ગુફિરલ્લાહુલહુમુસ્સાઈરુલ મુસ્લિમીન.

**કૌટુંબિક સ્થિતિ** : છેલ્લે વર્ણન કરેલ (મુરાદ અલી) ફૈઝાબાદ જિલ્લાના બળહર ઈલાકાના પ્રખ્યાત રાજપૂત ખાનદાનના એક વ્યક્તિ હતા જેમને લોકો મુરાદસંઘના નામથી ઓળખાતા હતા. તેઓ ઈસ્લામી તા'લીમાતથી પ્રભાવિત થઈને જ્યારે ઈમાનની દૌલતથી સરફરાઝ થયા તો મુરાદઅલી કહેવાયા. ઘરવાળાઓએ દબાણ કરીને ઈસ્લામ ત્યજી દેવા આગ્રહ કર્યો તો જમીનદારી તથા તાલુકાદારી છોડીને ફૈઝાબાદ જિલ્લાની મશ્હૂર મુસ્લિમ આબાદી શહઝાદપુર કસ્બામાં સ્થાયી થયા જેમની ઔલાદ આજે પણ વિશાળ સંખ્યામાં ત્યાં મૌજૂદ છે. તેમની ઔલાદમાંથી મર્હૂમ ઝિયાઉદ્દીન વેપાર અર્થે બસ્તી જિલ્લાના વિવિધ કસ્બાઓ તથા બજારોમાં આવતા રહ્યા. એ દરમ્યાન ઓઝાગંજના મુસલમાનો સાથે સંબંધો સ્થાપિત થયા તો દોસ્તોના મશ્વરાથી જમીન ખરીદીને એ જ આબાદીમાં કાયમી રહેઠાણ કરી લીધું.

મારા દાદા અબ્દુર્રહીમ ખૂબ જ સારા સ્વભાવના, પાકબાઝ તથા ઈબાદતગુઝાર હતા જેઓ ભર યુવાનીમાં ઈન્તેકાલ કરી ગયા. તેમના એક ભાઈ અબ્દુલકરીમ હાજી હતા જેઓ જિંદગીભર ફીસબીલિલ્લાહ



મસ્જિદની ઈમામત કરતા રહ્યા અને બીજા ભાઈ અબ્દુલ મકીમ હતા જેઓ ખૂબ જ મુત્તકી તથા પરહેઝગાર હતા અને રૂધોલીની નજીક પોતાના સસુરાલમાં રહેતા હતા. ઈન્તેકાલના છ માસ પછી પાણીના વહેણથી અસર પામીને તેમની કબર ખુલી ગઈ તો લાશ તરોતાઝા હતી અને કફન પણ મેલુ થયું ન હતું.

મારા વાલિદ જાન મુહમ્મદ મર્હૂમ લાંબા અરસા સુધી પોતાના ઘરે ફીસબીલિલ્લાહ બાળકોને મઝહબી તા'લીમ આપતા રહ્યા અને બાબા અબ્દુલકરીમે પોતાના જીવનમાં તેમને જામેઅ મસ્જિદના ઈમામ નિયુક્ત કર્યા તો તેઓ કેવળ અલ્લાહની રઝાને ખાતર પગાર વિના જીવનભર પાબંદી સાથે નમાઝે પંજગાના તથા જુમ્આ તથા ઈદોની ઈમામત ફર્માવતા રહ્યા. ઘણા જ મુત્તકી તથા પરહેઝગાર હતા. આજે પણ આબાદીના લોકો તેમના તકવા તથા પરહેઝગારીને યાદ કરે છે અને તેમનો ઉલ્લેખ ખૂબ જ એહતેરામની સાથે કરે છે.

મારાં વાલિદા મર્હૂમા બીબી રહમતુન્નિસા એક દીનદાર ઘરાનાનાં પુત્રી હતાં. અને સવારે તિલાવતે કુર્આન મજીદનાં બેહદ પાબંદ હતાં. દુઆએ ગુંજલ અર્શ અને દુરૂદે લખી તેમને મોઢે યાદ હતાં જેને દરરોજ અચૂક પઢયા કરતાં. ૧૪ જમાદીઉલ અવ્વલ હિ.સ. ૧૩૯૯ ઈ.સ. પ્રમાણે ૧૨, એપ્રિલ ૧૯૭૯ના રોજથી હું તેમના જાહેરી સાયાથી મેહરૂમ થઈ ગયો. ખુદા તઆલા તેમની કબ્ર પર રહમતનાં ફૂલો વરસાવે કે તેમણે મારી તા'લીમના બારામાં જે ભાગ ભજવ્યો છે તેનું દૃષ્ટાંત આ જમાનામાં મળવું મુશ્કેલ છે. હું તેમની વૃદ્ધાવસ્થાનો એકનો એક પુત્ર હતો અને પ્રથમવાર જ્યારે હું નાગપુર ગયો તો અઢી વરસ બાદ પાછો આવ્યો એ દરમ્યાનમાં તેમણે મને આવવાના બારામાં પત્ર પણ ન લખ્યો કે જેથી તા'લીમી કોર્સમાં નુકસાન ન થાય. ફજઝાઉલ્લાહુ તઆલા ખૈરુલ્ જઝા.

**તા'લીમનો પ્રારંભ** : જીવનના પાંચમા વરસમાં મારા પિતાના શાગિર્દ મોલ્વી ઝકરિયા સાહબ મર્હૂમ જેઓ ઓઝાગંજમાં જ ફીસબીલિલ્લાહ પોતાના ઘરે એક મકતબ ચલાવતા હતા તેમની પાસે બગદાદી કાયદો શરૂ કર્યો. હિ.સ. ૧૩૫૯માં ઈ.સ. ૧૯૪૦માં સાત વરસની ઉમરમાં કુર્આન મજીદ નાઝરા ખતમ કર્યું તો મોલ્વી મુહમ્મદ

ઝકરિયા સાહબ મર્હૂમ જેઓ કુર્આનના હાફિઝ તો ન હતા પણ હાફિઝોની જેમ તેમને કુર્આન મજીદ યાદ હતું તેમનાથી મેં હિફઝ પઢવાનું શરૂ કરી આપ્યું.

**તા'લીમનો શોખ અને હિફ્ઝે કુર્આનની પરિપૂર્ણતા :** સાત આઠ સાલની ઉમરમાં પણ મને પઢવાનો એટલા પ્રમાણમાં શોખ હતો કે સૂરજ નીકળવાથી પહેલાં સખત ઠંડીના સમયમાં પણ સૌ પ્રથમ મક્તબ પહોંચી જતો હતો. એકવાર દાઝી જવાના કારણે ડાબા ગુઠણે એવો ઝખ્મ થયો કે હું પગે ચાલીને મકતબ જઈ શકતો ન હતો તો એક પગ અને બંને હાથોના ટેકાભેર ચાલીને નિયમિત મકતબ જતો રહેતો અને એક દિવસ પણ ન ભાંગ્યો. બિહમ્દિી તઆલા ષુમ્મ બકરમે હબીબતિલ આલા صلی اللہ علیہ وسلم હિ.સ. ૧૩૬૯ ઈ.સ. ૧૯૪૪માં કેવળ સાડા ત્રણ વરસની અંદર સાડા દસ વરસની નાની વયે હિફઝ પૂર્ણ થઈ ગયું. ઘણા લોકો મને નાબાલિગ હાફિઝ કહેતા હતા અને મારી કુમળી વયના કારણે અન્ય આબાદીના લોકો મને પૂરો હાફિઝ માનતાં ખચકાટ અનુભવતા હતા.

બાલિગ થયા પછી મેં ઈ.સ. ૧૯૪૮માં સૌ પ્રથમ નાગપુર તરાવીહમાં કુર્આન મજીદ સંભળાવ્યું પછી ઈ.સ. ૧૯૬૫ સુધી વિવિધ સ્થળોએ સંભળાવતો રહ્યો, એટલે સુધી કે શોએબુલ ઔલિયા હઝરત શાહ મુહમ્મદ યાર અલી સાહબ عَلَيْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَان ના ખાસ મુરીદ અલ્હાજ શેઠ હયાત મુહમ્મદ સાહબ મર્હૂમે પોતાની મસ્જિદ જે હયાતનગર, ફારસી બાળી, મહોલ્લા ઘાટકોપર મુંબઈમાં જિંદગીભર કુર્આન મજીદ સંભળાવવાનો મારાથી વાયદો લીધો, જેમાં ઈ.સ. ૧૯૬૬થી સતત તરાવીહ પઢાવી રહ્યો છું.

**તા'લીમ અર્થે પ્રથમ સફર :** હિફ્ઝ પૂર્ણ કર્યા બાદ દૌર સંભળાવવા તથા ફારસી તેમજ અરબી પઢવાના માટે મેં ફૈઝાબાદ જિલ્લાના કસ્બા ઈલ્તેફાતગંજની પ્રથમ સફર કરી. ખાવાની જિમ્મેદારી પ્રથમ અમારા એક સંબંધી જનાબ નબીબખ્શ મર્હૂમે ઉઠાવી પછી સત્તર દિવસ બાગીચા મહોલ્લાના ભલા માણસોને ત્યાં જાગીર ખાધા પછી એક



શખ્સે મને ભાઈ બનાવી લીધો. (અફસોસ કે હદીષ لاتجالسوهم પર અમલ ન કરવાના કારણે તે બાદમાં ગુમરાહ થઈ ગયો.) હું તેનું થોડુક ઘણુ કામ પણ કરી આપ્યા કરતો હતો અને સવાર સાંજ પાબંદીથી પઢવા પણ જતો રહેતો હતો. હિફ્ઝ દરમ્યાન ફાજલ સમયમાં મેં ઉર્દૂ લખવા પઢવાનું જાતે જ શીખી લીધુ હતું એટલા માટે ઈલ્તેફાતગંજમાં હિફ્ઝનો દોર સંભળાવવાની સાથે મેં ફારસી આમદનામા શરૂ કરી દીધી જે મૌલ્વી અબ્દુર્રઉફ સાહબે પઢાવી. અને બાનીએ ફયઝુર્રસૂલ શોઐબુલ ઔલિયા હઝરત શાહ મુહમ્મદ યાર અલી કિબ્લા رحمۃ اللہ علیہ ના પીરઝાદા હઝરત મૌલાના અબ્દુલબારી સાહબથી ફારસીની નાની મોટી બાર કિતાબો પઢી અને અરબીની પ્રારંભિક તા'લીમ પણ તેમના થકી મેળવી.

**તા'લીમી અડચણો :** હિ.સ. ૧૩૬૩માં અમારે ઘરે સતત કેટલાય આકસ્મિક બનાવો બન્યા. જ્યારે મારું હિફ્ઝ પૂર્ણ થવાને આડે હતું તો મારા નવયુવાન ભાઈ મુહમ્મદ નિઝામુદ્દીન જેઓ ઘરનો ભાર સંભાળતા હતા તેઓ અચાનક ૪–રમઝાનુલ મુબારક હિ.સ. ૧૩૬૩ના રોજ ઈન્તેકાલ કરી ગયા. આ આઘાતથી ઘરના સર્વ માણસો અધમૂઆ થઈ ગયા. પછી આઠ મહીનાના અંતરે ઘરમાં બેવાર એવી ચોર થઈ કે ચોરોએ પાણી પીવા માટે ગ્લાસ પણ ન છોડ્યું. પછી ૩૦ રમઝાન મુબારક હિ.સ. ૧૩૬૪ ઈ.સ. ૧૯૪૫ના રોજ મૂશળધાર વર્ષાની સાથે અમારા વાલિદની છત્રી પર એવી વીજળી પડી કે સાથેના ત્રણ માણસો તુરત જ મૃત્યુ પામ્યા અને વાલિદ સાહબ મર્હૂમ જો કે બચી ગયા પણ એટલા કમજોર થઈ ગયા કે અધિક કામને લાયક ન રહ્યા. ઘરના સર્વ ખર્ચાનો ભાર વાલિદ સાહબ પર જ હતો કેમ કે મારા સિવાય તેમને કોઈ અન્ય પુત્ર ન હતો. ગરીબી તથા તંગદસ્તીએ ચોતરફથી ઘેરી લીધા પણ તેમ છતાં મારી તા'લીમને તેમણે બંધ ન કરી. છેવટે મારાથી ઘરની આ તંગદસ્તી ન જોઈ શકાઈ તો હિ.સ. ૧૩૬૫ ઈ.સ. ૧૯૪૬માં ઈલ્તેફાતગંજ મહોલ્લા બાગીચાના પૂરાના રઈસ હાજી મુહમ્મદ શફીઅ સાહબ મર્હૂમે જેઓ અતિશય મુત્તકી, પરહેઝગાર, સવારે તિલાવતે કુર્આનના પાબંદ, શરીફ તબીઅતવાળા અને મદ્રસાના ખજાનચી હતા તેમને ત્યાં મેં ખાવા પીવા સાથે રૂા. ૧૦/– મહીને પગાર સાથે એ શર્ત

પર નોકરી સ્વીકારી લીધી કે સવાર સાંજ બબ્બે કલાક પઢવા પણ જઈશ. આ રીતે લગભગ એક વરસ કાઢયું અને મેં ઈલ્તેફાતગંજ મદ્રસામાં ચાલતો કોર્સ પૂર્ણ કર્યો.

હવે ઘરનાં માણસો અને અન્ય સંબંધીઓ મારી તા'લીમ બંધ કરીને કાયમી ધોરણે કોઈ કામમાં લાગી જવાની વાતો કરવા લાગ્યાં એટલે સુધી કે વાલિદૈને આ વાત મારી સમક્ષ રાખી તો એ લોકોને મેં મારી તા'લીમ ચાલુ રાખવા સમંત કરી લીધાં. એટલા માટે કે મારા મોટા ભાઈ મર્હૂમ મુહમ્મદ નિઝામુદ્દીને ઈન્તેકાલથી પહેલાં કહ્યું હતું કે, "મારી તમન્ના હતી કે હું તને પઢવા માટે બરેલી શરીફ મોકલતો અને તને આલિમે દીન બનાવતો પણ અફસોસ કે હવે હું જીવતો રહીશ નહીં." મને તેમની તમન્ના પૂર્ણ કરવાની લગન હતી અને વળી હું એમ વિચારતો કે લોકો મને હાફિઝ કહે છે પણ હું તો જાહિલ છું કે જાહિલોની જેમ હું પણ મસ્અલા મસાઈલ કાંઈ નથી જાણતો, ફરક કેવળ એટલો છે કે તેઓ કુર્આન મજીદ જોઈને પઢે છે અને હું મોઢે પઢું છું ! એટલા માટે હું આલિમ જરૂર થઈશ.

**તા'લીમ માટે બીજી સફર** : હવે મને એવા મદ્રસાની તલાશ ઊભી થઈ કે જ્યાં રાતમાં તા'લીમ થતી હોય અને તે શહેરમાં હોય કે જેથી હું રાતમાં પઢું અને શહેરમાં કોઈ કામ કરીને મારાં માંબાપોની ખિદમત પણ કરતો રહું. જાણવા મળ્યું કે નાગપુર (સી.પી.) શહેરમાં રાત્રે તા'લીમ થાય છે. તો ઈ.સ. ૧૯૪૭ની ધમાલ બાદ તુરંત જ્યારે ટ્રેનમાં મુસ્લિમ ડબ્બા ખાસ રહેતા હતા તેમાં હું નાગપુર પહોંચી ગયો. હઝરત અલ્લામા અર્શદુલ કાદરી સાહબ કિબ્લા مدظلہ العالی ફાતેહે જમશેદપુર એ જમાનામાં મદ્રસા ઈસ્લામિયા શમ્સુલ ઉલૂમના સદર મુદર્રિસીન હતા. સવારે આઠ વાગ્યાથી બાર વાગ્યા સુધી અને રાત્રે ૮ વાગ્યાથી ૧૦ વાગ્યા સુધી તેમનો પઢાવવાનો સમય નિશ્ચિત હતો, પણ હઝરત અલ્લામા મગરિબ બાદ જ આવી જતા અને રાત્રે ૧૨ વાગ્યા સુધી દર્સ તથા તદરીસનો ક્રમ ચાલુ રાખતા. ૨૦–૨૫ છોકરા તેમની પાસે રાતમાં પઢતા હતા. હું પણ મગરિબ બાદ ખાધા પછી પઢવા માટે તેમની પાસે હાજર થઈ જતો અને રાતના ૧૧–૧૨ વાગ્યા સુધી પઢતો



પછી મારા ઠેકાણે આવીને સૂઈ જતો. અને સવારથી સાંજ સુધી કામ કરતો જેનાથી મહીને ૨૫–૩૦ રૂા. થકી મારાં માંબાપની ખિદમત કરતો. અને મારા ખાવા પીવા તથા અન્ય જીવન જરૂરી ચીજોની વ્યવસ્થા કરતો. આ રીતે નાગપુરમાં મારો ક્રમ છેવટ સુધી રહ્યો.

**બચઅતનો શરફ** : મને મસ્અલા મસાઈલ જાણવાનો ઘણો શોખ હતો એટલા માટે હું બચપનથી જ "બહારે શરીઅત"નું નામ સાંભળતો હતો અને હનફી ફિકહની આ મહાન કિતાબને જોઈને તેના લેખક સદરુશ્શરીઅહ્ હઝરત અલ્લામા મૌલાના હકીમ અબુલ ઉલા મુહમ્મદ અમજદઅલી સાહબ આ'ઝમી قدس سرہ થી અકીદત ધરાવતો હતો. હઝરત અલ્લામા થકી જાણવા મળ્યું કે હઝરત સદરુશ્શરઅહ્ એ આ'લા હઝરત ઈમામ અહમદ રઝા બરેલ્વી عَلَيۡهِ الرَّحۡمَةُ وَ الرِّضۡوَانُ ના ખલીફા છે. જેથી ૨૯ જમાદીઉલ અવ્વલ હિ.સ. ૧૩૭૯ ઈ.સ. ૧૯૪૮માં મારા સાથીઓ સાથે હું પણ હઝરતથી મુરીદ થઈને રઝવી સિલસિલામાં દાખલ થયો.

**વાલિદનો ઈન્તેકાલ અને દીની ખિદમતનો પ્રારંભ** : હજી મારી તા'લીમનો ક્રમ ચાલુ જ હતો એવામાં ઝીલ હજજ હિ.સ. ૧૩૭૦ની પ્રારંભિક તારીખોમાં વાલિદ સાહબ અધિક બીમાર થઈ ગયા. ઘરવાળાંઓએ કહ્યું કે તમારી તબીયત ખરાબ છે અને તમારો એક જ પુત્ર છે તેને પત્ર લખીને બોલાવી લો. ફર્માવ્યું કે, નહીં ! પઢાઈનું નુકસાન થશે. પણ બકરા ઈદ બાદ જ્યારે તેઓ ઘણા જ બીમાર થઈ ગયા તો ઘરવાળાઓએ તેમની રજા વિના મને ટેલીગ્રામ આપ્યો. જો કે હું ઘરની સ્થિતિથી બેખબર હતો પણ દિલને દિલથી લગાવ હોય છે, જેથી મારી તબીઅતે અકળામણ અનુભવી જેથી હું ટેલીગ્રામ મળતાં પહેલાં જ ૧૭ ઝીલ હજજના રોજ ઘરે આવ્યો અને ૨૦–ઝીલ હજજ ૧૩૭૦ ઈ.સ. ૧૯૫૧માં વાલિદ સાહબે વિસાલ ફર્માવ્યો. انا للہ وانا الیہ راجعون

હું ઘરવાળાંઓની તસલ્લી ખાતર થોડાક દિવસો ઘરે રહ્યો એ દરમ્યાનમાં દુબુલ્યા બાઝાર જે ઓઝાગંજથી પાંચ કિ.મી. દક્ષિણે છે ત્યાંના મુસલમાનોએ મને તકરીરના માટે બોલાવ્યો તો મેં ત્યાં એક મદ્રસો

સ્થાપી દીધો. લોકોએ મને પઢાવવા માટે મજબૂર કર્યો તો થોડાક દિવસો માટે મેં મંઝૂર કરી લીધું. અને જ્યારે મદ્રસાની વ્યવસ્થા મજબૂત થઈ ગઈ તો હું ફરી નાગપૂર જઈને તા'લીમ પ્રાપ્તિમાં લાગી ગયો અને ૧૮ વરસની વયે ૨૪ શાબાન હિ.સ. ૧૩૭૧, ઈ.સ. પ્રમાણે ૧૯ મે ૧૯૫૨ના રોજ હઝરત અલ્લામા અર્શદુલકાદરી دام ظلہ العالی એ દસ સાથીઓ સાથે મને પણ ફરાગતની સનદ અતા કરી. આ રીતે ઓઝાગંજના ઈતિહાસમાં હું પ્રથમ ફારિગુત્તહસીલ બન્યો.

દસ્તારબંદી પછી હું ફરી દુબુલ્યા બાઝાર મદ્રસામાં તદરીસી ખિદમત અંજામ આપવા લાગ્યો અને તેની તા'લીમી કક્ષાને ઉચ્ચ કરવાની કોશિશ કરી પણ કમિટી સભ્યો ઉત્સાહી ન હતા જેથી તેમણે મારો સાથ ન આપ્યો મને મારી તરક્કીનો માર્ગ અવરોધાતો લાગ્યો જેથી મેં રાજીનામુ આપી દીધું.

**જમશેદપુરમાં** : હઝરત અલ્લામા (અર્શદુલકાદરી)એ અમારા લોકોની દસ્તારબંદી પછી નાગપુરથી જમશેદપુર જઈને મદ્રસા ફૈઝુલ ઉલૂમ સ્થાપ્યો. દુબુલ્યા મદ્રસાથી ઝી કઅદા હિ.સ. ૧૩૭૩ ઈ.સ. ૧૯૫૪માં રાજીનામુ આપ્યા બાદ હઝરતના બોલાવવાથી હું પણ જમશેદપુરમાં પહોંચી ગયો. એ જમાનામાં જમશેદપુરનો ઐતિહાસિક મુનાઝરો થયો જેમાં અહલે સુન્નત વ જમાઅતને ઉઘાડી જીત (ફતહે મુબીન) હાંસલ થઈ અને મુનાઝિરે અહલે સુન્નત હઝરત અલ્લામા અર્શદુલકાદરી સાહબને જલીલુલકદર ઉલમાએ કિરામે ''ફાતેહે જમશેદપુર''નો લકબ આપ્યો. મદ્રસા ફયઝુલ ઉલૂમમાં તે સમયે કોઈ મુદર્રિસની જરૂરત ન હતી એટલા માટે મને એક મક્તબમાં પઢાવવા માટે મુકર્રર કરવામાં આવ્યો તો હું ભગ્ન હૃદયે લગભગ પાંચ મહીના બાદ હઝરત અલ્લામાની રજા લઈને ઘરે પાછો ચાલ્યો આવ્યો.

**ભાવપુર જિ. બસ્તીમાં** : એ જમાનામાં બાનીએ ફયઝુર્રસૂલ શોઐબુલ ઔલિયા હઝરત શાહ મુહમ્મદ યાર અલી સાહબ કિબ્લા رحمۃ اللہ علیہ ગ્યારવી શરીફના પ્રોગ્રામ સમદા જિ. ફૈઝાબાદમાં કર્યા કરતા હતા. અને તે વખતે શેરબે શએ અહલે સુન્નત હઝરત હશ્મતઅલીખાં સાહબ قدس سرہٗ મોટા ભાગે શોઐબુલ ઔલિયાની સાથે રહ્યા કરતા હતા.



મેં શોઐબુલ ઔલિયાને ગ્યારવીં શરીફના મોકા પર સમદામાં મુલાકાત કરી તો હઝરતે ખૂબ જ ઈજ્જત કરી અને હઝરત શેર બે શએ અહલે સુન્નત સાથે મારી ઓળખાણ કરાવી તો તેઓ પણ ખૂબ જ ઈજ્જતથી વર્તયા. પછી બંને બુઝુર્ગોના મશ્વરાથી બસ્તી જિલ્લાના ભાવપુરના મદ્રસા કાદરિયા રઝવિય્યહ્‌ની તદરીસી ખિદમતના માટે મને નિયુક્ત કરવામાં આવ્યો. જેથી હું જમાદીઉલ અવ્વલ હિ.સ. ૧૩૭૪, જાન્યુઆરી ૧૯૫૫ ઈ.સ.માં ભાવપુર આવી ગયો. ત્યાં કેટલાયે વરસો અગાઉથી હઝરત શેર બેશએ અહલે સુન્નતની સરપરસ્તીમાં મદ્રસો ચાલી રહ્યો હતો પરંતુ ત્યાંની ખમીરમાં ફિત્નો હોવાથી મારાથી અગાઉ ઘણાયે ઉલમા આવ્યા અને ફિત્નાથી આજિઝ આવીને જતા રહ્યા. મેં ત્યાં પહોંચીને મદ્રસાને આગળ વધારવાની ભરપુર કોશિશ કરી અને રાત દિવસની ભાગદોડ થકી મદ્રસાને એ મંઝિલે પહોંચાડી આપ્યો કે એથી પહેલાં કદી આટલી પ્રગતિ ન કરી હતી પણ મારી હાજરીમાં પણ ફિત્નો ખડો થઈ ગયો તો આજિઝ આવીને ઝી કઅદા હિ.સ. ૧૩૭૫ ઈ.સ. ૧૯૫૬માં મેં રાજીનામુ આપી દીધું.

**ફયઝુર્રસૂલમાં** : મઝહબે અહલે સુન્નતની તબ્લીગ, મસ્લકે આ'લા હઝરતના પ્રચાર અને બસ્તી તથા ગોન્ડા જિલ્લામાં વધતી બદ્‌મઝહબીને નાથવા માટે હઝરત શાહ સાહબ عَلَيْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ હઝરત શેર બેશએ અહલે સુન્નત قدس سرہٗ જેવા જાદૂઈ વાણી મુકર્રિર તથા મુનાઝિરને લઈને ઘણા ગામડાંઓનો દૌરો કર્યો, જેમની તકરીર તથા મુનાઝરાએ પૂરા ઈલાકામાં ધૂમ મચાવી દીધી અને સુન્નિયતમાં નવી રૂહ ફૂંકી દીધી પરંતુ કેમ કે તા'લીમની સરખામણીમાં તકરીર તથા મુનાઝરાની અસરો અધિક સમય માટે નથી હોતી એટલા માટે હઝરત શોએબુલ ઔલિયાની ખાસ તમન્ના હતી કે એ ઈલાકામાં અહલે સુન્નતના મદ્રસાની તા'લીમી કક્ષાને અધિક ઉચ્ચ કરવામાં આવે, જેથી તા'લીમ ખૂબ પ્રસરી જાય. એટલા માટે આપે આપના તમામ મુરીદો તથા ચાહકોને મદ્રસા નૂરુલ ઉલૂમ તુલસીપુર, અંજુમને મોઈનુલ ઈસ્લામ પૂરાની બસ્તી અને મદ્રસા કાદરિયા રઝવિય્યા ભાવપુરની ઈમદાદ તથા સહાય કરવાની તાકીદ કરતા. પરંતુ ભાવપુરની ફિત્નાઅંગેઝીના કારણે ત્યાં મદ્રસો ચાલવાની

ઉમ્મીદ ન રહી. અંજુમને મોઈનુલ ઈસ્લામ, પૂરાની બસ્તીના સભ્યોએ હઝરત મૌલાના બદરુદ્દીન અહમદ સાહબ રઝવી જેવા મહેનતી આલિમને કામ કરવા ન દીધું અને મદ્રસા અન્વારુલ ઉલૂમ તુલસીપુર જે ઘણો જ તરક્કી પર હતો પણ મતભેદોના સબબે તે પણ ઝડપભેર અધોગતિના પંથે જઈ રહ્યો હતો. તો હઝરત શોઅબુલ અવલિયાએ ફરી મક્તબે ફયઝુર્રસૂલને દારુલ ઉલૂમ ફયઝુર્રસૂલ બનાવવા ચાહ્યો, કેમ કે હિ.સ. ૧૩૫૪ ઈ.સ. ૧૯૩૫થી હિ.સ. ૧૩૫૮ ઈ.સ. ૧૯૩૯ સુધીમાં એકવાર દારુલ ઉલૂમ ફયઝુર્રસૂલ ફરી મક્તબ ફયઝુર્રસૂલ બની ગયો હતો.

ઝીલ હજ્જ હિ.સ. ૧૩૭૪, જુલાઈ ૧૯૫૫ ઈ.સ.માં જ્યારે ભાવપુરમાં નવા નવા ફિત્ના જન્મ લઈ ચૂક્યા હતા, હઝરતે માણસ મોકલીને મને બ્રાઉન શરીફ બોલાવ્યો. હું હાજર થયો તો ફર્માવ્યું કે હું આ વિસ્તારના મદ્રસાઓના ચાલવાથી નિરાશ થઈ ગયો છું જેથી મારે ત્યાં ખૂદ દારુલ ઉલૂમ ચલાવવાનો નિશ્ચિય કરી લીધો છે. સાંભળ્યું છે કે તમે ભાવપુરમાં રહેવાના નથી. હું એવું નથી ચાહતો કે તમે ભાવપુર છોડી દો, પરંતુ જો છોડી આપો તો કોઈ અન્ય ઠેકાણે ન જશો બલ્કે અમારે ત્યાં આવશો કે અત્યારે મારે એક સારા આલિમની તલાશ છે. મેં વિચારી સોચીને જવાબ આપવાનો વાયદો કર્યો અને ભાવપુર પહોંચ્યા બાદ એના લીધે કે ક્યારેક અલ્લાહવાળાઓથી બહુ જ અધિક નિકટતા ઝહમતનો સબબ બની જાય છે, જેથી મેં હઝરતને ના પાડતો પત્ર લખી દીધો. પરંતુ ભાવપુરમાં ફિત્નાના સબબે રહેવું અશક્ય થઈ ગયું તો રાજીનામુ દઈને બ્રાઉન શરીફ આવી ગયો અને એક ઝીલ હજ્જ હિ.સ. ૧૩૭૫, ૧૦–જુલાઈ ઈ.સ. ૧૯૫૬થી બાકાયદા દારુલ ઉલૂમ ફયઝુર્રસૂલનો મુદર્રિસ બની ગયો અને લગભગ ૨૫ વરસોથી સતત એ જ દારુલ ઉલૂમ ફયઝુર્રસૂલમાં મારા સ્થાનની ફરજો અંજામ આપી રહ્યો છું.

ફયઝુર્રસૂલનો પાયો ખુલૂસ પર હોવાને લઈને અને હઝરત શાહ સાહબ કિબ્લા رحمۃ اللہ علیہ ઉલમા તથા તલબાની ખૂબ જ કદર કરતા હતા અને તેમના સાહબઝાદાઓ પણ ઉલમા તથા તલબાની ખૂબ ઈજ્જત કરે છે એટલા માટે આ ઈદારો રોજ પ્રગતિના પંથે આગેકૂચ કરી રહ્યો છે



અને જ્યાં સુધી હઝરતની ઔલાદ તેમના ઉસૂલો પર ચાલતી રહેશે અને તેમના નક્શે કદમને પોતાના માટે દીવાદાંડી બનાવશે તો યકીનન ! આ ઈદારો તરક્કી જ કરતો રહેશે.

બાની ફયઝુર્રસૂલ શોએબુલ ઔલિયા હઝરત શાહ મુહમ્મદ યારઅલી સાહબ કિબ્લા رحمۃ اللہ علیہ નો ૨૨ મુહર્રમ હિ.સ. ૧૩૮૬ના રોજ વિસાલ થયો. આ રીતે બફદ્લિહી તઆલા ૧૧ વરસથી વધુ તેમની ખિદમતમાં રહેવાનો મોકો મળ્યો જેનાથી અમારા દીનમાં અધિક વિશેષ નિખાર પેદા થઈ ગયો.

**તા'લીમી પ્રગતિ** : તાલિબે ઈલ્મીના સમયમાં દિવસભર કામ કરવા અને કેવળ રાત્રે પઢવાના સબબે કોઈ ખાસ ઈલ્મી કાબેલિયત પેદા ન થઈ શકી હતી અને પછી ફરાગત પછી કોઈ એવી જગા ન મળી શકી હતી કે જ્યાં હું તરક્કી કરતો. પરંતુ ફયઝુર્રસૂલના પુરસૂકુન માહોલમાં પહોંચ્યા બાદ હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ ના કૌલ

ادرکت العلم بالحمد والشکر وما بخلت بالافادۃ وما استنکفت عن الاستفادۃ

ને મશ્અલે રાહ (દીવાદાંડી) બનાવ્યો અને મારી કોશિશ તથા જદ્દો જેહદને અંતિમ કક્ષાએ પહોંચાડી અને લાભ ઉઠાવવા તથા લાભ પામવામાં કોઈ નાનમ કે કંજૂસાઈ ન કરી, સમયની કદર કરી અને તેને ન વેડફયો. દર્સી કિતાબોને શરહો તથા હાશિયાઓનો ઊંડો અભ્યાસ કર્યા બાદ પઢાવી, ઉસ્તાદો તેમજ વાલિદાને ખુશ રાખ્યાં, તેમની ખિદમતો કરી, તેમનાથી દુઆઓ લીધી અને યકીન કર્યું કે હકીકતમાં ઈલ્મ હાંસલ કરવાનો સમય ફરાગત બાદ છે અને તાલિબે ઈલ્મીના જમાનામાં કેવળ ઈલ્મ પ્રાપ્ત કરવાની ક્ષમતા પેદા કરવામાં આવે છે તો ખુદા તઆલાએ મને એ મંઝિલે પહોંચાડી આપ્યો જેની કદાપિ કલ્પના ન કરી શકતો હતો.

**ફતવા લેખનકાર્ય** : દારુલ ઉલૂમ ફયઝુર્રસૂલની નવેસરથી શરૂઆત થતાં જ ઈસ્તિફતા (શરીઅતને લગતા પ્રશ્નો) આવવા શરૂ થઈ ગયો. પહેલાં હઝરત મૌલાના બદરુદ્દીન અહમદ સાહબ કિબ્લા રઝવી, માજી સદર મુદર્રિસીને થોડાક ફત્વા લખ્યા. પછી મેં ૨૪ સફર હિ.સ. ૧૩૭૭, ઈ.સ. ૧૯૫૭ના રોજ ૨૪ વરસની વયે પ્રથમ ફત્વો લખ્યો.

હઝરત મૌલાનાએ ફત્વાનવેસીથી મારી દિલચસ્પી જોઈને કાયમી ધોરણે એ કામ મને સુપ્રત કરી આપ્યું.

પહેલાં એ કામ હું પઢાઈ સિવાયના સમયે કર્યા કરતો હતો, પરંતુ જ્યારે કામ વધી ગયું તો તા'લીમના સમયમાંથી એક કલાક પછી બે કલાક અને હવે ત્રણ કલાક ફતવા લેખન માટે ખાસ છે.

દેશ પરદેશથી આવેલા સવાલોના જવાબો લખવાના માટે આ સમય પણ અપૂરતો છે. પણ ફતવા લેખનના કારણે હદીષ, તફસીર, ઉસૂલે ફિકહ, સરફ તથા નહ્‌વ, અદબ અને મન્તિક વગેરેના સબકો મારી દર્સગાહમાં પ્રથમથી બંધ છે અને હું દર્સ તથા તદરીસથી બિલકુલ અલગ નથી થવા ચાહતો, કેમ કે ઈલ્મી સલાહિયત સલામત રાખવા માટે હું તેને ખૂબ જ જરૂરી સમજુ છું. વળી દારુલ ઉલૂમના તલબા અમારી દર્સગાહમાં ફિકહ પઢવાના માટે ઘણી કોશિશ કરે છે એટલા માટે સમયમાં અવકાશ ન હોવા છતાં શરહે વકાયા તથા હિદાયા અવ્વલીન તથા આખરીનના સબકો પઢાવી આપ્યા કરું છું અને ફતવા લેખનનાં બાકી રહેતાં કામો રાત્રે કરી લીધા કરું છું.

મુરીદને જો પીર પ્રત્યે ખરેખર ખુલૂસ હોય તો પીરના ખાસ ગુણનું પ્રતિબિંબ મુરીદમાં સમાયેલ હોવું જરૂરી છે, એટલા માટે પીરના ખાસ ગુણની ઝલક જો મુરીદમાં ન પામવામાં આવે તો હું તેને સાચો મુરીદ નથી સમજતો. **શોએબુલ ઔલિયા હઝરત શાહ મુહમ્મદ યાર અલી સાહબ કિબ્લા** رحمۃ اللہ علیہ **નમાઝ તથા જમાઅતની ખૂબ જ કાળજી રાખતા હતા, એટલે સુધી કે નમાઝ તો નમાઝ, જમાઅત તો જમાઅત પણ ૪૮ વરસ સુધી તકબીરે ઉલા પણ નથી છૂટી !** તો તેમનો જે મુરીદ હોય તે નમાઝ તથા જમાઅતની કાળજી ન લે તો અમે તેને રસમી મુરીદ કહીશું.

અમારા એક મુખ્લિસ ચાહક મિર્ઝા જમાલ બેગ મર્હૂમે કહ્યું કે મારાં વાલિદા હઝરત શાહ સાહબનાં મુરીદ છે પણ હું કોઈ ફયૂઝ નથી જોતો. મેં કહ્યું, સાંભળ્યું છે કે આપના ઈલાકામાં સ્ત્રી તો સ્ત્રી કોઈ પુરૂષ પણ તેમના જેવો નમાઝ નથી ! શું આ શાહ સાહબ رحمۃ اللہ علیہ નો ફયૂઝ નથી ?!



અને સૈયદી મુર્શિદી સદરુશ્શરીઅહ્‌ હઝરત અલ્લામા મૌલાના હકીમ અબુલ ઉલા મુહમ્મદ અમજદ અલી સાહબ رحمۃ اللہ علیہ સર્વ ઈલ્મો તથા વિદ્યાઓમાં સંપૂર્ણ પ્રભુત્વ ધરાવતા હતા પણ ફિકાહતનો ગુણ તેમનામાં અતિશય વિશિષ્ટ હતો, જેથી આ હઝરત સદરુશ્શરીઅહ્‌ رحمۃ اللہ علیہ નો ફયૂઝ છે કે દર્સ તથા તદરીસ, લેખન તથા સંપાદન અને દારુલ ઉલૂમની અન્ય વ્યસ્તતાની સાથે ૨૫ વરસમાં દોઢ હજારથી વિશેષ ફતવા લખ્યા જે ફુલ સ્કેપ સાઈઝના એક હજારથી અધિક પેજો પર ફેલાયેલા છે અને નજીકના ભવિષ્યમાં "ફતાવા ફયઝુર્રસૂલ"ના નામથી છપાઈને પ્રસિદ્ધ થનાર છે.

**વઅઝ તથા તકરીર :** દર્સ તથા તદરીસ, લેખન તથા સંપાદન અને ફતવા લેખનની સાથોસાથ મેં વઅઝ તથા તકરીરની પણ કોશિશ કરી, એટલા માટે કે જાહિલ અવામની તબ્લીગના માટે આ જ એક ઝરીયો છે. એના અનુસંધાનમાં યુ.પી. રાજ્યના વિવિધ જિલ્લાઓ તથા અન્ય રાજ્યો બિહાર, ઓરિસ્સા, મધ્ય પ્રદેશ, રાજસ્થાન, મહારાષ્ટ્ર, ગુજરાત અને નેપાળ રાજ્યના જલસાઓમાં ઘણીવાર શરીક થવાના પ્રસંગો બન્યા અને લોકોએ અમારી વઅઝોને દિલચસ્પી સાથે સાંભળી.

એ વાત અતિશય અફસોસજનક છે કે આજકાલ વઅઝ તથા તકરીરના બારામાં આપણી જમાઅતનો મિજાઝ ખૂબ જ બગડી ગયો છે કે **સીરતુન્નબીના મુબારક સ્ટેજ પર ફાસિક તથા ફાજિર દરેક પ્રકારના શાયરોને ખૂબ બોલાવવામાં આવે છે અને ૧૧-૧૨ વાગ્યે રાત્રે મોડે સુધી ફિલ્મી તથા ઠુમરી વગેરે દરેક પ્રકારની ધૂનના શેઅરો પઢવામાં આવે છે,** પછી થોડીવાર માટે આલિમની તકરીર થાય છે અને અંતમાં ફરી શેઅરો પઢવામાં આવે છે. આ રીતે તકરીરની જે કાંઈ અસર હોય છે તે નષ્ટ થઈ જાય છે અને શ્રોતાઓ કેવળ નગ્મા તથા તરન્નુમની અસર લઈને પોત પોતાને ઘરે જાય છે.

અમુક જલસાઓમાં તો એટલા મોટા શાયરો બોલાવવામાં આવે છે જેઓ મોટા મોટા શૈખુલ હદીષથી પણ મોટા હોય છે ! કે એમનાથી વધારે શાયરની ઈજ્જત તથા સ્વાગત થાય છે, લોકો તેને ઘેરીને રહે છે

અને ખૂબ જ ઈજ્જત તથા માનભેર તેને વિદાય કરે છે.

હું એવા જલ્સાઓમાં જ્યાં ગવૈયા શાયર હાજર હોય તેમાં શિર્કત કરવાથી પરહેઝ કરું છું કેમ કે મઝહબી જલસાઓમાં મઝહબી પેશવાઓની ઉતરતા ક્રમની હેસિયત હોવી મઝહબ તથા મઝહબી પેશ્વા બંનેની મૌત છે.

**લેખન તથા સંપાદન** : દર્સ તથા તદરીસ અને ફત્વાનાં કામો વગેરેની વ્યસ્તતા છતાં મેં ફયઝુર્રસૂલમાં આવતાં જ લેખન તથા સંપાદનનો ક્રમ શરૂ કરી આપ્યો. ૨૫ વરસમાં નાની મોટી જેટલી કિતાબો લખી તે આ પ્રમાણે છે :–

મૌલાના રૂમ رحمۃ اللہ علیہ ની મષ્નવી શરીફમાંથી ચૂંટી કાઢેલ વાતો તર્જુમા તથા સંક્ષિપ્ત ખુલાસા સાથે તે "ગુલદસ્તાએ મષ્નવી" તથા "ગુલઝારે મષ્નવી", કુર્આની આયતોથી એક સર્વને સમજમાં આવે તેવી અને સંક્ષિપ્ત કિતાબ "મઆરિફે કુર્આન", "સજદાએ તા'ઝીમ", પબ્લિકના અકીદા તેમજ રોજ ઉપસ્થિત થતા નમાઝ, ઝકાત અને રોઝા વગેરેના મસાઈલમાં સંક્ષિપ્ત પણ સમૃદ્ધ કિતાબ "અન્વારે શરીઅત" ઉર્ફે અચ્છી નમાઝ, હજ્જ વ ઝિયારત, આઠ વિવિધ મસ્અલાઓનો તહકીકી ફૈસલા, બાળકો તથા બાળકીઓનો સુન્નિયત અફરોઝ સિલસિલો નૂરાની તા'લીમ તથા અન્વારુલ હદીષ.

બિહમ્દિહી તઆલા આ સર્વ કિતાબો કેટલીયે વાર છપાઈને અવામ તેમજ ખાસ લોકોથી દાદ મેળવી ચૂકી છે. આ સર્વ કિતાબોમાં સૌથી મહત્વની **અન્વારુલ હદીષ** છે જેની બે આવૃત્તિઓ હિંદુસ્તાનમાં છપાઈ ચૂકી છે અને ત્રીજી આવૃત્તિ રઝા પબ્લિકેશન્સ લાહોરે ખૂબ જ સારી ઢબથી છાપીને તેને ચાર ચાંદ લગાડી આપ્યા છે. ઈસ્તિફતાની અધિક્તાના કારણે હવે ફુરસદ નથી મળતી જો મોકો મળ્યો તો મરતાં પહેલાં કેટલીક મહત્વની તથા લાભદાયી કિતાબો લખવાની તમન્ના છે.

આપણી જમાઅતમાં લેખન સંપાદનની ખૂબ જ ઉણપ છે. ગૈર લોકો કુર્આન તથા હદીષના તર્જુમાઓ, તેમની તફસીરો તથા ખુલાસાઓ, દર્સી કિતાબોની શરહો તથા હાશિયાઓ અને તેના તર્જુમાઓ, તારીખ તથા



સિયર અને અખ્લાક તથા તસવ્વુફ વગેરે દરેક ઈલ્મ તથા વિદ્યાની કિતાબો લખવામાં આગળ આગળ છે અને આપણે બિલકુલ ન લખવાના બરાબર છે. એટલા માટે કે **આપણી જમાઅતના મોટા ભાગના તે જલીલુલ કદર આલિમો જેઓ લેખન તથા સંપાદનની ભરપુર સલાહિયત (ક્ષમતા) ધરાવે છે તેઓ પોતાનો સંપૂર્ણ સમય વઅઝ તથા તકરીર, પીરી મુરીદીમાં ખર્ચી કાઢીને પોતાની આ મહાન જિમ્મેદારીથી ગફલત વર્તી રહ્યા છે,** અમે એવું નથી કહેતા કે તેઓ પીરી મુરીદી તથા વઅઝ તથા તકરીર ન કરે પરંતુ તેમનાથી એટલી અરજ જરૂર કરીશું કે સમયની આ મહત્વની જરૂરત પ્રતિ ધ્યાન ધરે અને પોતાની વ્યસ્તતામાંથી સમય કાઢીને લેખન કાર્ય જરૂર કરે, નહીં તો સુન્નિયતનું ભાવિ અંધકારમયથી અંધકારમય થતુ જશે.

**હરમૈન તૈયેબેનની સફર** : ૧૯ શવ્વાલ હિ.સ. ૧૩૯૬, ૧૪ ઓકટો. સ.સ. ૧૯૭૬ જુમેરાતે આ મુકદ્દસ સફરના માટે હું મારા વતનથી રવાના થયો ઓઝાગંજ તથા આસપાસના પુષ્કળ મુસલમાનોએ ખૂબ જ શાનદાર જુલૂસ સાથે વિદાય કર્યો. સાંજ સુધીમાં હું બ્રાઉન શરીફ પહોંચ્યો. ૨૧ શવ્વાલે શોએબુલ ઔલિયા હઝરત શાહ મુહમ્મદ યાર અલી સાહબ કિબ્લા عَلَيْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ ના મઝાર પાક પર હાજરી આપ્યા બાદ હું બ્રાઉન શરીફથી રવાના થયો. હઝરતના સાહબઝાદાઓ તથા ફયઝુર્રસૂલના આલિમો તથા તલબાએ ખૂબ જ માનભેર મને વિદાય કર્યો. ચાહકો તથા બુઝુર્ગોની દુઆઓનો તોશો એકત્ર કરતાં કરતાં ૨૪ શવ્વાલે મુંબઈ પહોંચ્યો. હાજી શેઠ હયાત મુહમ્મદ સાહબ મર્હૂમ તથા જનાબ શેઠ અબૂબક્રખાન સાહબને ત્યાં ઘાટકોપર મહોલ્લામાં દોઢ અઠવાડિયુ રોકાણ રહ્યું. પછી ૬ ઝીલ કઅદા, ૩ ઓકટોબર એમ. ડી. અકબર દરિયાઈ જહાઝથી રવાના થઈને ૧૩ ઝીલ કઅદાએ અસરના સમયે જિદ્દાના કિનારે ઉતરાણ થયું. બીજા દિવસે ૧૪ ઝી કઅદાએ રાતના સમયે મક્કા શરીફ હાજર થયો અને લગભગ બે વાગ્યે કા'બા મોઅઝઝમાના તવાફથી પ્રથમવાર મુર્શરફ થયો.

મક્કા શરીફમાં એક અઠવાડિયુ રોકાયા બાદ ૨૨ ઝીલ કઅદા

સોમવારે અસરની નમાઝ પઢીને મદીના તયબાહના માટે રવાના થયા. મગરિબની નમાઝ શહેરથી બહાર નીકળીને થોડાક માઈલના અંતરે પઢી અને ઈશાની નમાઝ બદર મુકામે અદા થઈ. આ રીતે રાત્રે એક વાગ્યે તે પવિત્ર શહેરમાં દાખલ થઈ ગયા જે આશિકોના ઈમાનનો કિબ્લો છે. અને ૨૩ ઝીલ હજ્જ ફજરની નમાઝના સમયે સરકારે આ'ઝમ ﷺ ના મવાજહે અકદસમાં રડતાં રડતાં હાજર થયો.

આ'લા હઝરત ઈમામ અહમદ રઝા عَلَيْهِ الرَّحْمَةُ وَالرِّضْوَانُ ના ખલીફા હઝરત અલ્લામા મૌલાના ઝિયાઉદ્દીન અહમદ સાહબ કિબ્લા مدظله العالی જેમની જન્મ તારીખ હિ.સ. ૧૨૯૪ છે, તેઓ દસ વરસ બગદાદ શરીફમાં રોકાણ કર્યા બાદ લગભગ ૭૦ વરસથી મદીના મુનવ્વરામાં સ્થાયી છે. સાઈઠ હજ્જથી વધુ કરી ચૂક્યા છે અને તેમના મુરીદો તથા ખલીફા આખા ઈસ્લામી જગતમાં ફેલાયેલા છે. તેઓ મગરિબની નમાઝ બાદ દરરોજ મીલાદ શરીફની મેહફિલ ગોઠવે છે બાદમાં સર્વ હાજરજનોની સારી મહેમાન નવાઝી કરે છે.

બીજા દિવસે હું પણ એ મુબારક મેહફિલમાં શરીક થયો. હઝરતને ઈશ્કે રસૂલમાં ચૂર પામ્યા. અને તેમની મેહફિલમાં મને ચોતરફ ઈશ્કે રસૂલના જ જલ્વા જોવા મળ્યા. જ્યારે મજમો ઓછો થયો તો મેં હઝરત સાથે સલામ તથા મુસાફો કર્યો. ખૂબ જ મહોબ્બતપૂર્વક વર્તયા. જતી વેળા મેં ૨૦ રિયાલ નઝર પેશ કરી. કબૂલ કરતાં ફર્માવ્યું કે આ મામલામાં મારો મસ્લક છે કે તમઅ ન કરો મના ન કરો. ખૂબ જ બુઝુર્ગ હસ્તી છે, ખુદા તઆલા તેમની હયાતે મુબારકાને અધિકથી અધિક લાંબી કરે.

ત્રીજા દિવસે અઝીઝે ગિરામી મૌલાના મુહમ્મદ ઈબ્રાહીમ હિન્દી જેઓ ફયઝુર્રસૂલથી પઢી ચૂક્યા છે અને હાલમાં મદીના તયબહમાં સ્થાયી છે તેમની સાથે મુલાકાત થઈ. તેમને સાથે લઈને જન્નતુલ બકીઅમાં હાજર થયો. ત્રીજા ખલીફા હઝરત ઉષ્માન ગની, બીબી હલીમા, બીબી ફાતેમા, હઝરત ઈમામ હસન, હુઝૂર ﷺ ની પાક બીવીઓ તથા અન્ય સહાબીઓ તથા સહાબિયાત رِضْوَانُ اللهِ تَعَالٰی عَلَيْهِمْ اَجْمَعِيْنَ ના મુબારક



મઝારોની વેરાની જોઈને ઘણુ જ દુઃખ થયું કે પહેલાં એ મઝારો પર કેવાં શાનદાર ગુંબદો બનેલા હતા જેને નજદી વહાબી ગવર્નમેન્ટે ખોદીને ફેંકી દીધા.

જન્નતુલ બકીઅની હાજરી બાદ જંગે ઓહદના સ્થળે બીરે હઝરત ઉષ્માન رضی اللہ عنہ , મસ્જિદે કિબ્લતૈન, જંગે ખંદકના સ્થળે, મસ્જિદે કુબા તથા અન્ય મુબારક સ્થળોની ઝિયારત કરતાં કરતાં બાગે સલ્માન, ફારસી رضی اللہ عنہ માં હાજર થયા જેથી હુઝૂર ﷺ ના દસ્તે અકદસ વડે લગાડેલ ખજૂરનાં બે ઝાડો જે હજી સુધી મૌજૂદ છે તેની ઝિયારત કરીએ. પણ બાગમાં તે ઝાડોની ઝિયારત ન થઈ શકી ઘણો જ અફસોસ થયો. બાગવાળાને પૂછતાં જણાવ્યું કે બે દિવસ પહેલાં જ એટલે કે ૨૨ ઝીલ કઅદા હિ.સ. ૧૩૯૬ના રોજ પોલીસે ઉભા રહીને કપાવી નાખ્યાં.

દરેક કૌમ પોતાના પેશ્વાઓની યાદગારોની હિફાઝતની કાળજી કરે છે પણ વહાબી મુસલમાન હોવાના જૂઠા દાવેદાર સરકાર ﷺ ની યાદગારોને મિટાવવામાં પડેલા છે એટલે સુધી કે હુઝૂર ﷺ ના ગુંબદે ખદરા જેની ઝિયારત જગતના મુસલમાનોનો સુકૂન તથા આશિકાને રસૂલના દિલોનો કરાર (ચૈન) છે તેને પણ તોડી પાડવાનો પ્લાન આ કૌમ બનાવી રહી છે.

દસમા દિવસે ૨ ઝીલ હજ્જ હિ.સ. ૧૩૯૪ના રોજ આ મુકદ્દસ શહેરથી રડતાં રડતાં રંજો ગમથી ઢીલા પડી જઈને વિદાય થયા. બદરની મંઝિલે ઝહોરની નમાઝ અદા કરી અને ચાહ્યું કે જંગે બદરના મકામની ઝિયારત કરું જે મંઝિલે બદરથી થોડાક અંતરે છે પણ કોશિશ કરવા છતાં ડ્રાયવરે મોકો ન આપ્યો જેનો ગમ જિંદગીભર રહેશે.

મક્કા મોઅઝ્ઝમા પહોંચ્યા બાદ હજ્જની તૈયારી શરૂ થઈ ગઈ. હજ્જથી પહેલાં અમે મિના, મુઝદલ્ફા અને અરફાતની ઝિયારત કરી લીધી. પછી આઠ ઝીલ હજ્જથી બાર ઝીલ હજ્જ મનાસિકે હજ્જ અદા કર્યા બાદ જઅરાના તથા તન્ઈમથી ઉમરા કર્યા, જન્નતુલ મઅલા કબ્રસ્તાનમાં હાજર થયા. કબ્રસ્તાનની વચ્ચો વચ નવો રોડ જોઈને ઘણો જ અફસોસ થયો કે નજદી હુકૂમતને સહાબાએ કિરામ તથા અન્ય બુઝુર્ગોની કબરો પર સડક બનાવતાં રહમ ન આવી ! ઉમ્મુલ મો'મિનીન

હઝરત ખદીજતુલ કુબ્રા رضی اللہ عنہا ના રોઝા મુબારકને વેરાન કરી દીધો. સુલ્તાનુલ્ હિંદ હઝરત ખ્વાજા અજમેરી رحمۃ اللہ علیہ ના પીરો મુર્શિદ હઝરત ખ્વાજા ઉષ્માન હારૂની عَلَيْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ નો મઝાર મુબારક જે મસ્જિદે જિનની નજીક હતો તેના ઉપર પાકી સડક બનાવી કાઢી.

મસ્જિદે શજરા જ્યાં હુઝૂર ﷺ ના સાચા નબી હોવાની ઝાડે ગવાહી આપી હતી, તેના વિશે એક વૃદ્ધ અરબને પૂછયું કે મસ્જિદે શજર કયાં છે ? તેણે એક જગા પ્રતિ ઈશારો કરતાં કહ્યું, આ સ્થળે હતી તેને તોડી પાડવામાં આવી. અમે કહ્યું, શું આ ગવર્નમેન્ટ મસ્જિદો તોડે છે ?! તો તે મને નીચેથી ઉપર સુધી જોતો ચાલ્યો ગયો અને કોઈ જવાબ ન આપ્યો.

પછી ગારે ષૌર અને ગારે હિરાની ઝિયારત માટે હાજર થયો તો તે મુબારક પહાડોની મસ્જિદો પણ તોડી નંખાયેલી જોવા મળી તો અધિક વિશેષ રીતે યકીન થઈ ગયું કે બેશક ! વહાબી કેવળ નામ માત્રના મુસલમાન છે કેમ કે મસ્જિદ સ્પષ્ટ નસ (કુર્આની દલીલ)થી અલ્લાહ તઆલાની છે જેમ કે સૂરએ જિન પારા ૨૯માં છે : اِنَّ الْمَسٰجِدَ لِلّٰهِ "બેશક ! મસ્જિદો અલ્લાહની છે." જેથી મસ્જિદોને પાડી નાખવી એ કાફિરોનું જ કામ છે, નહીં કે મુસલમાનોનું.

હઝરત સૈયદ અહમદ ઈબ્ને દહલાન મક્કી શાફઈ رحمۃ اللہ علیہ (વફાત : હિ.સ. ૧૩૦૪) લખે છે કે વહાબીઓએ મસ્જિદોને તોડી પાડી, બુઝુર્ગોની યાદગારોને મિટાવી દીધી, જન્નતુલ મુઅલ્લાના ગુંબદોને ખોદીને ફેંકી દીધા, મૌલદુન્નબી ﷺ અને મૌલુદે હઝરત અબૂબક્ર તથા મૌલુદે હઝરત અલી رضی اللہ عنہما ના ઘુમ્મટોને પણ પણ તોડીને ફેંકી દીધા. મસ્જિદો અને કબરોને તોડી પાડતાં વહાબી બડાઈ મારતા હતા, ઢોલ વગાડીને ગીતો ગાતા હતા અને કબ્રવાળાને ખૂબ જ ગાળો આપતા હતા, એટલે સુધી કે અમુક લોકોએ હઝરત મહજૂબની કબ્ર પર પેશાબ પણ કર્યો.

હઝરતના મૂળ શબ્દો આ પ્રમાણે છે :–

بادروا لهدم بيوت ومعهم كثير من

الناس لهدم المساجد مآثر الصالحين فهدموا ولا ما في المعلّى



من القبب فكانت كثيرة ثم هدموا قبة مولد النبي صلى الله تعالى عليه وسلم ومولد سيدنا ابي بكر الصديق رضي الله تعالى عنه ومولد سيدنا علي رضي الله تعالى عنه وقبة السيدة خديجة رضي الله تعالى عنها وتتبعوا جميع المواضع التي فيها آثار الصالحين وهم عند الهدم يرتجزون ويضربون الطبل ويغنون بالغوا في شتم القبور التي هدموها وقالوا ان هي الا اسماء سميتموها حتى قيل ان بعض الناس بال على قبر السيد المحجوب

(ખુલાસતુલ કલામ ફી બયાને ઉમરા વલ બલદ અલ હરામિ જિલ્દ ષાની, પેજ–૨૭૮)

એ જ પ્રમાણે મુર્તદ અબૂ તાહિર કરમતીએ જ્યારે હિ.સ. ૩૨૦માં અબ્બાસી ખલીફા મુક્તદિર બિલ્લાહના જમાનામાં મક્કામાં મોઅઝ્ઝમા પર કબ્જો મળ્યો તો તેણે ખૂબ જ જુલ્મો કર્યા એટલે સુધી કે મુકદસ પથ્થર હજરે અસ્વદ પર ગુર્ઝ મારીને તેને તોડી નાખ્યો અને ઉખેડીને પોતાની રાજધાની "હિજર"માં લઈ ગયો જે વીસ વરસ પછી પરત આવ્યો. અને મસ્જિદે હરામના મિમ્બર પર ઉભા થઈને અબૂ તાહિર કરમતીએ કહ્યું, હું ખુદાની કસમ ! અને ખુદાની કસમ ! હું મખ્લૂકને પેદા પણ કરું છું અને મખ્લૂકને મારુ પણ છું. *(હુજ્જતુલ્લાહ અલલ્ આલમીન, ભાગ–૨, પેજ–૮૨૯)*

પણ જ્યારે સમય આવી ગયો તો પોતાના સમયનો ફિરઔન અબૂ તાહિર કરમતી ઝલીલ થઈને નષ્ટ થયો એ જ પ્રમાણે આ લોકો (વહાબીઓ) નષ્ટ થશે.

જ્યારે અરબમાં રોકાણનો સમય પૂર્ણ થયો તો ૧૬ મુહર્રમ હિ.સ. ૧૩૯૭, ૭ જાન્યુઆરી ઈ.સ. ૧૯૭૭ જુમ્આ મુબારકે મક્કા શરીફથી રવાના થઈને જિદ્દા પહોંચ્યા, પછી ૧૭ મુહર્રમુલ હરામના રોજ જિદ્દાથી રવાના થઈને ૨૪ મુહર્રમે મુંબઈ આવી ગયા અને ૧ સફરુલ મુઝફ્ફર હિ.સ. ૧૩૯૭એ ખૈર તથા આફિયત સાથે મારા વતને પહોંચી ગયો.

દુઆ છે કે હજ્જ તથા સરકારે અકદસ ﷺ ના આસ્તાના પાકની હાજરી કબૂલ થાય અને વારંવાર એ પવિત્ર સ્થળોની ઝિયારત નસીબ

થાય. દીનની ખિદમતમાં ખુલૂસ હોય અને ઈમાન પર ખાત્મો થાય. આમીન બિહુર્મતિ સૈયદિલ મુરસલીન સલવાતુલ્લાહિ તઆલા અલૈહિ વઅલૈહિમ અજમઈન.**–જલાલુદ્દીન અહમદ અમજદી** (૧૬ રબીઉલ આખર, હિ.સ. ૧૪૦૦, ૪ માર્ચ, ઈ.સ. ૧૯૮૦) (હવે પછીનું લખાણ પ્રકાશક થકી છે.)

**મર્કઝે તર્બિયતે ઈફતાની સ્થાપ્ના :** હઝરત કિબ્લા ફકીહે અસ્ર મુફતી જલાલુદ્દીન અહમદ અમજદી عَلَيْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ ૧૧ શાબાન હિ.સ. ૧૪૧૬ (ઈ.સ. ૧૯૯૬) સુધી દારુલ ઉલૂમ ફયૂઝુર્રસૂલ–બ્રાઉન શરીફ ખાતે ખિદમત આપતા રહ્યા અને ૧૨ શાબાન હિ.સ. ૧૪૧૬ (ઈ.સ. ૧૯૯૬)માં ત્યાંથી રાજીનામુ આપી આપે ઓઝાગંજ (જિ. બસ્તી, યુ.પી.) ખાતે **મર્કઝે તર્બિયતે ઈફતા દારુલ ઉલૂમ અમજદિયા અહલે સુન્નત અર્શદુલ ઉલૂમ**ની સ્થાપ્ના કરી. જ્યાં આલિમ ફાઝિલ થનાર તલબા ફતવા નવેશીની તા'લીમ મેળવી "મુફતી" બને છે. **હિંદ તથા પાક.માં આ એક એકલી તથા અજોડ એવી દર્સગાહ છે જ્યાં મુફતીઓની તર્બિયત કરવામાં આવે છે.** અહલે સુન્નત વ જમાઅતની ખિદમતમાં આપે આ અજોડ પગલુ ભર્યું અને ત્યાં જીવનના અંત સુધી લગભગ છ વરસ મુફતીની તર્બિયતમાં આવનારાઓ પાછળ મહેનત કરતા રહ્યા.

**ઈન્તેકાલ :** જીવનભર દીનો સુન્નિયતને ખાતર અગણિત તકલીફો વેઠીને ઝઝુમનાર આ મહાન ફકીહ જુમ્આની રાત્રે ૦૦.૫૫ના સમયે ૩–જમા. આખર હિ.સ. ૧૪૨૨ (ઈ.સ. ૨૩–ઓગસ્ટ, ૨૦૦૧)ના રોજ અલ્લાહને પ્યારો થઈ જાય છે. اِنَّا لِلّٰهِ وَاِنَّا اِلَيْهِ رَاجِعُوْن

**આપની ઔલાદ :** આપની ઔલાદમાં ચાર પુત્રો છે જે સર્વેને હઝરતે આલિમ બનાવ્યા : **(૧)** મૌલાના એઝાઝ અહમદ નૂરી જેઓ અહસનુલ મદારિસ (કદીમ) કાનપૂરમાં ખિદમત આપી રહ્યા છે. **(૨)** મૌલાના અન્વાર અહમદ સાહબ, દિલ્હીમાં કુતુબખાના અમજદિયા (૪૨૫–મેટીયા મહલ, જામા મસ્જિદ, દિલ્હી) થકી હઝરત કિબ્લા મુફતી સાહબની કિતાબો ઉર્દૂ, હિંદી અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરી રહ્યા છે ઉપરાંત



અહલે સુન્નતના મહાન ઉલમાની કિતાબો પબ્લિશ કરી રહ્યા છે તથા અન્ય દીની મિલ્લી પ્રવૃત્તિઓમાં વ્યસ્ત છે. **(૩)** હઝરત મૌલાના મુફતી અબરાર અહમદ સાહબ ઓઝાગંજ ખાતે મર્કઝી તર્બિયતી ઈફતા સંભાળી રહ્યા છે. **(૪)** મૌલાના અઝહાર અહમદ સાહબ હાલ મુબારકપુર જામિઆ અશ્રફિયાથી ફરાગત પામ્યા છે. આપને બે સાહબઝાદીઓ હતી જેમની શાદી પણ આપે આલિમો સાથે જ કરી છે, જે દર્શાવે છે કે આપને દીન તથા ઈલ્મે દીનથી કેટલી મહોબ્બત તથા લગાવ હતો.

મૌલા તઆલા તેના પ્યારા હબીબ ﷺ ના સદકામાં આ ફકીહે અસ્ર عَلَيْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ ની કબ્ર પર રહમતોની બૌછાર તાકયામત વરસાવે અને એમના ફયૂઝાનથી સુન્ની આલમને ખૂબ ફયૂઝયાબ ફર્માવે, તેમની ઔલાદને બંને જહાનમાં ખુશોખુર્રમ રાખે. આમીન બિજાહિન્નબીકરીમ ﷺ.